# ધર્મમંથન

મોહનદાસ કરમચંદ ગાંધી







નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# ધર્મમંથન

મોહનદાસ કરમચંદ ગાંધી

धर्मस्य तत्त्वं निहितं गुहायाम् ॥

વનપર્વ: ૩૧૪




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

પ્રકાશક
જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ,
નવજીવન પ્રકાશન મંદિર,
કાળુપુર, અમદાવાદ



પહેલી આવૃત્તિ, પ્રત ૨૦૦૦, ૧૯૩૫
બીજી આવૃત્તિ, પ્રત ૨૦૦૦, ૧૯૩૯
પુનર્મુદ્રણ, પ્રત ૨૨૦૦, ૧૯૪૫

મુદ્રક
મણિલાલ કલ્યાણદાસ પટેલ,
શ્રી સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ,
પાંચકૂવા દરવાજા, અમદાવાદ

# નિવેદન

'ધર્મમંથન' ની પહેલી આવૃત્તિ પૂરી થવાથી આ તેનું પુનર્મુદ્રણ બહાર પાડવામાં આવે છે. એટલે કે, એનું સ્વરૂપ એનું એ જ રહે છે. આ સ્વરૂપને અંગે ૧લી આવૃત્તિમાં કરેલું નિવેદન નીચે પ્રમાણે છે:

ગાંધીજીના ધર્મવિષયક લેખોનો આ સંગ્રહ પ્રસિદ્ધ કરતાં અમને આનંદ થાય છે. કઈ સમજથી આ સંગ્રહ તૈયાર કર્યો છે એ ટૂંકમાં જણાવવું જોઈએ. એક રીતે જોતાં ગાંધીજીનાં લખાણ માત્ર ધર્મને ચર્ચનારાં છે, કેમ કે એમને મન ધર્મ એ જીવનનાં અંગેઅંગ પર પોતાની કલ્યાણમય અસર કરનારું એવું વ્યાપક તત્ત્વ છે; એટલે દરેક પ્રશ્નની ચર્ચા ને વિચારણા તે ધર્મદૃષ્ટિથી જ કરે છે. આથી કરીને, ધર્મ ચર્ચતા લેખોનો સંગ્રહ તૈયાર કરવામાં શું લેવું ને શું છોડવું એ મૂંઝવનારી વરણી થાય.

ગાંધીજીના ધર્મ સંબંધી લેખોમાં જો અભ્યાસ કરવા જેવું ને બોધક હોય તો તે એમની સર્વદેશીય, સમભાવી અને જીવનનાં બધાં જ ક્ષેત્રોમાં એક સરખી વ્યાપક એવી ધર્મની કલ્પના મુખ્ય છે. એ રજૂ થાય એ દૃષ્ટિ રાખીને આ સંગ્રહ તૈયાર કરવા પ્રયત્ન કર્યો છે; ગાંધીજી પોતાને સનાતની હિંદુ માને છે; હિંદુધર્મની અંદર અનેકવિધ સામાજિક તથા ધાર્મિક સડા જોતાં છતાં, એમના જેવા સત્યાગ્રહી પોતાના જન્મપ્રાપ્ત ધર્મને વળગી રહ્યા છે;—એ શાથી એ સમજવા જેવી વસ્તુ છે. જગત પર હિંદુધર્મનું ખાસ ઋણ શું છે તે ગણાવતાં છતાં, તેની અંદરના આજ કેટલેક સ્થળે સ્વાભાવિક મનાતા છતાં, સડારૂપ જે વિકારો છે તેની સામે તે કઈ દૃષ્ટિથી થાય છે એ પણ સમજવાની જરૂર છે. અને આમ પોતે ચુસ્ત હિંદુ રહેવા માગવાની સાથે સર્વ ધર્મ પ્રત્યે સમભાવી છે

ને હરેક સત્યધર્મીએ એવા હોવું જોઈએ એમ ઉપદેશે છે તે કંઈ દૃષ્ટિએ એ પણ આવશ્યક અભ્યાસ ગણાય.

આ બધી દિશાઓની ચર્ચા તો સામાન્યતઃ જેને ધર્મ કહેવાય છે ને સમજાય છે તે વિષેની થઈ. પરંતુ એમનાં લખાણોમાં ધર્મની—એટલે કે સત્ય અને અહિંસાની—વ્યાપ્તિ સમાજનાં વિસ્તૃત ક્ષેત્રમાં પણ બધે છે. એક રીતે કહીએ તો, એમની આ વ્યાપક ધર્મદૃષ્ટિ એમની ધર્મભાવનાની નોંધવા યોગ્ય ખાસિયત છે. એ પણ ઠીક રીતે રજૂ થાય તો પ્રસ્તુત સંગ્રહને પૂરો ન્યાય મળે.

એક જ સંગ્રહમાં આ દ્વિવિધ વસ્તુઓ આપવા જતાં ગ્રંથકદ અતિ મોટું થઈ જાય. એટલે આખા સંગ્રહના બે સ્વતંત્ર વિભાગ પાડવા એ દુરસ્ત માન્યું છે. આ પ્રથમ પુસ્તકમાં ગાંધીજીના પ્રથમ નિર્દેશેલી વસ્તુ પરના લેખો મુખ્યત્વે આવી જાય છે. બીજું પુસ્તક મુખ્યત્વે ગાંધીજીની વ્યાપક ધર્મભાવનાનું સ્વરૂપ રજૂ કરશે.

'નીતિનાશને માર્ગે,' 'વર્ણવ્યવસ્થા,' 'ગોસેવા,' 'ધર્મસંસ્થાપન,' 'અહિંસાધર્મ,' તથા 'ગામડાની વહારે' —ગાંધીજીના આ લેખસંગ્રહોમાં તે તે વિષયનું નિરૂપણ સ્વતંત્ર ને સંપૂર્ણ રીતે થઈ હોવાથી ધર્મવિષયક આ સંગ્રહમાં તે દિશાનું ઝીણવટથી નિરૂપણ આપી તેને બેવડવાની જરૂર નથી માની. એટલે એ વિષયોની ગાંધીજીની વિચારમાળા માટે વાચકે તે તે પુસ્તકો ખાસ જોવાં જોઈએ. ધર્મ પરના લેખોના આ સંગ્રહ એ બધાની પૂર્તિરૂપ છતાં, એ બધાંમાં સૂત્રરૂપે રહેલી ધર્મદૃષ્ટિને વ્યક્ત કરનાર હશે. એ મર્યાદામાં જ એ બધા વિષયોની ચર્ચાને આ સંગ્રહમાં સ્થાન આપ્યું છે.

કેટલે અંશે આ ઇરાદો સફળ છે તે તો વાચક જાણે. આશા એવી રાખી છે કે, ઉપર જણાવેલા સંગ્રહ અને આ મળીને, આપણા વૈયક્તિક તેમ જ સામાજિક જીવનનાં મહત્ત્વનાં ક્ષેત્રો બાબત ગાંધીજીના વિચારોને, અભ્યાસીવર્ગ આગળ રજૂ કરશે. પુસ્તકને અંતે, મહત્ત્વના વિષયોની સૂચિ આપવામાં આવી છે.

તા. ૧૫-૧-'૩૫ —પ્રકાશક

# વિજ્ઞાપન

[ ગાંધીજી ]

" મારાં લખાણોના ઉદ્યમી અભ્યાસીને તેમ જ એમાં રસ લેનાર બીજાઓને કહેવા ઇચ્છું છું કે, મને સર્વ કાળે એકરૂપ જ દેખાવાની કશી પરવા નથી. સત્યની મારી શોધમાં મેં ઘણા વિચારોનો ત્યાગ કર્યો છે ને ઘણી નવી વસ્તુઓ શીખ્યો છું. ઉંમરમાં ભલે હું વૃદ્ધ થયો હોઉં, પણ મારો આંતરિક વિકાસ અટકી જશે એવું મને લાગતું નથી. મને એક જ વસ્તુની પડી છે, ને તે પ્રતિક્ષણ સત્યનારાયણની વાણીને અનુસરવાની મારી તત્પરતા છે. અને તેથી કોઈને મારાં બે લખાણોમાં વિરોધ જેવું જણાય ત્યારે, જો તેને મારા ડહાપણ વિષે શ્રદ્ધા હોય તો, એક જ વિષયનાં બે લખાણોમાંથી પાછલાને તે પ્રમાણભૂત માને."

* * *

" હું 'મહાત્મા' ગણાઉં તેથી મારું વચન સાચું જ એમ માની કોઈ ન વર્તે. 'મહાત્મા' કોણ તે આપણે જાણતા નથી. સારો માર્ગ એ છે કે 'મહાત્મા'ના વચનને પણ બુદ્ધિની કસોટીએ ચડાવવું ને તેમાં કસ ન ઊતરે તો તે વચનનો ત્યાગ કરવો."

* * *

" જેમ જેમ હું વિચાર કરતો જાઉં છું, મારા ભૂતકાળના જીવન પર દૃષ્ટિ નાંખતો જાઉં છું, તેમ તેમ મારું અલ્પપણું હું શુદ્ધ રીતે જોઈ શકું છું. મારે જે કરવું છે, જેની હું વર્ષો થયાં ઝંખના કરી રહ્યો છું, તે તો આત્મદર્શન છે, તે ઈશ્વરનો શાક્ષાત્કાર છે, મોક્ષ છે. મારું ચલનવલન બધું એ જ દૃષ્ટિએ થાય છે. મારું લખાણ બધું એ જ દૃષ્ટિએ છે, અને મારું રાજપ્રકરણી ક્ષેત્રની અંદર ઝંપલાવવું પણ એ જ વસ્તુને આધીન છે........

"મારા પ્રયોગોમાં તો આધ્યાત્મિક એટલે નૈતિક; ધર્મ એટલે નીતિ; આત્માની દૃષ્ટિએ પાળેલી નીતિ તે ધર્મ......... વિજ્ઞાનશાસ્ત્રી જેમ પોતાના પ્રયોગો અતિશય નિયમસર, વિચારપૂર્વક અને ઝીણવટથી કરે છે, છતાં તેમાંથી નિપજાવેલાં પરિણામોને તે છેવટનાં ગણાવતો નથી, અથવા તો એ એનાં સાચાં જ પરિણામ છે એ વિષે પણ સાશંક નહિ તો તટસ્થ રહે છે, તેવો જ મારા પ્રયોગોને વિષે દાવો છે. મેં ખૂબ આત્મનિરીક્ષણ કર્યું છે, એકેએક ભાવને તપાસ્યો છે, તેનું પૃથક્કરણ કર્યું છે. પણ તેમાંથી નીપજેલાં પરિણામ એ જ સૌને સારુ છેવટનાં જ છે, એ ખરાં છે અથવા એ જ ખરાં છે, એવો દાવો હું કોઈ દિવસ કરવા ઇચ્છતો નથી.

"હા, એક દાવો હું અવશ્ય કરું છું કે મારી દૃષ્ટિએ એ ખરાં છે, અને અત્યારે તો છેવટનાં જેવાં લાગે છે.........મારે મન સત્ય જ સર્વોપરી છે અને એમાં અગણિત વસ્તુઓનો સમાવેશ થઈ જાય છે. આ સત્ય તે સ્થૂલ — વાચાનું — સત્ય નહિ. આ તો જેમ વાચાનું તેમ વિચારનું પણ ખરું. આ સત્ય તે આપણે કલ્પેલું સત્ય જ નહિ, પણ સ્વતંત્ર ચિરસ્થાયી સત્ય; એટલે કે, પરમેશ્વર જ......

"આ માર્ગ જોકે ખાંડાની ધારે ચાલવા જેવો છે છતાં મને તે સહેલામાં સહેલો લાગ્યો છે..............સત્યની શોધનાં સાધનો જેટલાં કઠિન છે તેટલાં જ સહેલાં છે. એ અભિમાનીને અશક્ય લાગે અને એક નિર્દોષ બાળકને તદ્દન સંભવિત લાગે. સત્યના શોધકને રજકણથી પણ નીચે રહેવું પડે છે. જગત આખું રજકણને કચરે છે, પણ સત્યનો પૂજારી તો રજકણ સુધ્ધાં તેને કચડી શકે એવો અલ્પ ન બને ત્યાં સુધી તેને સ્વતંત્ર સત્યની ઝાંખી પણ દુર્લભ છે...........ખ્રિસ્તીધર્મ અને ઇસ્લામ પણ એ જ વસ્તુ સિદ્ધ કરે છે.......

"ભલે મારા જેવા અનેકોનો ક્ષય થાઓ, પણ સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો."

# અનુક્રમણિકા



## ખંડ ૧લો
## હિંદુધર્મ



## ખંડ ૨જો
## મંદિર અને યાત્રા

## ખંડ ૩જો
## ઉપવાસ અને પ્રાર્થના



## ખંડ ૪થો
## તત્ત્વચર્ચા



## ખંડ ૫મો
## ધર્મશાસ્ત્રોનું વાચન

# ખંડ ૧લો : હિંદુધર્મ

## ૧. હિંદુધર્મ

### ૧

હું હમેશાં જ મને પોતાને સનાતની હિંદુ તરીકે ઓળખાવું છું. મારી મદ્રાસની મુસાફરી દરમિયાન અસ્પૃશ્યતાના પ્રશ્નની ચર્ચા કરતાં તો મેં મારો એ દાવો હમેશના કરતાં વધારે ભારપૂર્વક રજૂ કર્યો છે. અને છતાંયે હિંદુધર્મને નામે થનારી એવી કેટલીયે બાબતો છે જે મને માન્ય નથી. જો હું સાચો સનાતની ન હોઉં તો પોતાને સનાતની અગર એવા જ બીજા નામથી ઓળખાવવાની મને ઇચ્છા નથી. તેમ એક મોટા ધર્મના નામનો આશ્રય લઈને તેમાં છૂપી રીતે કશો સુધારો કે બગાડો દાખલ કરવાની પણ મારી અલબત્ત ઇચ્છા નથી. તેથી મારો એ ધર્મ થઈ પડચો કે સનાતન હિંદુધર્મનો હું કેવો અર્થ કરું છું તે મારે એક વાર સ્પષ્ટપણે ચોખ્ખું કરી દેવું. 'સનાતન' શબ્દ હું એના સ્વાભાવિક અર્થમાં જ હમેશાં વાપરું છું.

હું મને પોતાને સનાતની હિંદુ કહેવડાવું છું, કારણ કે :

૧. હું વેદોને, ઉપનિષદોને, પુરાણોને અને જે બધા ગ્રંથો હિંદુ ધર્મશાસ્ત્રોને નામે ઓળખાય છે તેમને માનું છું અને તેથી અવતારોને અને પુનર્જન્મને પણ માનું છું.

૨. હું વર્ણાશ્રમધર્મને, મને લાગે છે કે, એના મૂળ વૈદિક અર્થમાં માનું છું; એના આજના લૌકિક અને અણઘડ અર્થમાં નહિ.

૩. હું ગોરક્ષાને તેના આજના લૌકિક અર્થ કરતાં ઘણા વધારે વિશાળ અર્થમાં માનું છું.

૪. મૂર્તિપૂજાને વિષે મારી અનાસ્થા નથી.

વાચક જોશે કે વેદો તેમ જ બીજાં શાસ્ત્રોનો ઉલ્લેખ કરતાં તેમને મેં અપૌરુષેય અગર ઈશ્વરપ્રણીત કહ્યાં નથી, કારણ એકલા વેદ જ અપૌરુષેય કે ઈશ્વરપ્રણીત હોય એમ હું માની શકતો નથી. હું તો બાઇબલ, કુરાન અને ઝંદ અવસ્તાને પણ વેદના જેટલાં જ ઈશ્વરપ્રેરિત સમજું છું. આ ધર્મગ્રંથોનું મને કશું પ્રત્યક્ષ જ્ઞાન છે એવો મારો દાવો નથી. છતાં જે મુદ્દાનાં સત્યો ધર્મશાસ્ત્રો ઉપદેશે છે તે હું અંતરથી ઓળખું છું અને લાગણીથી સમજું છું એવો અલબત્ત મારો દાવો છે. શાસ્ત્રના મારી બુદ્ધિને કે નૈતિક દૃષ્ટિને અળખામણા લાગે એવા કોઈ પણ અર્થથી — પછી તે ચાહે તેટલા વિદ્વત્તાપૂર્ણ કાં ન હોય — બંધાવાની હું ના પાડું છું. અત્યારના શંકરાચાર્યો અગર શાસ્ત્રીઓ પોતે હિંદુ ધર્મશાસ્ત્રોનો જે અર્થ કરી બતાવે છે તે જ એક સાચો છે એવો દાવો કરતા હોય તો હું તેનો વધારેમાં વધારે આગ્રહપૂર્વક નિષેધ કરું છું. ઊલટું હું એમ માનું છું કે, આ ધર્મગ્રન્થોનું આપણું અત્યારનું જ્ઞાન છેક અસ્તવ્યસ્ત છે. જેણે અહિંસા, સત્ય અને બ્રહ્મચર્યમાં પૂર્ણતા પ્રાપ્ત નથી કરી અને જેણે સર્વ પ્રકારની માલિકી અને ધનવૈભવનો ત્યાગ નથી કર્યો, તેવો કોઈ પણ મનુષ્ય શાસ્ત્રોને ખરેખરાં સમજી ન જ શકે એ ધર્મસૂત્રમાં મારી સંપૂર્ણ શ્રદ્ધા છે. હું ગુરુની પ્રથાને માનું છું. પણ સાથે સાથે એ પણ જોઉં છું કે અત્યારે તો

લાખો મનુષ્યોએ ગુરુ વગર જ પોતાની જીવનયાત્રા પૂરી કરવી રહી છે, કારણ સંપૂર્ણ જ્ઞાન સાથે તેટલા જ સંપૂર્ણ સદાચારનો સંગમ આ કાળમાં સાંપડવો દુર્લભ છે.

પણ આથી પોતાના ધર્મમાં રહેલું સત્ય કદી પણ જાણવાની બાબતમાં માણસે નિરાશ થવાની બિલકુલ જરૂર નથી. કારણ બધા મહાન ધર્મોની પેઠે જ હિંદુધર્મના પણ પાયાના સિદ્ધાન્તો સનાતન હોઈ સહેજે સમજાય તેવા છે. દરેક હિંદુ ઈશ્વરને માને છે; તે 'एकमेवाद्वितीयम्' છે એમ માને છે; પુનર્જન્મને અને મોક્ષને માને છે.

પણ જે ખાસ વસ્તુ હિંદુધર્મને બીજા ધર્મોથી નોખો પાડે છે તે તેની ગોરક્ષા અને વર્ણાશ્રમધર્મ છે.

વર્ણાશ્રમ તો મને લાગે છે કે મનુષ્યસ્વભાવમાં જ રહેલી વસ્તુ છે. હિંદુધર્મે શાસ્ત્રીય ઢબે તેનો વિચાર કરી તેને શાસ્ત્રની પૂર્ણતાએ પહોંચાડેલ છે એટલું જ. એ જન્મથી જ પ્રાપ્ત થનારી વસ્તુ છે. માણસ સ્વેચ્છાએ પોતાનો વર્ણ બદલી શકતો નથી. પોતાનો વર્ણાશ્રમ ન પાળવો એ પરંપરાને તોડવા સમાન છે.

પણ વર્ણાશ્રમના તત્ત્વને લઈને એક વર્ણની અસંખ્ય ન્યાતો અને પેટાન્યાતો કરી મૂકનારે એ સિદ્ધાન્તની જોડે અણઘટતી છૂટ લઈ તેની વિડંબના જ કરી છે. ચાર વર્ણ સમાજનાં બધાં પ્રયોજનને માટે તદ્દન પૂરતા છે.

વર્ણાન્તર રોટી કે બેટીવહેવારથી માણસનો જન્મથી મળેલ દરજ્જો કે અધિકાર નષ્ટ થવો જ જોઈએ એમ હું નથી માનતો. ચાતુર્વર્ણ્યે માણસને તેના વ્યવસાય નક્કી કરી આપ્યા છે. તે મનુષ્યના સામાજિક વહેવારની મર્યાદા બાંધતો કે નિયમન કરતો નથી. ચાતુર્વર્ણ્યે માણસના ધર્મો દોરી દીધા છે; તેને જુદા જુદા ચડિયાતા કે ઊતરતા હક્કો બક્ષ્યા નથી. મને લાગે છે કે હિંદુધર્મની પ્રકૃતિથી જ એ વિરુદ્ધ છે કે

પોતાનામાં ઊંચા કે બીજાનામાં નીચા દરજ્જાનું આરોપણ કરવું. હિંદુ દૃષ્ટિએ તો સર્વ જ વર્ગ ઈશ્વરની સૃષ્ટિને સેવવા જન્મેલા છે. બ્રાહ્મણ પોતાના જ્ઞાનથી, ક્ષત્રિય પોતાની રક્ષણશક્તિથી, વૈશ્ય તેના વાણિજ્યબળથી અને શૂદ્ર તેના શરીરયજ્ઞથી.

આનો અર્થ એમ નથી કે બ્રાહ્મણ શરીરયજ્ઞ કરવાના ધર્મથી અગર તો પોતાનું અને બીજાનું રક્ષણ કરવાના ધર્મથી છૂટો છે. અર્થ એટલો જ છે કે બ્રાહ્મણ એના જન્મ વડે કરીને પ્રધાનપણે જ્ઞાની છે અને પરંપરાગત સંસ્કાર દ્વારા તેમ જ કેળવણી દ્વારા જ્ઞાન બીજાને આપવાને સૌથી વધુ લાયક છે. તેમ એનો અર્થ એમ પણ નથી કે શૂદ્રને તે જેટલું ઇચ્છે તેટલું જ્ઞાન સંપાદન કરવાનો અધિકાર નથી. માત્ર તે તેના શરીરયજ્ઞ દ્વારા જ સૌથી વધુ સારી સેવા બજાવી શકશે અને તેથી તેણે બીજાઓની — તેમનામાંના સેવાને લાયકના ખાસ ગુણોની — અસૂયા ન કરવી ઘટે. પણ જે બ્રાહ્મણ પોતાના જ્ઞાનધનનો ગર્વ ધરીને પોતાને બીજાના કરતાં ચડિયાતો ગણાવવા માગે છે તે નીચો પડે છે અને અજ્ઞાની છે.

આ જ ન્યાય પોતાના ખાસ સંસ્કારોનું અભિમાન કરી તેને અંગે ખાસ હક્કો ભોગવવા માગનારા હરકોઈ બીજાઓને પણ લાગુ છે. વર્ણાશ્રમધર્મ એ સંયમ ઉપર, શક્તિસંચય ઉપર અને તેના ઝીણવટભર્યા ઉપયોગ ઉપર રચાયેલો છે, સ્વચ્છંદ ઉપર નહિ.

આમ જોકે વર્ણાશ્રમને વર્ણાન્તર રોટી કે બેટીવહેવારથી ધક્કો નથી પહોંચતો, છતાં હિંદુધર્મ જુદા જુદા વર્ણો વચ્ચેના રોટી અગર બેટીવહેવાર પ્રત્યે આગ્રહપૂર્વક અરુચિ દર્શાવે છે. હિંદુધર્મ સંયમની પરિસીમાએ પહોંચી શક્યો છે. આત્માનો મોક્ષ સાધવાને ખાતર દેહનું દમન કરવા કહેનારો એ ધર્મ છે. આમ હિંદુધર્મમાં બાપે પોતાના

દીકરાની જોડે બેસીને ખાવું જ જોઈએ એવો વિધિ નથી. એક મર્યાદિત વર્ગમાંથી જ પોતાના ઘરને માટે કન્યા પસંદ કરવાનો વિધિ પણ ભારે સંયમ સિવાય બીજું શું સૂચવે છે? વળી વિવાહિત સ્થિતિને પણ હિંદુધર્મ મોક્ષને સારુ કંઈ અનિવાર્ય ગણતો નથી. હિંદુની દૃષ્ટિએ તો જન્મ જેમ આત્માનું પતન છે તેમ લગ્ન પણ પતન જ છે. મોક્ષ એટલે જેમ જન્મબંધનથી મુક્તિ તેમ મરણના બંધનથી પણ મુક્તિ. આત્માના ત્વરિત વિકાસને માટે વર્ણાન્તર રોટી કે બેટી-વહેવારનો નિષેધ જરૂરી વસ્તુ છે.

પણ આવો સંયમ એ કંઈ વર્ણની કસોટી કે લક્ષણ નથી. બ્રાહ્મણ પોતાના શૂદ્ર ભાઈની જોડે બેસીને ખાય છતાં જ્યાં સુધી તેણે જ્ઞાનદાન કરવાનો પોતાનો સ્વધર્મ મૂક્યો નથી ત્યાં સુધી તે બ્રાહ્મણ મટતો નથી. આ બધા ઉપરથી એટલું ફલિત થાય છે કે રોટીવહેવારને લગતા સંયમ કે મર્યાદાધર્મો વર્ણોની ઉચ્ચતા કે નીચતાના ખ્યાલ ઉપર રચાયા નથી. જે હિંદુ એવી કશી ઉચ્ચતા કે નીચતાના ખ્યાલને કારણે બીજાની જોડે જમવાની ના પાડે છે તે હિંદુધર્મને ખોટા રૂપમાં રજૂ કરે છે.

દુર્ભાગ્યે આજકાલ હિંદુધર્મ માત્ર ખાવા અને અભડાવાની ચર્ચામાં જ આવી રહેલો જોવામાં આવે છે. એક વાર એક ધર્મશીલ હિંદુ ભાઈ સમક્ષ મેં મુસલમાનના ઘરમાં બેઠાં ડબલ રોટી ખાવાનું સાહસ કરી તેમને થથરાવી મૂક્યા હતા. મેં જોયું કે એક મુસલમાન મિત્રે આણી આપેલા પ્યાલામાં મને દૂધ રેડી લેતો જોઈને તેમને ભારે દુઃખ થયું. પણ જ્યારે તેમણે મને એ મુસલમાન મિત્રના હાથની ડબલ રોટી લેતો જોયો ત્યારે તો તેમની વ્યથાનો પાર જ રહ્યો નહિ! મને ભય છે કે શું ખાવું અને કોની જોડે ખાવું એના ઝીણામાં ઝીણા વિધિનિષેધ નક્કી કરવા

પાછળ જ જો હિંદુધર્મ પોતાનું બધું બળ રોકશે તો તે થોડા જ વખતમાં ખરી વસ્તુને ખોઈ બેસશે. માદક પદાર્થો અથવા ખોરાકોના સેવનથી દૂર રહેવું અગર તો માંસાહાર ન કરવો એ આત્માના વિકાસની દિશાએ ભારે મદદકર્તા છે એ સાવ સાચું, પણ તેથી તે એક જ વસ્તુ કંઈ ધર્મનું સારસર્વસ્વ નથી. હરકોઈની જોડે બેસીને ખાનારા ને માંસાહાર કરનારા અને છતાં ઈશ્વરથી ડરનારા અનેક માણસો માંસાહારથી અને બીજી ઘણી વસ્તુઓથી ભારે ચુસ્તતાપૂર્વક દૂર રહેનારા અને છતાંયે પોતાના પ્રત્યેક કાર્યથી ઈશ્વરને અપમાન પહોંચાડનારા માણસના કરતાં મોક્ષદશાની વધુ જ નજીક છે.

તા. ૬–૧૦–'૨૧

## ૨

આ બધું છતાં હિંદુધર્મની પ્રધાન વસ્તુ નિરાળી જ છે: તે ગોરક્ષા. ગોરક્ષા એ મનુષ્યના આખા વિકાસક્રમમાં મને સૌથી અલૌકિક વસ્તુરૂપે ભાસી છે. ગાયનો અર્થ હું માણસની નીચેની આખી મૂંગી દુનિયા એવો કરું છું. ગાયને બહાને એ તત્ત્વ દ્વારા માણસને આખી ચેતનસૃષ્ટિ જોડે આત્મીયતાનો અનુભવ કરાવવાનો એમાં પ્રયત્ન છે. આવો દેવભાવ ગાયને જ કેમ આપવામાં આવ્યો હશે એ પણ મને તો સ્પષ્ટ છે. ગાય જ હિંદુસ્તાનમાં માણસનો સૌથી સાચો સાથી — સૌથી મોટો આધાર — હતી. એ જ એક હિંદુસ્તાનની કામધેનુ હતી. તે માત્ર દૂધ જ આપનારી નહોતી. આખી ખેતીનો એ આધારસ્તંભ હતી.

ગાય એ દયાધર્મની મૂર્તિમન્ત કવિતા છે. આ ગરીબ અશરણ પ્રાણીમાં આપણે કેવળ દયા જ ઊભરાતી જોઈએ છીએ. લાખો કરોડો હિંદીઓને ઉછેરનારી એ માતા છે. એ

ગાયની રક્ષા તે ઈશ્વરની આખી મૂક સૃષ્ટિની રક્ષા છે. જે અજ્ઞાત ઋષિ કે દ્રષ્ટાએ આ ગોપૂજા ચલાવી તેણે ગાયથી શરૂઆત કરેલી. એથી નિરાળું બીજું કશું એનું ધ્યેય હોઈ જ ન શકે. આ પશુસૃષ્ટિની અરજ મૂંગી છે તેથી વળી વધારે જ અસરકારક છે. ગોરક્ષા એ હિંદુધર્મે દુનિયાને આપેલી બક્ષિસ છે. અને હિંદુધર્મ પણ જ્યાં સુધી ગાયની રક્ષા કરનારા હિંદુઓ છે ત્યાં સુધી જ રહેશે.

એ ગાયની રક્ષા કઈ રીતે થાય? રસ્તો એ જ છે કે ગાયને બચાવવા જાતે મરવું. ગાયને બચાવવા ખાતર માણસને મારવા તૈયાર થવું એ તો હિંદુધર્મ તેમ જ અહિંસાધર્મ બન્નેનો ઇનકાર કર્યા સમાન છે.

હિંદુઓને તો પોતાની તપસ્યાના, પોતાની આત્મશુદ્ધિના અને આપભોગના બળથી ગાયની રક્ષા કરવાનું કહેલું છે. આજકાલની ગોરક્ષા તો મુસલમાનો જોડે કાયમનાં કંકાસ અને ઝેર કરવામાં આવી રહી છે; જ્યારે ખરું જોતાં ગોરક્ષાનો અર્થ એ છે કે આપણે આપણી પ્રેમસેવાથી મુસલમાનોનાં મન જીતી લેવાં.

પણ ખુદ હિંદુઓ પોતે અત્યારે ગોરક્ષા કેટલી સમજે છે? થોડા અરસા ઉપર એક મુસલમાન મિત્રે મને એક પુસ્તક મોકલેલું, તેમાં ગાય અને તેની ઓલાદ ઉપર આપણે જે ઘાતકીપણું ગુજારીએ છીએ તેનાં વિગતવાર વર્ણનો કરેલાં હતાં. તેનું ટીપેટીપું દૂધ ખેંચી લેવાને ખાતર આપણે તેનું કેવું લોહી લઈએ છીએ, આપણે તેને ભૂખે મારી કેવી હાડપિંજર કરી મૂકીએ છીએ, તેનાં વાછરડાંઓની આપણે કેવી દુર્દશા કરીએ છીએ, તેમને આપણે કેવા પૂરું ધાવવા પણ દેતા નથી, બળદો પર આપણે કેવો જુલમ ગુજારીએ છીએ, આપણે તેમને કેવા ખસી કરીએ છીએ, આપણે તેમને કેવા ચાબખા, પરોણી અને આરોના માર મારીએ છીએ, આપણે

તેમના પર કેવા અનહદ બોજા લાદીએ છીએ — આ બધાનું એમાં વર્ણન હતું. જો તેમને વાચા હોત તો કદાચ તેઓ આપણી સામે એવા તો અમાનુષી અપરાધોની સાક્ષી પૂરત કે દુનિયા બધી કમકમી ઊઠત !

આ મૂંગાં પશુઓ પર ઘાતકીપણાના પ્રત્યેક કર્મથી આપણે હિંદુધર્મનો અને ઈશ્વરનો ઇનકાર કરીએ છીએ. હું નથી માનતો કે દુનિયાના બીજા કોઈ પણ દેશમાં તેનાં ઢોરોની હાલત હિંદુસ્તાનના કરતાં ભૂંડી હોય. આમાં અંગ્રેજનો દોષ આપણે નહિ કાઢી શકીએ. આમાં આપણી ગરીબી પણ આપણે નહિ આડે શકીએ. આપણાં ઢોરોની આ દુર્દશા આપણી ઘાતકી બેદરકારી સિવાય બીજા કશાની જ સૂચક નથી. આપણી પાંજરાપોળો આપણી દયાવૃત્તિ ઉપર ખડી થયેલી સંસ્થાઓ છતાં તે વૃત્તિનો અતિ બેહૂદો અમલ કરનારી સંસ્થાઓ માત્ર છે. તેઓ નમૂનેદાર ગોશાળાઓ કે ડેરીઓ અને ધીકતી રાષ્ટ્રીય સંસ્થાઓ તરીકે ચાલવાને બદલે માત્ર ખોડાં ઢોરો રાખવાનાં ધર્માદા ખાતાંઓ જ થઈ પડી છે !

હિંદુઓની પરીક્ષા ટીલાં કર્યાથી, સ્વરશુદ્ધ મન્ત્રો ભણ્યાથી, તીરથજાત્રાઓ કર્યાથી કે ન્યાતફિરકાઓના ઝીણામાં ઝીણા નિયમો ચીવટથી પાળ્યાથીયે નહિ, પણ ગાયને બચાવવાની તેમની શક્તિથી જ થવાની છે. અત્યારે તો ગોરક્ષાધર્મનો દાવો કરનારા આપણે ગાયને અને તેના વંશને ગુલામ બનાવી જાતે ગુલામ બન્યા છીએ.

હું શા સારુ મને પોતાને સનાતની હિંદુ કહેવડાવું છું એ વાચકને હવે સમજાશે. ગાય પ્રત્યેના મારા પૂજ્યભાવમાં હું કોઈથી ઊતરું એમ નથી. ખિલાફતની લડતને મેં અપનાવી છે. કારણ કે હું જોઈ રહ્યો છું કે ખિલાફતની રક્ષા મારફત ગાયની સંપૂર્ણ રક્ષા છે. મારી સેવાના બદલા તરીકે ગાયને બચાવવા હું મુસલમાન મિત્રોને નથી કહેતો. હું ઈશ્વર

પાસે રોજ એટલી જ પ્રાર્થના કરું છું કે જે લડતને હું સચ્ચાઈની લડત માનું છું તેને વિષેની મારી સેવા એની નજરમાં એટલી સમાય કે તે મુસલમાનોનાં દિલ પલટાવે અને તેમને વિષે પોતાના હિંદુ બિરાદરોને માટે એટલી મહોબ્બત પેદા કરે કે હિંદુઓ જેને પોતાના પ્રાણ સમાન પ્રિય સમજે છે તે જાનવરને તેઓ બચાવી લે.

હિંદુધર્મ પ્રત્યેનો મારો ભાવ હું કઈ રીતે વર્ણવી શકું ? મારી સ્ત્રી પ્રત્યેનો મારો ભાવ હું વર્ણવી શકું તો હિંદુધર્મ પ્રત્યેનો મારો ભાવ વર્ણવી શકું. મારી સ્ત્રી મારા અંતરને જે રીતે હલાવે છે તે રીતે દુનિયાની બીજી કોઈ સ્ત્રી હલાવી શકે એમ નથી. આનો અર્થ એવો નથી કે એનામાં હું કંઈ દોષ જોતો નથી. હું કહું છું કે હું જોઈ શકું છું તે કરતાં પણ ઘણા વધારે દોષો તેનામાં હશે. છતાં એક અતૂટ મમતાના બંધનની ભાવના અહોરાત્ર મારા અંતરમાં જાગ્રત છે. તે જ મમતાની ભાવના હિંદુધર્મને માટે પણ તેના બધા દોષો અને મર્યાદાઓ છતાં મારા અંતરમાં છે. ગીતા કે તુલસીરામાયણ (જે બે પુસ્તકોનું જ આખા હિંદુ ધર્મ-ગ્રંથરૂપી અર્ણવમાં, મને જ્ઞાન છે એમ કહેવાય)નું સંગીત મારામાં જે જીવન પૂરે છે તે દુનિયામાં બીજો કોઈ ગ્રંથ પૂરી શકે એમ નથી. જ્યારે હું અંતકાળને કિનારે છું એમ મને લાગ્યું હતું ત્યારે ગીતા જ મારા અંતરનો વિશ્રામ હતી. હિંદુ મંદિરો અને દેવસ્થાનોમાં આજકાલ જે અનાચાર પ્રવર્તે છે તેથી હું અજાણ નથી. પણ એ બધા અકથનીય દોષો છતાં હું એ સંસ્થાઓને ચાહું છું. એની વાતોમાં મને જે રસ આવે છે તે બીજીમાં નથી આવતો. હું ઠેઠનો સુધારક છું. છતાં સુધારાની વ્યાકુળતામાં હું હિંદુધર્મના કોઈ પણ આવશ્યક અંગોનો ત્યાગ કરવા તૈયાર નથી. હું પાછળ કહી ગયો કે મૂર્તિપૂજા પ્રત્યે મારી અનાસ્થા નથી. મૂર્તિ મારા

મનમાં કશો પૂજ્યભાવ પણ પેદા નથી કરતી. છતાં હું માનું છું કે મૂર્તિપૂજા એ મનુષ્યસ્વભાવનું જ એક અંગ છે. આપણે કંઈ ને કંઈ સ્થૂલ વસ્તુને માનવા પૂજવાના તરસ્યા રહીએ છીએ. માણુસ બીજી જગાના કરતાં મંદિર કે દેવાલયમાં જ કંઈક વધારે શાંત અને સાત્વિક મનોવૃત્તિવાળો બને છે એનું રહસ્ય બીજું શું છે? મૂર્તિ એ ઉપાસનાની સહાયક છે. કોઈ હિંદુ મૂર્તિને ઈશ્વર નથી સમજતો. હું મૂર્તિપૂજાને પાપ માનતો નથી.

આટલા ઉપરથી સમજાયું હશે કે હિંદુધર્મ કોઈ સાંકડો ધર્મમત કે સંપ્રદાય નથી. એના ઉદરમાં સંસારની સર્વ વિભૂતિઓની પૂજાને સ્થાન છે. ધર્મપ્રચારનો જે સામાન્ય અર્થ લેવાય છે તે અર્થમાં એને ધર્મપ્રચારક પન્થ નહિ કહી શકાય. એણે અનેક જાતિઓને પોતાનામાં સમાવી એ સાચું, પણ એ બધું વિકાસક્રમને ન્યાયે અદશ્ય ગતિએ બન્યું છે. હિંદુધર્મ દરેક માણુસને તેની પોતાની જ શ્રદ્ધા અગર ધર્મની ઢબે ઈશ્વરને ભજવાનો આગ્રહ કરે છે અને તેથી સર્વ ધર્મોની જોડે એની સુલેહ છે.

આવી મારી હિંદુધર્મની સમજણ હોવાથી હિંદુધર્મમાં અસ્પૃશ્યતાને હું કદી પણ સાંખી શક્યો નથી. અસ્પૃશ્ય-ભાવનાને હું હંમેશાં હિંદુધર્મની ઉપર વળગેલો મેલ માનતો આવ્યો છું. અનેક પેઢીઓથી એ ચાલતો આવ્યો છે એ ભલે, પણ એવી બીજી અનેક પ્રથાઓ આજદિન લગી ચાલતી આવી છે. દેવદાસીઓ અને મુરલીઓની પ્રથા હિંદુધર્મનું એક અંગ છે એ વિચારે હું તો શરમથી મરી જ રહું. અને છતાં દેવધર્મને નામે આ ઉઘાડો વ્યભિચાર હિંદુસ્તાનના ઘણા ભાગોમાં હિંદુઓમાં પ્રવર્તે છે. વળી કાળીને બકરાંનો ભોગ આપવો એ વસ્તુને પણ હું નર્યો અધર્મ માનું છું અને એ હિંદુધર્મનું અંગ છે એવું માનતો નથી.

હિંદુધર્મ એ તો અનેક યુગોનો વિકાસ છે. હિંદુધર્મ એ નામ પણ હિંદુસ્તાનના લોકોના ધર્મને સારુ પરદેશીઓએ શોધી કાઢેલો શબ્દ છે. એક કાળે અહીંયાં ધર્મને નામે પશુઓનું બલિદાન અપાતું. પણ એ વસ્તુ ધર્મ ન હોય; ત્યાં હિંદુધર્મ તો ક્યાંથી હોય જ?

અને એ જ પ્રમાણે મને લાગે છે કે જ્યારે ગોરક્ષાએ આપણા બાપદાદાઓમાં ધર્મનું સ્વરૂપ લીધું ત્યારે જેમણે ગોમાંસભક્ષણ ન જ છોડયું તેમને સમાજે બહિષ્કૃત કર્યાં હશે. એ સામાજિક વિગ્રહ પણ જબરો ચાલ્યો હશે, અને ગોમાંસ-ભક્ષણનો આગ્રહ ધરાવનારાઓની સામેનો એ સામાજિક બહિષ્કાર એકલા તેમની સામે જ ચાલીને ન અટકતાં તેમની પુત્રપૌત્રપરંપરાની સામે પણ ચાલુ રહ્યો હશે. આમ ઘણે ભાગે મૂળ શુભ ઇરાદાઓથી શરૂ થયેલી પ્રવૃત્તિ કાળે કરીને એક કઠણ નિર્ઘૃણ પ્રથા બની ગઈ. તે એટલે સુધી કે એ પ્રથાને કેવળ અનુચિતપણે કાયમનો ટેકો આપનારા કે તેની વિધિઓ સૂચવનારા શ્લોકો સુધ્ધાં ધીમે ધીમે શાસ્ત્રગ્રંથોમાં ઘૂસી ગયા! આ મારી કલ્પના સાચી હોય કે ન હોય તોપણ અસ્પૃશ્યભાવના આપણી વિવેકબુદ્ધિની સાવ વિરુદ્ધ અને પ્રેમ કે દયાધર્મના આપણા કુદરતી ભાવોની વિરોધી છે એ તો નિઃસંદેહ છે. જે ધર્મ ગાયની પૂજા પ્રવર્તાવતાં અચકાતો નથી તે માણસ જેવા માણસોનો આટલો ઘાતકી બહિષ્કાર કેમ બરદાસ કરી જ શકે અગર તો તેને ટેકો આપી શકે?

અને તેથી આટલો કાળ કચડાયેલા આ અસ્પૃશ્યવર્ગને તજવા કરતાં તો મારા ચૂરેચૂરા થઈ જાય તોપણ હું સન્તોષ જ માનું. હિંદુઓ પણ જો પોતાના ઉદાત્ત ઉજ્જ્વળ ધર્મને આ અસ્પૃશ્યભાવનાના કલંકથી છોડવી ન લેતાં આમ ને આમ કલંકિત રાખશે તો તેઓ કદી પણ સ્વતંત્રતાને લાયક ગણાશે નહિ. અને હું હિંદુધર્મને મારા પ્રાણથી પણ અધિક

વહાલી વસ્તુ ગણું છું તેથી જ આ કલંકનો ભાર મને અસહ્ય થઈ પડ્યો છે. હિંદુસમાજના એક પંચમાંશ હિસ્સાને આપણી જોડે સમાનભાવે મળવાભળવાનો અધિકાર આપવાનો ઇનકાર કરીને ઈશ્વરનો ઇનકાર કરવાને શું હિન્દુઓ આગ્રહ ધરશે ?

૯–૧૦–'૨૧

## ૨. હિંદુધર્મનું ઋણ

સ૦ અમે જોઈએ છીએ કે આપને હિંદુધર્મ પર ભારે શ્રદ્ધા છે. હિંદુધર્મે આપણે માટે શું કર્યું છે, હિંદુધર્મનું આપણા પર શું ઋણ છે તે સમજાવશો ? એણે આપણને બેહૂદાં વહેમો અને રૂઢિઓનો વારસો નથી આપ્યો ?

જ૦ હું માનતો હતો કે આ વાત તો સમજાઈ ચૂકી હશે. વર્ણાશ્રમધર્મ એ જ હિંદુધર્મે જગતને ચરણે ધરેલી એક અદ્વિતીય ભેટ છે. હિંદુધર્મે આપણને માયામાંથી એટલે કે સંકટમાંથી ઉગારી લીધા છે. હિંદુધર્મ જો મને ઉગારવા ન ધાયો હોત તો મારે માટે આપઘાત એ એક જ રસ્તો હતો. હું હિંદુ રહ્યો છું, કારણ હિંદુધર્મ એક એવી વસ્તુ છે જે પોતાની સુવાસ સર્વત્ર ફેલાવીને દુનિયાને મનુષ્યને વસવા યોગ્ય બનાવે છે. હિંદુધર્મમાંથી જ બૌદ્ધધર્મનો જન્મ થયો છે. આજે આપણે જોઈએ છીએ તે હિંદુધર્મનું શુદ્ધ સ્વરૂપ નથી હોતું, પણ ઘણી વાર તેની વિકૃતિ હોય છે. નહિ તો મારે એનો પક્ષ લઈને બોલવાની જરૂર ન રહેત, એ પોતે જ પોતાને વિષે બોલત. જેમ હું સંપૂર્ણપણે શુદ્ધ હોઉં તો મારે તમારી આગળ બોલવાની જરૂર ન રહે. ઈશ્વર એની જીભ વડે બોલતો નથી. અને મનુષ્ય જેટલો ઈશ્વરની સમીપ આવે છે તેટલો ઈશ્વરવત્ બને છે. હિંદુધર્મ મને શીખવે છે કે મારું શરીર અંદર રહેલા આત્માની શક્તિને

રોકનાર બંધન છે.

જેમ પશ્ચિમના લોકોએ દુન્યવી વસ્તુઓને વિષે અદ્ભુત શોધો કરી છે, તેમ હિંદુધર્મે ધર્મના, મનોવૃત્તિના, આત્માના ક્ષેત્રમાં એથીયે અદ્ભુત શોધો કરી છે. પણ એ ભવ્ય અને સૂક્ષ્મ શોધોને જોવા સારુ આપણી પાસે ચક્ષુ નથી. પશ્ચિમના વિજ્ઞાને જે આર્થિક પ્રગતિ કરી છે તેનાથી આપણે અંજાઈ જઈએ છીએ. મને એ પ્રગતિનો મોહ નથી. ખરું જોતાં એમ જ લાગી જાય છે કે જાણે ડહાપણના ભંડાર એવા ઈશ્વરે જ ભારતવર્ષને આ પ્રકારની પ્રગતિમાંથી રોકી લીધું છે, જેથી જડવાદનો હુમલો ઝીલવાનું એનું ઈશ્વરનિર્મિત કાર્ય તે પાર પાડી શકે. હિંદુધર્મમાં એવું કંઈક સત્ત્વ છે જેણે તેને આજ સુધી જીવતો રાખ્યો છે. બાબિલોન, સીરિયા, ઈરાન અને મિસરના સુધારાઓની પડતીનો તે સાક્ષી છે. દુનિયામાં ચોમેર નજર નાખી જુઓ. રોમ ક્યાં છે? ગ્રીસ ક્યાં છે? ગીબનનું ઇટલી — અથવા રોમ કહો, કારણ રોમ એ જ ઇટલી હતું — આજે તમને ક્યાંયે ખોળ્યું જડે એમ છે? ગ્રીસમાં જાઓ. ગ્રીસની જગવિખ્યાત સંસ્કૃતિ ક્યાં છે? પછી ભારતવર્ષ તરફ આંખને વાળો. અહીંના પ્રાચીનમાં પ્રાચીન ગ્રંથો કોઈ તપાસી જાય અને પછી આસપાસ નજર નાંખે તો તેને કહેવું જ પડે, 'હા, અહીંયાં પ્રાચીન ભારતવર્ષ હજી જીવતું દેખાય છે.' કોઈ કોઈ જગાએ ઉકરડા વળ્યા છે એ સાચું; પણ એ ઉકરડાઓની નીચે મહામૂલ્યવાન રત્નો દટાયેલાં પડ્યાં છે. અને હિંદુધર્મ કાળના આટલા વારાફેરા સામે ટક્યો છે, એનું કારણ એ છે કે, તેણે આર્થિક પ્રગતિના નહિ પણ પારમાર્થિક પ્રગતિના આદર્શને સેવ્યો છે.

એણે જગતને આપેલી અનેક ભેટોમાં મૂક જીવસૃષ્ટિ સાથે મનુષ્યના અભેદની કલ્પના એક અદ્વિતીય વસ્તુ છે. મારે

મન ગોપૂજા એ ભવ્ય વિચાર છે, અને એને વ્યાપક કરી શકાય એમ છે. ધર્માંતરની આધુનિક ઘેલછામાંથી હિંદુધર્મ મુક્ત રહ્યો છે એ પણ મારે મન કીમતી વસ્તુ છે. હિંદુધર્મને પ્રચારની જરૂર નથી. તે કહે છે, ‘ શુદ્ધ જીવન ગાળો. ’ મારું કર્તવ્ય, તમારું કર્તવ્ય માત્ર શુદ્ધ જીવન ગાળવાનું છે. એની અસર કાળચક્ર પર રહી જશે. વળી, હિંદુધર્મે રામાનુજ, ચૈતન્ય, રામકૃષ્ણ જેવા કેટલા મહાપુરુષો જગતને આપ્યા છે એનો વિચાર કરો. હિંદુધર્મ પર છાપ પાડી જનાર આધુનિક પુરુષોનાં તો નામો પણ હું નથી આપતો. હિંદુધર્મ મરણપ્રાય અથવા મરી ગયેલો ધર્મ નથી.

પછી ચાર આશ્રમોની ભેટનો વિચાર કરો; એ પણ અદ્વિતીય ભેટ છે. એનો જોટો આખી દુનિયામાં બીજે નહિ જડે. કૅથલિક ધર્મમાં બ્રહ્મચારીઓને મળતા અવિવાહિતોનો વર્ગ છે ખરો, પણ એની સંસ્થા નથી, જ્યારે હિંદુસ્તાનમાં તો દરેક છોકરાને આ પ્રથમ આશ્રમમાંથી પસાર થવું પડતું; એ કેવી ભવ્ય કલ્પના હતી ! આજે આપણી આંખો મેલી છે, વિચાર એથીયે મેલા છે, અને શરીર સાથી મેલાં છે કારણ આપણે હિંદુધર્મનો ઇનકાર કરી રહ્યા છીએ.

હજી એક વસ્તુ છે તે મેં નથી કહી. મૅક્સમુલરે ચાળીસ વર્ષો પહેલાં કહેલું કે, યુરોપ હવે સમજતું જાય છે કે પુનર્જન્મ એ વાદ નથી પણ સત્ય હકીકત છે. એ પણ સર્વાંશે હિંદુધર્મની જ ભેટ છે.

આજે વર્ણાશ્રમધર્મને અને હિંદુધર્મને તેના પૂજકો ખોટા સ્વરૂપે બતાવીને તેનો ઇનકાર કરી રહ્યા છે. એનો ઉપાય વિનાશ નથી, પણ શુદ્ધિ છે. આપણે આપણા જીવનમાં સાચી હિંદુ વૃત્તિને સજીવન કરીએ, પછી પૂછીએ કે એથી અંતરાત્માને સંતોષ થાય છે કે નહિ.

તા. ૧૯-૧૧-’૨૭

# ૩. સનાતની હિંદુ એટલે

હું મને ચુસ્ત સનાતની હિંદુ કેમ કહેવડાવું છું, હું મને વૈષ્ણવ કેમ માનું છું, એ સવાલો પુછાયા છે. મને લાગે છે કે એ સવાલનો ઉત્તર મારે વાળવો જોઈએ.

આના ઉત્તરમાં સનાતની હિંદુની વ્યાખ્યા આવી જાય છે, વૈષ્ણવની ઓળખાણ આવી જાય છે.

મારી માન્યતા છે કે જે માણસ હિંદુસ્તાનમાં હિંદુ કુળમાં જન્મીને, વેદ, ઉપનિષદ, પુરાણાદિ ગ્રન્થોને ધર્મગ્રન્થરૂપે માને; જે માણસ સત્ય, અહિંસાદિ પાંચ યમોને વિષે શ્રદ્ધા રાખે અને તે યથાશક્તિ પાળે; જે માણસ આત્મા છે, પરમાત્મા છે, આત્મા અજ અને અમર છે તેમ છતાં દેહાધ્યાસથી સંસારમાં અનેક યોનિમાં આવજા કર્યાં કરે છે, તેને મોક્ષ છે, અને મોક્ષ એ પરમ પુરુષાર્થ છે એમ માને; જે વર્ણાશ્રમ ને ગોરક્ષાધર્મને માને તે હિંદુ છે. જે માણસ આ બધું માનતો હોવા ઉપરાંત વૈષ્ણવ સંપ્રદાયને માનનાર કુટુંબમાં જન્મ્યો હોય ને તેનો જેણે ત્યાગ ન કર્યો હોય, જેનામાં નરસિંહ મહેતાએ તેના 'વૈષ્ણવજન' નામના ભજનમાં વર્ણવેલા ગુણો થોડેઘણે અંશે પણ હોય ને જે તે ગુણો પૂર્ણપણે મેળવવા પ્રયત્ન કરતો હોય તે વૈષ્ણવ છે. મારી દૃઢ માન્યતા છે કે મેં વર્ણવેલાં ચિહ્નો મારામાં ઘણે અંશે છે અને તે મારામાં વધારે દૃઢીભૂત કરવા હું પ્રયત્ન કરી રહ્યો છું. તેથી મને પોતાને હું નમ્રપણે પણ દૃઢતાથી ચુસ્ત સનાતની હિન્દુ અને વૈષ્ણવ તરીકે ઓળખાવતાં સંકોચાતો નથી. હું માનું છું કે હિંદુધર્મનું મોટામાં મોટું બાહ્ય સ્વરૂપ ગોરક્ષા છે. તે રક્ષા કરવા હિંદુમાત્ર અત્યારે અસમર્થ બની રહ્યા છે, તેથી હિંદુસંસારને હું નપુંસક માનું છું. તે

નપુંસકમાં હું મને ઓછામાં ઓછો નપુંસક માનું છું. જે તપશ્ચર્યા મેં ગોરક્ષાને સારુ કરી છે ને કરી રહ્યો છું, જે લાગણી મને ગાય તથા ગાયના વંશને સારુ થાય છે, તેનાથી વધારે બીજામાં હશે એમ હું ધારતો નથી. તેને ખાતર મારા જેટલી તપશ્ચર્યા કોઈએ જ્ઞાનપૂર્વક કરી હોય એમ હું જાણતો નથી. જ્યાં લગી હિંદુસ્તાનમાં હિન્દુ ગાયની ઉપર દયા રાખતા નથી, ઢોરને હિંદુ પોતે જ અનેક પ્રકારનાં દુઃખો આપે છે, જ્યાં સુધી મુસલમાનોની પ્રીતિ સંપાદન કરી તેમની પાસેથી પ્રેમને ખાતર ગોવધ છોડાવવા તેઓ સમર્થ થયા નથી, જ્યાં સુધી અંગ્રેજો હિંદુસ્તાનમાં ગોવધ કરી રહ્યા છે તે સહન કરી અંગ્રેજી સલ્તનતની હિંદુઓ સલામી કરે છે, ત્યાં સુધી હિંદુધર્મમાં બ્રાહ્મણ અને ક્ષત્રિયધર્મનો હું લોપ સમજું છું, અને તેથી હું વૈશ્ય જન્મ્યા છતાં તે બન્ને ધર્મનું પાલન કરવા સદા પ્રયત્ન કરી રહ્યો છું.

હિંદુધર્મનું આંતર સ્વરૂપ સત્ય અને અહિંસા છે એમ હું માનું છું. સત્યનું સેવન જેટલી સૂક્ષ્મતાએ હું છેક બચપણથી કરી રહ્યો છું, તેટલું કરતાં મેં મારી ઓળખમાંના કોઈને જાણ્યા નથી. અહિંસાનું જાગ્રત લક્ષણ પ્રેમ છે — અવેર છે. મને દૃઢ વિશ્વાસ છે કે હું પ્રેમથી ઊભરાઈ રહ્યો છું. મને સ્વપ્ને પણ કોઈના પ્રત્યે વેરભાવ ઉત્પન્ન થયો નથી. ડાયરનાં દુષ્કૃત્યો છતાં તેના પ્રત્યે મને વેર ઉત્પન્ન થતું નથી. જ્યાં જ્યાં મેં દુઃખ જોયું છે, અન્યાય જોયો છે ત્યાં ત્યાં મારો આત્મા અકળાયો છે.

હિંદુધર્મનું તત્ત્વ મોક્ષ છે. મોક્ષને સારુ હું મથી રહ્યો છું. મારી બધી પ્રવૃત્તિ મોક્ષને ખાતર છે. જેટલો વિશ્વાસ મને મારા દેહના અસ્તિત્વ વિષે છે તેની ક્ષણિકતાને વિષે છે, તેટલો જ આત્માના અસ્તિત્વ વિષે ને તેના અમૃતત્વને વિષે છે.

આવાં કારણોથી હું મને પોતાને ચુસ્ત સનાતની હિંદુ

તરીકે ઓળખાવી સુખી થાઉં છું.

શાસ્ત્રોનો મેં ઊંડો અભ્યાસ કર્યો છે એમ મને કોઈ પૂછે, તો હું તેને કહું કે મેં નથી કર્યો અને કર્યો છે. વિદ્વાનની દૃષ્ટિએ નથી કર્યો. મારું સંસ્કૃત જ્ઞાન નહિ જેવું જ ગણાય; પ્રાકૃતમાં રહેલા તરજુમા પણ મેં થોડા જ વાંચ્યા છે. એકે વેદ મેં પૂરેપૂરો વાંચ્યો છે એવો દાવો હું ન કરી શકું. છતાં મેં શાસ્ત્રોને ધર્મદૃષ્ટિએ જાણ્યાં છે. તેમાંનું રહસ્ય હું જાણી ગયો છું, વેદ વાંચ્યા વિના માણસ મોક્ષ મેળવી શકે એ હું જાણું છું.

શાસ્ત્રો વાંચવાની — સમજવાની — ચાવી મને હાથ લાગી છે. જે શાસ્ત્રવચન સત્યનું, અહિંસાનું, બ્રહ્મચર્યનું વિરોધી હોય તે ગમે ત્યાંથી મળ્યું હોય છતાં તે અપ્રમાણ છે. શાસ્ત્ર બુદ્ધિથી પર નથી. બુદ્ધિગ્રાહ્ય ન હોય તે શાસ્ત્રને આપણે પડતાં મેલી શકીએ છીએ. ઉપનિષદો માત્ર હું વાંચી ગયો છું. એવાં પણ ઉપનિષદો મેં વાંચ્યાં છે કે જેમાંનાં કેટલાંક મને બુદ્ધિગ્રાહ્ય નથી લાગ્યાં. તેથી તેમને મેં આધારભૂત નથી માન્યાં. શાસ્ત્રના અક્ષરને વળગ્યો તે વેદિયો છે એમ ઘણા કવિઓએ ગાયું છે. શાસ્ત્રોનું દોહન શંકરાચાર્યાદિએ એક એક વાક્યમાં આપ્યું છે, ને તે બધાનું તાત્પર્ય એ છે કે, આપણે ઈશ્વરભક્તિ કરી જ્ઞાન મેળવવું અને તે વડે મોક્ષ મેળવવો. અખા ભગતે કહ્યું છે કે,

'સૂતર આવે ત્યમ તું રહે,
જ્યમ ત્યમ કરીને હરિને લહે.'

જે શાસ્ત્ર મને મદિરાપાન, માંસભક્ષણ, પાખંડ ઇત્યાદિ શીખવે તે શાસ્ત્ર ન કહેવાય.

સ્મૃતિઓને નામે મહા અધર્મ ચાલી રહ્યો છે. સ્મૃતિઆદિ ગ્રંથોના અક્ષરને વળગવા જતાં આપણે નરકને સારુ લાયકાત

મેળવીએ છીએ. સ્મૃતિથી ભ્રમિત થઈ પોતાને હિંદુ કહેવડાવતા માણસો વ્યભિચાર કરે છે, બાળકન્યાની ઉપર બળાત્કાર કરવા — કરાવવા તૈયાર થાય છે.

અત્યારે બધાં શાસ્ત્રોમાંથી આપણે શું ક્ષેપક ગણવું, શું ગ્રાહ્ય ગણવું, શું ત્યાજ્ય ગણવું એ મહાપ્રશ્ન ઊભો થાય છે. જો મેં ઉપર જણાવ્યું છે તે પ્રમાણે આજે બ્રાહ્મણધર્મનો લોપ ન હોત, તો આપણે યમનિયમાદિના પાલનથી જે શુદ્ધ થયેલ હોય ને જેણે સારું જ્ઞાન મેળવ્યું હોય તેવા કોઈ બ્રાહ્મણને પૂછી જોત. તેને અભાવે અત્યારે ભક્તિમાર્ગ પ્રધાનપદ ભોગવે છે. પાખંડ, દંભ, મદ, માયા વગેરે પાપો જે આધુનિક સરકારમાં અનેક રૂપે પ્રગટી રહ્યાં છે તેની સાથે અસહકાર કરી જ્યારે આપણે આત્મશુદ્ધિ મેળવીશું ત્યારે કદાચ આપણને શાસ્ત્રદોહન આપનાર કોઈ સંસ્કૃત પુરુષ મળી રહેશે. ત્યાં લગી આપણે પ્રાકૃત લોક સરળભાવે મૂળતત્ત્વોને વળગી હરિભક્ત થઈ વિચરીએ. એ સિવાય બીજો માર્ગ હું જોતો નથી.

'ગુરુ વિના જ્ઞાન ન હોય' એ સુવર્ણવાક્ય છે. પણ ગુરુ મળવા જ દોહ્યલા છે અને સદ્ગુરુને અભાવે ગમે તેને ગુરુ કરી બેસીને આપણે સંસારસાગરની વચ્ચોવચ્ચ ડૂબવું યોગ્ય નહિ ગણાય. ગુરુ તે કે જે તારે. પોતે તરી ન જાણે તે બીજાને શું તારે? એવા તારા આજકાલ હોય તોપણ તે એકાએક જોવામાં આવતા નથી.

હવે આપણે વર્ણાશ્રમને તપાસીએ. ચાર વર્ણ ઉપરાંત વર્ણ નથી એમ મેં તો જાણ્યું છે. વર્ણ જન્મથી છે એવી મારી માન્યતા છે. બ્રાહ્મણકુળમાં જન્મ્યો તે બ્રાહ્મણ રહીને જ મરે. ગુણે અબ્રાહ્મણ થાય તો પણ તેનો બ્રાહ્મણદેહ બ્રાહ્મણ મટતો નથી. બ્રાહ્મણધર્મનું પાલન નહિ કરનાર બ્રાહ્મણ ગુણ પ્રમાણે શૂદ્રયોનિમાં જન્મે ને પશુયોનિમાંયે જન્મે. મારા જેવા

બ્રાહ્મણધર્મનું અને ક્ષત્રિયધર્મનું પાલન કરનાર વૈશ્યને જન્મવાપણું રહે તો બીજે ભવે ભલે બ્રાહ્મણ કે ક્ષત્રિય જન્મે. આ જન્મે તો તે વૈશ્ય જ રહેશે ને તે જ યથાર્થ છે. હિંદુ-ધર્મમાં બીજા ધર્મોવાળા વખતોવખત સમાઈ ગયા છે, પણ તેઓ તે જ જન્મે હિન્દુ તરીકે ઓળખાયા નથી. હિંદુ-સંસાર દરિયો છે. તેના પેટમાં બધો કચરો આવીને સાફ થઈ જાય છે, શમી જાય છે. એમ થયાં જ કર્યું છે. ઇટલી, ગ્રીસ, વગેરેના લોકો આવી હિંદુધર્મમાં સમાઈ ગયા છે, પણ તેઓને કોઈએ હિંદુ બનાવ્યા નથી. પણ કાળાંતરે આમ વધઘટ થયાં કરી છે. હિંદુધર્મ ખ્રિસ્તી કે મુસલમાની ધર્મ પ્રમાણે પરધર્મીઓને તેમાં દાખલ થવાનું નિમંત્રણ કરતો નથી; સર્વને પોતપોતાનો ધર્મ પાલન કરવાનો જ આદેશ તેમાં રહેલો છે. ભગિની નિવેદિતા જેવાં હિંદુધર્મમાં આવ્યાં છતાં આપણે તેમને હિંદુ તરીકે નથી ઓળખતા, તેમ તેમનો બહિષ્કાર કે તિરસ્કાર પણ નથી કરતા. હિંદુ 'ધર્મ'માં આવવાપણું કોઈને રહેતું નથી. હિંદુધર્મનું 'પાલન' સૌ કોઈ કરી શકે છે.

વર્ણાશ્રમ કાયદો છે. તેનું વ્યાવહારિક રૂપ જ્ઞાતિ છે. જ્ઞાતિમાં વધઘટ થાય છે. જ્ઞાતિની ઉત્પત્તિ અને લય થયાં જ કરે છે. હિંદુધર્મ બહાર તો માણસ પોતે જ થઈ શકે છે. જ્ઞાતિ બહાર માણસ મેલાય છે. જ્ઞાતિનો બહિષ્કાર એ દંડ છે ને સર્વ જ્ઞાતિની પાસે એ હોવો જ જોઈએ.

ઘણી જ્ઞાતિઓ મટી ઓછી થવાની આવશ્યકતા છે ખરી અને તે હિંદુધર્મને આઘાત પહોંચાડ્યા વિના તે તે જ્ઞાતિનાં મહાજનો કરી શકે છે. અનેક વાણિયાજ્ઞાતિઓ એક થાય, તેમની વચ્ચે બેટીવ્યવહાર ચાલુ થાય, તેમાં ધર્મને કશી હાનિ નથી પહોંચતી.

પાણી, ભાણાવ્યવહાર અને બેટીવ્યવહાર એ હિંદુધર્મનું આવશ્યક ચિહ્ન નથી પણ હિંદુધર્મમાં સંયમે પ્રધાનપદ ભોગવેલું હોવાથી પાણી, ભોજન, વિવાહ ઇત્યાદિના સૂક્ષ્મ પ્રતિબંધો રાખવામાં આવ્યા છે. તેને હું નિંદ્ય નથી ગણતો; છતાં જે તે પાલન ન કરે તેને હું ધર્મભ્રષ્ટ થયેલો પણ ન ગણું. પાણી, ભોજન કે વિવાહવ્યવહાર ફાવે ત્યાં ન કરવો એને હું શિષ્ટાચાર ગણું છું. તેમાં આરોગ્ય અને પવિત્રતાની રક્ષા રહેલી છે. પણ તિરસ્કારરૂપે કોઈને ત્યાં ભોજનનો કે પાણીનો ત્યાગ કરવો એ હિંદુધર્મની વિરુદ્ધ છે એમ માનું છું. પરવર્ણની સાથે કે પરધર્મીની સાથે બેટીવ્યવહાર અને ભોજનવ્યવહારનો પ્રતિબંધ હિંદુધર્મની સંસ્કૃતિની આવશ્યક વાડ છે એવો મારો અનુભવ ઉપર બંધાયેલો અભિપ્રાય છે.

એમ છતાં હું કેમ મુસલમાનોને ત્યાં પણ જમું છું? કેમ કે હું તેમને ત્યાં જમતો છતાં સંયમધર્મનું ખૂબ સેવન કરી શકું છું. પકાવેલી વસ્તુમાં ડબલરોટી સુધી લઉં છું. કેમ કે ડબલરોટી પકાવવાની ક્રિયા તદ્દન શુદ્ધ છે, ને જેમ પાણી ગમે ત્યાં પકવેલી લેવાય તેમ રોટી (રોટલી નહિ) ગમે ત્યાં પકવેલી લેવાય. છતાં મારા સાથીઓ તેટલો પ્રતિબંધ નહિ પાળતાં મુસલમાન અને પોતાનાથી ઇતરવર્ણીઓને ત્યાં શુદ્ધ રીતે પકવેલો ખાદ્ય પદાર્થ પણ લે છે. આમ કરવામાં તેઓ જ્ઞાતિબહિષ્કારનું જોખમ માથે વહોરે છે, હિંદુ મટતા નથી. આશ્રમ એ સંન્યાસીઓને લગતો કંઇક ધર્મ પાળે છે. ત્યાં હિંદુધર્મને અનુસરીને એક નવી જ્ઞાતિ કે નવો વ્યવહાર આ યુગને છાજે તેમ બંધાઈ રહેલ છે. આ કાર્યને હું અખતરારૂપે ગણું છું. ફળીભૂત થયે અનુકરણીય ગણાશે. નિષ્ફળ થયે કોઈને હાનિ નહિ કરે. અખતરો કરનારને પણ નુકસાન નહિ થાય, કેમ કે અખતરાનું મૂળ સંયમ છે. સેવાધર્મનું સહેલાઈથી પાલન થાય, ને જ્યાં ધર્મનો

સમાવેશ કેવળ ખાવાપીવામાં જ કરી મેલવામાં આવ્યો છે ત્યાં તે રિવાજને તેનું યોગ્ય અને ગૌણ સ્થાન અપાય તો ઠીક, એ હેતુ છે.

હવે રહી અસ્પૃશ્યતા. અસ્પૃશ્યતાની ઉત્પત્તિ કોઈ કળી શકે તેમ નથી. મેં અનુમાનો જ કર્યાં છે. તે ખોટાં હોય કે ખરાં, પણ અસ્પૃશ્યતા અધર્મ છે એમ તો આંધળોયે જોઈ શકે એમ છે. માત્ર ઘણા કાળનો અધ્યાસ જેમ આપણને આત્મા ઓળખવા નથી દેતો તે જ રીતે ઘણા કાળનો અધ્યાસ આપણને અસ્પૃશ્યતામાં રહેલો અધર્મ પણ જોવા નથી દેતો. કોઈને પણ પેટે ચલાવવા, નોખા રાખવા, ગામ બહાર કાઢવા, તે મરે કે જીવે તેની દરકાર ન રાખવી, તેને એઠું ભોજન દેવું એ બધું ધર્મ હોય જ નહિ. પંજાબના જે અન્યાયની વિરુદ્ધ આપણે પોકાર કરીએ છીએ તેનાથી વિશેષ અન્યાય આપણે અંત્યજ ઉપર કરીએ છીએ. અંત્યજ પડોશમાં રહી ન શકે, અંત્યજને પોતાની માલિકીની જમીન ન મળે, અંત્યજે આપણને જોતાં જ પોકાર કરવો જોઈએ કે 'છેટા રહેજો, મને અડશો નહિ,' અંત્યજને આપણી સાથે ગાડીમાં બેસવાની પરવાનગી ન મળે—આ હિંદુધર્મ નથી. આ તો ડાયરશાહી છે. અસ્પૃશ્યતામાં સંયમ નથી. મા મેલું ઉપાડી સ્નાન કર્યાં વિના નથી અડતી એ દાખલો અસ્પૃશ્યતાને નભાવવા સારુ આપવામાં આવ્યો છે. પણ તેમાં તો મા પોતે જ અડવા નથી માગતી, અને તે કાયદાને આપણે ભંગીના સંબંધમાં પળાવીએ તો કોઈ ઇનકાર કરે તેમ નથી. ભંગી ઇત્યાદિને અસ્પૃશ્ય ગણી આપણે મેલને સહન કરીએ છીએ ને રોગો ઉત્પન્ન કરીએ છીએ. જો અસ્પૃશ્યને સ્પૃશ્ય ગણીએ તો આપણે આપણા તે અંગને સાફ રાખતાં શીખીશું.

ભંગીઓનાં ઘર તો ઘણાં વૈષ્ણવઘર કરતાં મેં ચોખ્ખાં જોયાં છે. તેઓમાંના કેટલાકની સત્યવાદિતા, સરળતા, દયા

વગેરેથી હું ચકિત થયો છું. મારી ખાતરી છે કે હિંદુધર્મમાં અસ્પૃશ્યતા રૂપી કળિએ પ્રવેશ કર્યો તેથી આપણે પતિત બન્યા છીએ ને તેથી ગોમાતાના રક્ષણને સારુ પણ વીર્યહીન થઈ ગયા છીએ. જ્યાં સુધી આપણે આ ડાયરશાહીમાંથી મુક્ત નથી થયા ત્યાં સુધી અંગ્રેજી ડાયરશાહીમાંથી મુક્ત થવાનો આપણને અધિકાર નથી.

તા. ૬–૨–'૨૧

## ૪. વર્ણવ્યવસ્થા*

મારી દક્ષિણની મુસાફરી દરમિયાન વર્ણવ્યવસ્થા અને બ્રાહ્મણ–અબ્રાહ્મણ વગેરે જાતિભેદોના સંબંધમાં મેં કાઢેલા ઉદ્ગારો વિષે મને સંખ્યાબંધ ગુસ્સાભર્યા કાગળો મળ્યે જાય છે. આ કાગળો હું છાપતો નથી; કારણ, તેમાં ગાલિપ્રદાન ઉપરાંત બીજું કશું ભાગ્યે જ હોય છે. અને ગાળો નથી હોતી તેમાં પણ દલીલ કશી જ નથી હોતી. ચીડ કંઈ દલીલ ન કહેવાય.

છતાં કેટલાકના કાગળોમાંથી ઉત્પન્ન થતી દલીલોના પ્રત્યુત્તર આપવા ઘટે. કેટલાક કહે છે કે જાતિભેદ ટકાવવાથી હિંદુસ્તાનનું સત્યાનાશ વળશે; કારણ, જાતિભેદે જ હિંદુસ્તાનને ગુલામીમાં ડુબાડ્યું છે. મારી નજરે આપણી આજની અધોગતિના મૂળમાં આપણો જાતિભેદ નથી. આપણા લોભને લીધે રાષ્ટ્રીય સદ્ગુણો કેળવવા તરફ આપણે બેપરવા રહ્યા, તેને લીધે ગુલામી આપણને વરી છે. હું તો ઊલટું એમ માનું છું કે વર્ણવ્યવસ્થાએ તો હિંદુ સમાજને છિન્નભિન્ન થઈ જવામાંથી કેટલેક અંશે બચાવ્યો જ છે.

*જુઓ 'વર્ણવ્યવસ્થા' પ્રકરણ ૧લું.

પણ બીજી સંસ્થાઓની પેઠે જ આ સંસ્થામાં પણ અતિશયતાએ પેસીને ભારે નુકસાન કર્યું છે. વર્ણવ્યવસ્થામાં મૂળ કલ્પેલી સમાજની ચતુર્વિધ રચના જ મને તો મુદ્દાની, સ્વાભાવિક અને જરૂરી જણાય છે. અસંખ્ય ન્યાતો અને પટાન્યાતોથી કેટલીક વાર કેટલીક અનુકૂળતા થઈ હશે; પણ મોટે ભાગે તો, ન્યાતો વિઘ્નકર્તી જ થઈ પડનારી છે એમાં શંકા નથી. એવી પેટાન્યાતો જેમ જલદી એક થઈ જાય તેમ સમાજનું શ્રેય છે. પેટાજાતિઓમાં, આવી નજરે ન ચડનારી ઘડભાંગ અને નવેસર રચના મૂળથી જ થતી આવી છે અને થયાં જ કરવાની. પ્રજામત અને પ્રજાના નૈતિક દબાણની અસર એ કામ કરી લેવા સારુ બસ છે. પણ મૂળ વર્ણવિભાગને જ નાબૂદ કરવાના કોઈ પણ પ્રયત્નની હું અવશ્ય સામે છું.

વર્ણવિભાગમાં ભેદદૃષ્ટિ, અસમાનતા, અગર ઊંચનીચપણું કશું છે જ નહિ; અને મદ્રાસ અગર દક્ષિણ જેવા પ્રાંતોમાં જ્યાં એવા ભેદો ઊભા થવા બેઠા છે ત્યાં અવશ્ય તે અટકાવવા ઘટે. પણ એના એવા પ્રસંગોપાત્ત દુરુપયોગને કારણે આખી વ્યવસ્થાને મોતની સજા ફરમાવી શકાય નહિ. એમાં સહેલાઈથી સુધારણા થઈ શકે તેમ છે. હિંદુસ્તાનમાં તેમ આખી દુનિયામાં આજે જે લોકયુગ જોતજોતામાં પ્રવર્તી રહ્યો છે તેને પરિણામે હિંદુ જાતિઓમાંથી પણ ઊંચનીચના ખ્યાલ સહેજે નીકળી જશે. કેવળ બાહ્યાંગોને તોડ્યાથી લોકયુગ નહિ પ્રવર્તે. એ ગણિતનો દાખલો નથી કે છેદ ઉડાવી દીધે બંધ બેસી જાય. એની ગૂંચો ઉકેલવાને અંતર બદલવાં જોઈએ, સમાજની વૃત્તિમાં પલટો થવો જોઈએ. જાતિભેદ એ જો રાષ્ટ્રભાવનાના ફેલાવવામાં વિઘ્નરૂપ હોય તો હિંદુસ્તાનમાં હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહૂદી આદિ ધર્મોનું એકીવારે હોવું એ પણ વિઘ્નરૂપ જ છે. લોકસત્તા

અને રાષ્ટ્રીયતાની ભાવના તો પરસ્પરના બંધુભાવ ઉપર જ પોષાય છે. અને આજે એક ખ્રિસ્તીને કે મુસલમાનને સગા માજણ્યા ભાઈ જેવો જ માનવામાં હું તો કશી અડચણ જોતો નથી. આપણે કદી ન ભૂલવું જોઈએ કે જે હિંદુધર્મે વર્ણવ્યવસ્થા ઉપજાવી, તે જ હિંદુધર્મે મનુષ્યમાત્ર પ્રત્યે જ નહિ પણ જીવમાત્ર પ્રત્યે આત્મભાવ પ્રાપ્ત કરવાનો આદર્શ પણ મનુષ્યના સર્વોપરી કલ્યાણના સાધનરૂપે આપણને આપેલો છે.

એક ભાઈ સૂચવે છે કે આપણી વર્ણવ્યવસ્થા ભાંગીને આપણે યુરોપની વર્ગવ્યવસ્થા સ્વીકારવી. એટલે કે, મારા ધારવા પ્રમાણે તે એમ કહેવા માગે છે કે, આપણી વર્ણ-વ્યવસ્થામાં રહેલી વંશપરંપરાની ભાવનાને જ માત્ર આજે આપણે નાબૂદ કરવી. મને તો લાગે છે કે, વંશપરંપરાનો સિદ્ધાંત એ એક સનાતન સિદ્ધાંત છે. તેને બદલવાના પ્રયત્નથી હંમેશાં અનવસ્થા ઉત્પન્ન થઈ છે, અને તે થાય જ. એક બ્રાહ્મણને તેની આખી જિંદગી બ્રાહ્મણ જ માનવામાં હું તો ભારે ઉપયોગ જોઈ રહ્યો છું. જો બ્રાહ્મણને છાજે એવી રીતે એ નહિ વર્તે તો સ્વાભાવિકપણે જ સાચા બ્રાહ્મણને મળનારું માન તે ખોશે. જો આપણે વ્યક્તિના પ્રત્યેક કૃત્યના સારાનરસાપણાનો આંક કાઢીને તેની રૂએ દરેક વેળાએ વ્યક્તિઓને સજાઓ કે બક્ષિસો એનાયત કરવા બેસીશું, રોજ રોજ બ્રાહ્મણને શૂદ્રની અને શૂદ્રને બ્રાહ્મણની પદવીઓ આપવા બેસીશું, તો મુશ્કેલીઓનો પાર જ ન રહે, એ દેખીતું છે. જો હિંદુઓ પુનર્જન્મને માનનારા છે — અને દરેક હિંદુ પુનર્જન્મમાં માનનારો હોવો જ જોઈએ — તો તેઓએ એમ જ માનવું રહ્યું કે, કુદરત કશી પણ ભૂલ કર્યા વગર દુર્વર્તન કરનાર બ્રાહ્મણને માનવી ઉન્નતિની કોટિમાં નીચલી પાયરીએ નાંખશે, અને તે જ રીતે આ જન્મમાં

બ્રાહ્મણજીવન ગાળનારને બ્રાહ્મણ કોટિમાં ચડાવ્યા વગર પણ નહિ જ રહે.

હવે રોટીબેટીવહેવારની બાબત તપાસીએ. હું માનું છું કે, એકરાષ્ટ્રીયતાની ભાવના પ્રવર્તાવવાને સારુ, એક ભાણે જમવું અગર ગમે તેની જોડે પરણવાની છૂટ, એ જરૂરની વસ્તુઓ નથી. ગમે તેવા સ્વતંત્ર જમાનામાં, ગમે તેટલા સ્વતંત્ર રાજ્યબંધારણમાં પણ, સમાજના બધા જ લોકોમાં, ખાવાપીવા કે પરણવાની બાબતમાં એકસરખો જ આચારવહેવાર પ્રવર્તશે એમ હું માનતો નથી. સમાજના જુદા જુદા વર્ગો વચ્ચે આચારવહેવારની વિવિધતા હંમેશ રહેવાની જ. એ વિવિધતા વચ્ચે જ આપણે હમેશાં એકતાને શોધવી અને સ્થાપવી પડવાની. અને કોઈ પણ માણસ સૌ કોઈની જોડે ખાવા કે પીવાની બાબતમાં હરકત માનનારો હોય તો તે પાપ કરે છે એમ કહેવાને હું તૈયાર નથી. હિંદુઓમાં ભાઈ ભાઈનાં છોકરાં એકબીજાની જોડે નથી પરણતાં, એથી કંઈ તેમની વચ્ચેના પ્રેમને ખલેલ નથી પહોંચતી. ઊલટો આ રિવાજ એમની વચ્ચેના સગપણને વધારે વિશુદ્ધ અને નિર્મળ કરે છે. વૈષ્ણવોમાં મેં ઘણી માતાઓને જોઈ છે જેઓ મરજાદ પાળે છે અને ઘરને રસોડે જમતી કે ઘરના સામાન્ય ગોળાનું પાણી પીતી નથી. આથી તેમનામાં એકલવાયાપણું કે ઉદ્ધતાઈ આવી જાય છે, અગર તો તેઓ સ્નેહ કે મમતા વગરની બની જાય છે, એવું નથી બન્યું જોયું. આ બાબતો કેવળ સંયમ ને તાલીમને લગતી છે. એમનામાં અંગત એવો કશો દોષ નથી રહેલો. એમાં અતિશયતા પેસે તો નુકસાનકર્તા થઈ પડે ખરી. અને તેમાં પણ ઊંચપણાના અભિમાનથી જો તેમ કરવામાં આવે, તો તો આવો સંયમ, સંયમ મટીને ખરેખર સ્વચ્છંદ જ બની જાય છે, અને તેથી ઘાતક નીવડે

છે. પણ જમાનો જેમ જેમ આગળ વધે છે અને નવનવી જરૂરિયાતો અને પ્રસંગો ઊભાં થતાં જાય છે, તેમ તેમ રોટીબેટીવહેવારની બાબતમાં પણ ઘણી જ સંભાળપૂર્વક આપણે સુધારાવધારા અવશ્ય કરવા પડવાના.

આમ હિંદુ વર્ણવ્યવસ્થાનો હું પક્ષ લઉં છું, હમેશાં લેતો આવ્યો છું; અને છતાંયે હિંદુઓમાં ઘર કરી બેઠેલી અસ્પૃશ્યપણાની ભાવનાને હું માનવજાતિની સામે ઘોરમાં ઘોર અપમાનરૂપે ઓળખાવું છું. એ ભાવનાના મૂળમાં સંયમ નહિ પણ ઊંચપણાની ઉદ્ધત ભાવના જ રહેલી છે. એ ભાવનાએ પોતાની કોઈ પણ જાતની યોગ્યતા નથી બતાવી આપી; ઊલટા જેઓ કોઈ પણ વાતમાં આપણાથી જુદા નથી અને જેઓ અનેક દિશાઓમાં સમાજની ભારે સેવા બજાવી રહ્યા છે, તેવા મનુષ્યજાતિના એક પ્રચંડ જનસમૂહને આપણે માણસમાંથી કાઢી નાંખ્યાનું ઘોર પાપ કર્યું છે. આ પાપમાંથી હિંદુધર્મ જેટલો સત્વર ઊગરી નીકળે તેટલી તેની મોટપ અને પ્રતિષ્ઠા છે. આ હીન ભાવનાને ટકાવવાની તરફેણમાં એક પણ દલીલ મને હજુ જડી નથી. અને આવી પાપી પ્રથાની હિમાયત કરનારાં શાસ્ત્રવચનો — જેના પ્રામાણ્ય વિષે શંકા છે — ને બાતલ કરતાં હું બિલકુલ અચકાતો નથી. અલબત્ત, ઠરેલ બુદ્ધિ અને અંતરના અવાજની વિરુદ્ધ જનારી કોઈ પણ શાસ્ત્રાજ્ઞાને માથે ચડાવવાની હું ના પાડું. શાસ્ત્રપ્રમાણ જ્યારે બુદ્ધિના પાયા ઉપર રચાયેલું હોય છે ત્યારે તે નબળાઓને મદદરૂપ નીવડે છે અને તેમને ચડાવે છે. પણ જ્યારે તે અંતરના ઊંડાણમાંથી આવતા નાદથી પાવન થયેલી બુદ્ધિની માગણીને સંતોષવાની ના પાડી તેની જગા જ રોકી દેવા માગે છે ત્યારે તે માણસને પાડે છે.

તા. ૧૨-૧૨-’૨૦

# ૫. વર્ણાશ્રમ*

વર્ણ અને આશ્રમ બે જુદા શબ્દો છે. આપણી આશ્રમવ્યવસ્થા મનુષ્યને જીવનનો હેતુ પાર પાડવાને વધારે લાયક બનાવે છે એટલું જ, જ્યારે વર્ણધર્મ તો એને સારુ અનિવાર્ય વસ્તુ છે. વર્ણધર્મ કહે છે કે, માણસે પોતાની આજીવિકાને સારુ પોતાના પૂર્વજોનો ધર્મવિહિત ધંધો જ કરવો જોઈએ. આ નિયમ સાર્વભૌમ છે અને આખા માનવકુટુંબ પર સામ્રાજ્ય ભોગવે છે એમ હું માનું છું. એના ભંગથી આપણે ભોગવવાં પડયાં છે એવાં ગંભીર પરિણામો ભોગવવાં પડે છે. પણ મનુષ્યજાતિનો ઘણો મોટો ભાગ અજાણ્યે પોતાના પૂર્વજોનો જ ધંધો કરે છે. આ નિયમને શોધીને અને જ્ઞાનપૂર્વક એનું પાલન કરીને હિંદુધર્મે માનવજાતિની ભારે સેવા કરી છે. મનુષ્યનું કર્તવ્ય ઈશ્વરને જાણવાનું છે એટલો જ જો તેના અને પશુના કર્તવ્યની વચ્ચે ભેદ હોય, તો એમાંથી એટલું ફલિત થાય છે કે, પોતાની આજીવિકા મેળવવા માટે પોતાને કયો ધંધો વધારે અનુકૂળ આવશે એ શોધી કાઢવાના અખતરા કરવા પાછળ તેણે જીવનનો મુખ્ય ભાગ નં હોમવો જોઈએ. ઊલટું, બાપનો ધંધો કરવો એ જ એને માટે ઉત્તમ માર્ગ છે એમ તે સમજે, અને પોતાનાં બચતાં સમય અને બુદ્ધિનો સદુપયોગ માનવજાતિને માટે ઈશ્વરે નિર્મેલા કર્તવ્યને સારુ લાયક થવામાં કરે.

......[પરંતુ તેથી કરીને] ઐચ્છિક સેવાનાં અનેકવિધ કાર્યો કરવાનો અને એને સારુ લાયકાત કેળવવાનો નિષેધ

---

* કારવારના શ્રી. નાડકર્ણીએ 'બ્રાહ્મણ અને બ્રાહ્મણેતર' એ વિષે ચર્ચા કરતો પત્ર લખેલો તેના ગાંધીજીએ આપેલા ઉત્તરમાંથી. જુઓ 'વર્ણવ્યવસ્થા' પ્રકરણ ૮મું.

કોઈને સારુ છે જ નહિ. એટલે, બ્રાહ્મણકુળમાં જન્મેલા શ્રી. નાડકર્ણી અને વૈશ્યકુળમાં જન્મેલો હું ભીડને પ્રસંગે વિના પગારે રાષ્ટ્રીય સ્વયંસેવકનું, નર્સનું અથવા ભંગીનું કામ અવશ્ય કરી શકીએ. એમાં વર્ણધર્મનો ભંગ નથી; જોકે એ ધર્મ અનુસાર એમણે બ્રાહ્મણ તરીકે આજીવિકા માટે તો પાડોશીઓની દયાવૃત્તિ પર જ આધાર રાખવો જોઈએ. અને મારે વૈશ્ય તરીકે ગાંધિયાણાના ધંધામાંથી જ રોજી મેળવવી જોઈએ. કોઈ પણ ઉપયોગી સેવાકાર્ય કરવાની છૂટ દરેક જણને છે, પણ એને સારુ બદલો માગવાનો અધિકાર નથી.

વર્ણધર્મની આ કલ્પનામાં કોઈ એકબીજાથી ચડિયાતું નથી. ધંધામાત્ર, જેટલે અંશે તે વ્યક્તિગત કે સામાજિક નીતિના વિરોધી ન હોય તેટલે અંશે, સરખા અને આબરૂદાર છે. સમાજમાં જે દરજ્જો બ્રાહ્મણનો છે, તે જ ભંગીનો છે. મેક્સમુલરે નથી કહ્યું કે, હિંદુધર્મે બીજા કોઈ પણ ધર્મ કરતાં વધારે અંશે જીવનને કેવળ કર્તવ્યરૂપ ગણ્યું છે?

હા, એટલું અવશ્ય કબૂલ કરવું જોઈએ કે, હિંદુધર્મના વિકાસક્રમમાં કોઈક કાળે એમાં ભ્રષ્ટાચાર દાખલ થયો અને ઊંચનીચપણાના સડાએ પેસીને એને બગાડી નાંખ્યો. પણ ઊંચનીચપણાનો આ ખ્યાલ હિંદુધર્મમાં સર્વવ્યાપી એવી જે યજ્ઞની — ત્યાગની — ભાવના છે તેનાથી તદ્દન અસંગત જણાય છે. જીવમાત્ર પ્રત્યે શુદ્ધ પ્રેમ એ જેનું વ્યાવહારિક સ્વરૂપ છે, એવી અહિંસાના પાયા પર રચાયેલી જીવનવ્યવસ્થામાં કોઈ પણ વર્ગને બીજા કરતા ઊંચો ગણવાનો અવકાશ ક્યાંથી હોય?

આ વર્ણધર્મની સામે કોઈ એમ ન કહે કે, એને લીધે જીવન નીરસ થઈ જાય છે અને બધી ઉચ્ચ આકાંક્ષા હણાઈ જાય છે. મારો અભિપ્રાય એવો છે કે, વર્ણધર્મને લીધે જ

જીવન સૌને માટે શક્ય બને છે; મનુષ્યની મહત્ત્વાકાંક્ષાને લાયક જે એકમાત્ર વસ્તુ — આત્મપ્રાપ્તિ — તેને તે પદે સ્થાપિત કરનાર પણ વર્ણધર્મ જ છે. આજે તો આપણે સ્વભાવે જ ક્ષણભંગુર એવી આર્થિક પ્રવૃત્તિઓ પાછળ વિચાર અને પુરુષાર્થને દોડાવતા દેખાઈએ છીએ અને એમાં એટલા પરોવાઈ જઈએ છીએ કે, જે એકમાત્ર આવશ્યક વસ્તુ છે તેને ભૂલી જઈએ છીએ.

મને જો કોઈ કહે કે વર્ણના મેં કરેલા અર્થને પુષ્ટિ મળે એવું હિંદુધર્મના આચારગ્રંથ સ્મૃતિઓમાં કશું નથી, તો તેને મારો જવાબ એ છે કે, જીવનનાં મૂળભૂત અચળ સૂત્રો ઉપરથી રચાયેલી આચારની સ્મૃતિઓમાં આપણા નવા નવા અનુભવો અને નવાં નવાં નિરીક્ષણો પ્રમાણે વખતો-વખત ફેરફાર થયાં જ કરે છે. સ્મૃતિઓમાંથી એવા કેટલાયે નિયમો બતાવી શકાય એમ છે, જે આજે બંધનરૂપ તો શું, પાળવા લાયક પણ નથી ગણાતા. અચળ જીવનતત્ત્વો ગણ્યાંગાંઠ્યાં હોય છે અને તે સર્વ ધર્મોમાં સમાન છે. જુદા જુદા ધર્મો એનો અમલ જુદી જુદી રીતે કરે છે. અને કોઈ ધર્મ હજુ એનો બધી સંભવિત રીતે અમલ નથી કરી શક્યો. જેમ જેમ વિચારોનો વિસ્તાર થાય અને નવી હકીકતોનું જ્ઞાન વધતું જાય, તેમ તેમ એ તત્ત્વનો વિસ્તાર થવો જ જોઈએ. હું તો અવશ્ય માનું છું કે મનુષ્યના અનુભવનો વિકાસ થાય છે તેની સાથે શબ્દોના અર્થનો પણ વિકાસ થાય છે. યજ્ઞ, સત્ય, અહિંસા, વર્ણાશ્રમ વગેરે શબ્દોના અર્થ ભૂતકાળમાં હતા તે કરતાં આજે અનંતગણા વ્યાપક અને સમૃદ્ધ થયા છે. આ નિયમ 'વર્ણ' શબ્દને લાગુ પાડીએ તો એના ચાલુ અર્થથી જકડાઈ રહેવું એ અયોગ્ય છે, મૂર્ખતા છે. આ યુગની જરૂરિયાતો સાથે અથવા આપણી નીતિભાવના સાથે એનો મેળ નથી બેસતો

એમ માનીએ, તો એને વળગી રહેવું એમાં આપઘાત છે.

આ રીતે વર્ણનો વિચાર કરીએ તો, વર્ણને આજની ન્યાત જોડે કશો સંબંધ નથી. તેમ જ વર્ણાંતર ભોજન અને વિવાહનિષેધ વર્ણધર્મના સ્વીકારનું આવશ્યક અંગ નથી. આ વર્ણવ્યવસ્થાની રક્ષા કરવાને અર્થે દાખલ કરવામાં આવ્યાં હોય એ સંભવે છે. સંયમના પાયા પર રચાયેલી કોઈ પણ જીવનવ્યવસ્થામાં સ્વૈરવિવાહ પર અંકુશ જરૂરનો છે. સ્વૈરભોજન પરનો અંકુશ સ્વચ્છતાના ખ્યાલમાંથી અથવા રહેણીના ભેદમાંથી ઊપજે છે. પણ પૂર્વે આ અંકુશની અવગણના કોઈ પણ પ્રકારની સામાજિક કે કાયદેસર સજાને અથવા વર્ણબહિષ્કારને પાત્ર ગણાતી નહોતી, અને આજે પણ ગણાવી ન જોઈએ.

વર્ણો મૂળ ચાર હતા. એ વિભાગ બુદ્ધિપૂર્વક થયેલો અને સમજાય એવો હતો. પણ વર્ણની સંખ્યા એ કંઈ વર્ણધર્મનું અંગ નથી. દાખલા તરીકે, દરજીએ લુહાર ન બનવું જોઈએ, જોકે બંને વૈશ્ય ગણાતા હોય અને ગણાવા જોઈએ.

એક સવાલ એ પણ ઊઠે છે કે, આજના કાળમાં જ્યાં ચારે વર્ણો કે પેટાવર્ણો અંકુશમાત્રને તોડી રહ્યા છે, પોતાનો આર્થિક લાભ વધારવાના યોગ્ય અયોગ્ય તમામ ઉપાયો લઈ રહ્યા છે, અને જ્યાં કેટલાક વર્ગો બીજા કરતાં ઊંચા હોવાનો દાવો કરે છે અને બીજા એનો વાજબી વિરોધ કરે છે, ત્યાં વર્ણધર્મનું વ્યવહારમાં આચરણ શી રીતે કરવું? આપણે દુર્લક્ષ કરીશું તોયે એ નિયમ પોતે પોતાનો અમલ કર્યા વિના રહેવાનો નથી. પણ એ સજારૂપે હશે. આપણે જો વિનાશમાંથી ઊગરી જવું હોય, તો આપણે એને વશ થયે છૂટકો છે. અને આજે આપણે, 'સૌથી લાયક એટલે કે (શરીરે) સૌથી સમર્થ હશે તે ઊગરશે' એ પાશવધર્મ પોતાને લાગુ

પાડવામાં મશગૂલ છીએ એ જોતાં, આપણે સૌ એક જ વર્ણના એટલે કે શૂદ્રો છીએ એમ માનવું સારું છે; પછી ભલે કેટલાક શિક્ષક હોય, કેટલાક સૈનિક હોય, કે બીજા કેટલાક વેપારમાં પડેલા હોય. મને યાદ છે કે ૧૯૧૫માં નેલોરની સામાજિક પરિષદના પ્રમુખે સૂચના કરેલી કે પૂર્વે સૌ બ્રાહ્મણ હતા. એટલે હવે સૌ બ્રાહ્મણ ગણાવા જોઈએ અને બીજા વર્ણો કાઢી નાંખવા જોઈએ. એ સૂચના મને ત્યારે વિચિત્ર લાગેલી, આજે પણ લાગે છે. આ સુધારો જો શાંતિથી કરવો હોય તો ઊંચા કહેવાતા વર્ણોએ નીચે ઊતરવું પડશે. જેઓને યુગો સુધી પોતાને સમાજમાં નીચામાં નીચા માનવાની તાલીમ મળી છે, તેઓ એકાએક ઊંચા કહેવાતા વર્ણો જેટલા સાધનસંપન્ન નહિ થઈ શકે. તેથી, તેઓ જો સત્તા મેળવવા માગે તો તેઓ માત્ર લોહી રેડીને — બીજા શબ્દોમાં કહીએ તો સમાજનો જ સંહાર કરીને — તેમ કરી શકે.

પુનર્રચનાની મારી યોજનામાં મેં ‘અસ્પૃશ્ય’ જાતિઓનો ઉલ્લેખ નથી કર્યો, કારણ વર્ણધર્મમાં અથવા કહો કે હિંદુધર્મમાં હું અસ્પૃશ્યતાને સ્થાન નથી જોતો. એ વર્ગો બીજા સૌની સાથે શૂદ્રવર્ગમાં ભળી જશે. આ શૂદ્રવર્ગમાંથી પાવન થઈને ધીમે ધીમે બીજા ત્રણ વર્ણો ઉદ્ભવશે. એમના ધંધાઓ વિવિધ છતાં દરજ્જે સમાન હશે. બ્રાહ્મણો બહુ થોડા હશે. ક્ષત્રિયવર્ગ એથીયે નાનો હશે; અને તે આજની જેમ ભાડૂતી સિપાઈ અથવા નિરંકુશ રાજ્યકર્તા નહિ હોય, પણ રાષ્ટ્રના સાચા રક્ષક અને હવાલદાર હશે, અને એની સેવામાં જાનની કુરબાની કરશે. સૌથી નાનો વર્ગ શૂદ્રોનો હશે, કારણ સુવ્યવસ્થિત સમાજમાં મનુષ્ય ભાઈબહેનો પાસેથી ઓછામાં ઓછી મજૂરી લેવામાં આવશે. મોટામાં મોટી સંખ્યા વૈશ્યોની હશે. એ વર્ણમાં તમામ ધંધાઓનો — ખેડૂતો, વેપારીઓ, કારીગરો વગેરે સૌનો — સમાવેશ થશે.

આ યોજના મનોરાજ્ય જેવી લાગવાનો સંભવ છે. પણ આજે જે સમાજને હું છિન્નભિન્ન થતો જોઈ રહ્યો છું, તેના નિરંકુશ સ્વેચ્છાચાર પ્રમાણે જીવવા કરતાં મને મારી કલ્પનાના આ મનોરાજ્યમાં વિહરવું વધારે પસંદ છે. પોતાનાં મનોરાજ્યનો સમાજને હાથે સ્વીકાર ન થાય તોયે તેમાં રહેવાની ને વિહરવાની વ્યક્તિઓને છૂટ છે. દરેક સુધારાની શરૂઆત વ્યક્તિથી જ થયેલી છે. જે સુધારામાં પોતાનો પ્રાણ હતો અને જેને શૂરવીર આત્માનો ટેકો હતો તેને એ સુધારકનો સમાજ સ્વીકાર્યો વિના રહ્યો નથી.

તા. ૨૭–૧૧–'૨૭

# ૬. ભવિષ્યનો વર્ણધર્મ*

કોઈ પણ ધર્મના મૂળ સિદ્ધાંતો હોય તે વ્યાપક થવાને યોગ્ય હોવા જોઈએ. જેનામાં એ ગુણ ન હોય તે સિદ્ધાંતરૂપ ન ગણાય. જો વર્ણધર્મ એવો સિદ્ધાંત ન હોય તો તેની ઉત્પત્તિ અમુક કાળ, સ્થળ ને સંજોગોમાં હોવી જોઈએ ને તેમાંનું એક પણ બદલાતાં તે વ્યવસ્થા પણ બદલાય. વર્ણવ્યવસ્થા એવી ક્ષણજીવી યુક્તિ હોય તો તે રહે કે ન રહે તેને વિષે કંઈ વિચાર કરવાપણું ન રહે. પણ મારી વ્યાખ્યાના વર્ણધર્મને હું સર્વવ્યાપક સિદ્ધાંત માનું છું. તેના પાલન ઉપર જનસમાજની હસ્તીનો આધાર છે. જો મારી માન્યતામાં તથ્ય હશે તો ભવિષ્યમાં વર્ણધર્મ વ્યાપક થવાનો જ છે; પછી ભલે ગમે તે નામે ઓળખાય. વર્ણધર્મ એટલે પ્રત્યેક મનુષ્યે પોતાનાં બાપીકાં આજીવિકાનાં સાધનથી સંતુષ્ટ રહેવાનો ધર્મ. આ યોજનાના મૂળમાં અહિંસા છે, ઈશ્વરી

---

* એ નામના લેખમાંથી. જુઓ 'વર્ણવ્યવસ્થા' પ્રકરણ ૧૫મું.

નિયમનું જ્ઞાન છે, શુદ્ધ અર્થશાસ્ત્ર છે, મનુષ્યત્વ છે. એ વર્ણધર્મનું પાલન ન થાય તો કદી નથી થઈ એવી જાદવાસ્થળી રચાવાની જ છે. જેમ જેમ કરોડોમાં જાગ્રતિ આવતી જશે તેમ તેમ સૌ ધનિક થવા માગશે, સૌ મોટા થવા માગશે, નીચ ગણાતા ધંધા કોઈ કરવા નહિ ઇચ્છે, ઊંચનીચની ભાવના વધારે પસરશે. આનું પરિણામ માંહેમાંહે કાપાકૂપી સિવાય બીજું ન આવે એમ મને તો ભાસે છે.

પણ મનુષ્યના સ્વભાવમાં જ આત્મરક્ષાનો ગુણ જડાઈ રહ્યો છે, એટલે મનુષ્ય વર્ણધર્મનો આશ્રય લઈ બચી જશે. પોતપોતાના કુલોત્પન્ન ધંધાને વળગી રહી, કોઈ ધંધાને ઊંચ-નીચ માન્યા વિના, સૌ પોતાનું જીવન ગાળશે. આમ થતાં કોઈ બ્રાહ્મણ, ક્ષત્રિય, ઇત્યાદિ નામથી ન ઓળખાતાં બીજાં નામથી ઓળખાશે તો તેની ચિંતા ન હોય. વર્ણ ચારને બદલે બે હોઈ શકે ને ચારથી વધારે પણ હોઈ શકે. આટલું સ્પષ્ટ છે કે વર્ણના મહાન નિયમને અનુસરતાં આપણે મૂડીવાદ અને મજૂરવાદ વગેરેના કલહમાંથી બચી જઈએ છીએ. એવી વ્યવસ્થામાં એક છેડે અતિ લોભ, અતિ ધન, અતિ મદ ન હોય; ને બીજે છેડે લાચારી, કંગાલિયત ને દીનતા ન હોય. સૌ સંપીને વસે અને કોઈ કોઈને ઊંચ કે નીચ ન માને.

આટલું લખ્યા પછી, મારી કલ્પનાના ઘોડા ઉપર થોડી સહેલ કરું. જો વર્ણવ્યવસ્થાની રચના મારા હાથમાં કોઈ મૂકી જાય અને હું હિંદુસ્તાનમાં હોઉં, તો બ્રાહ્મણોથી આરંભ કરું. તેઓ ખરેખર અનુભવજ્ઞાનના ને તે ઉપર રચાતા આચારના રક્ષક થાય એટલે બીજા વર્ણ એની મેળે ગોઠવાઈ જાય કેમ કે, તેઓનો અનુભવ સ્વયંસિદ્ધ હોઇ, તેઓને સૌ સહેજે અનુસરશે, તેઓમાં આવડત પણ હશે. બ્રાહ્મણ કોણ

એવો પ્રશ્ન નહિ રહે. આજે કહેવાતો હરિજન બ્રાહ્મણ તરીકે સર્વમાન્ય હશે ને કહેવાતો બ્રાહ્મણ શૂદ્ર કહેવાતાં સંકોચ નહિ પામે. મારી કલ્પનાના કાળમાં મને કશી અડચણ નથી આવવાની કેમ કે તે કાળે ઊંચનીચની ભાવનાનો જડમૂળથી નાશ થયો હશે ને સૌ પોતપોતાનાં ગૃહકર્મને અનુસરતા હશે, એટલે સહેજે સૌ પોતપોતાને સ્થાને ગોઠવાઈ જશે.

કલ્પનાના ઘોડા ઉપર થતી મુસાફરીનું વર્ણન લંબાવવામાં બહુ કસ ન હોય, એટલે માર્ગદર્શક વર્ણન કરીને આટોપું છું. પણ મારા આ લખાણમાંથી આટલું નીતરવું જોઈએ કે, વર્ણધર્મને અહિંસક માન્યો છે તેથી તેમાં રાજદંડને, એટલે બળાત્કારને, સ્થાન જ નથી. મનુષ્યસ્વભાવમાં વર્ણધર્મ હશે તો તેનો ઉદ્ધાર એની મેળે થઈ રહેશે. મનુષ્યસ્વભાવની વિરુદ્ધ એ હશે તો તેનો અત્યારે લોપ થયો છે એ યથાર્થ જ છે. અહીં મનુષ્ય એટલે પશુજાતિનું પ્રાણીવિશેષ નહિ, પણ જેનામાંથી પશુપણું દિવસે દિવસે મોળું પડતું જાય છે ને જે મૂર્છામાંથી નીકળી આત્માર્થી બન્યો છે તે. મનુષ્ય આત્માને ઓળખવા સરજાયેલું પ્રાણી છે, ને તે આત્મારૂપે એક છે. તેથી, કોઈ ને કોઈ દિવસ ઊંચનીચના પ્રપંચમાંથી નીકળી, ઐક્ય વધારનારી વર્ણવ્યવસ્થાનો તે સ્વેચ્છાએ સ્વીકાર કરશે.

'હરિજનબંધુ', તા. ૧–૧૦–'૩૩

## ૭. હિંદુ શા માટે

પોતાને હિંદુસ્તાનનાં આજીવન મિત્ર તરીકે ઓળખાવનાર એક અમેરિકન બહેન લખે છે :

"હિંદુધર્મ પૂર્વના મહાન ધર્મોમાંનો એક છે. આપે હિંદુધર્મ અને ખ્રિસ્તીધર્મનો અભ્યાસ કર્યો છે અને તેને પરિણામે આપે હિંદુ હોવાનું જાહેર કર્યું છે. આપ આપની આ પસંદગીનાં

કારણો અમને જણાવવાની મહેરબાની કરશો ? હિંદુઓ અને ખ્રિસ્તીઓ બંને એમ માને છે કે ઈશ્વરને ઓળખવો અને શુદ્ધ ભાવે તથા સત્યનિષ્ઠાએ તેની ઉપાસના કરવી એ જ મનુષ્યનું પ્રધાન કર્તવ્ય છે. અમેરિકાના ખ્રિસ્તીઓએ, ઈશુને પરમાત્માનું વ્યક્ત રૂપ માનીને, તેને વિષે હિંદુસ્તાનના લોકોને કહેવા માટે પોતાનાં હજારો પુત્રપુત્રીઓને હિંદુસ્તાન મોકલ્યાં છે. તેના બદલામાં આપ હિંદુ-ધર્મ વિષેનું આપનું નિરૂપણ અમને ન જણાવો અને હિંદુધર્મ તથા ઈશુના ઉપદેશની પરસ્પર તુલના ન કરો ? આને માટે હું તમારો ઘણો આભાર માનીશ."

મેં કેટલીયે મિશનરીઓની સભાઓમાં અંગ્રેજ અને અમેરિકન પાદરીઓને કહેવાની હિમ્મત ધરી છે કે ઈશુ વિષે હિંદુસ્તાનને તેમણે 'કહેવાનું' મોકૂફ રાખ્યું હોત અને તેના ગિરિપ્રવચનને જ માત્ર પોતાના જીવનમાં આચરી બતાવ્યું હોત, તો હિંદુસ્તાન તેમને વિષે કશી શંકા ન રાખત, દેશીઓ વચ્ચેના તેમના જીવનની કદર કરત, અને તેમની હાજરીનો સીધો લાભ મેળવત. આવો મારો અભિપ્રાય હોવાથી હું અમેરિકન મિત્રોને હિંદુધર્મ વિષે 'બદલા'માં કંઈ પણ કહી શકું એમ નથી. લોકો બીજાને પોતાના ધર્મ વિષે, ખાસ કરીને ધર્માન્તર કરાવવાના ઉદ્દેશથી, કહે એમાં હું માનતો જ નથી. ધર્મ કહ્યો જતો નથી. ધર્મ તો આચરવો જોઈએ. અને ત્યારે જ તેનો સ્વયંપ્રચાર થાય છે. મારા પોતાના જીવનમાં હિંદુધર્મનું રહસ્ય સ્પષ્ટ થાય તે વિના બીજી રીતે એ રહસ્ય સમજાવવાને હું યોગ્ય નથી. અને જો હું લખીને હિંદુધર્મનું રહસ્ય ન જણાવું તો હું ખ્રિસ્તીધર્મ સાથે તેની સરખામણી પણ ન કરું એટલે ટૂંકામાં હું હિંદુ શા માટે છું એ જ જણાવી દઉં.

કુળની અસરમાં હું માનું છું એટલે હિંદુ કુટુમ્બમાં જન્મ ધરીને હું હિંદુ રહ્યો છું. મારા નીતિવિચારથી અથવા

મારા આત્મવિકાસથી કંઈ પણ વિરુદ્ધ વસ્તુ હિંદુધર્મમાં મેં જોઈ હોત તો મેં એનો ત્યાગ કર્યો હોત. પણ પરીક્ષા કરવાથી લાગ્યું છે કે મારી જાણના બધા ધર્મોમાં હિંદુધર્મ સૌથી વધુ સહિષ્ણુ છે. હિંદુધર્મ એના અનુયાયીઓએ માનવા જ જોઈએ એવા સિદ્ધાંતોની જાળથી મુક્ત છે. આ મને બહુ ગમે છે, કારણ તેથી હિંદુધર્માને આત્મોન્નતિનો વિશાળમાં વિશાળ અવકાશ રહે છે, હિંદુધર્મ સાંકડો નથી તેને લીધે હિંદુઓ બીજા બધા ધર્મોને માન આપી શકે છે, એટલું જ નહિ પણ બીજા ધર્મોમાં સાર હોય તે ગ્રહણ પણ કરી શકે છે. અહિંસા ધર્મમાત્રને સામાન્ય છે. પણ હિંદુધર્મમાં એ સિદ્ધાંતની ખિલવણી તથા પ્રયોગ બધાથી વિશેષ છે. (જૈન ધર્મ તથા બૌદ્ધધર્મને હું હિંદુધર્મથી નોખા નથી ગણુતો.) કેવળ મનુષ્યમાત્ર જ નહિ પણ જીવમાત્ર એક છે એમ હિંદુધર્મ માને છે. મારા મત પ્રમાણે હિંદુધર્મના ગોરક્ષાના સિદ્ધાંતે દયાધર્મના વિકાસમાં અપૂર્વ ફાળો આપ્યો છે. ગોરક્ષા એટલે જીવમાત્રની એકતા અને પવિત્રતાના સિદ્ધાંતનો વ્યાવહારિક પ્રયોગ. પુનર્જન્મનો મહાન સિદ્ધાંત 'एकमेवाद्वितीयम्'ના સિદ્ધાંતના ફળરૂપ છે. છેવટે વર્ણાશ્રમધર્મ સત્યની નિરંતર શોધનું ભવ્ય પરિણામ છે. આ સ્થળે ઉપર દર્શાવેલી વસ્તુઓની વ્યાખ્યાઓથી હું લેખને લંબાવતો નથી. પણ એટલું કહી દઉં કે ગોરક્ષા તથા વર્ણાશ્રમ વિષે આજનો જે ખ્યાલ છે તે મારે મતે મૂળ વસ્તુની વિડંબના જ છે. ગોરક્ષા તથા વર્ણાશ્રમ વિષે મેં જૂના અંકોમાં વ્યાખ્યા કરી છે તે જિજ્ઞાસુએ જોઈ લેવી......હિંદુધર્મનાં જે વિશિષ્ટ લક્ષણોને લઈ હું હિંદુધર્મ પાળું છું એ લક્ષણોની અત્યંત ટૂંકી રૂપરેખા જ મેં આ સ્થળે આપી છે.

તા. ૩૦-૧૦-'૨૭

## ૮. એક સનાતનીનો નિર્ણય

પંડિત પરેશનાથ ભટ્ટાચાર્ય વેદાંતરત્ન કુચબિહારથી લખે છે:

"હું આપનો પ્રશંસક છું. આપની સ્વતંત્રપણે વિચાર કરવાની ને બોલવાની ટેવને અનુસરવાનો પ્રયત્ન કરું છું. અસ્પૃશ્યતાનિવારણ અને મંદિરપ્રવેશની હિલચાલનાં વિવિધ અંગોનો મેં ઊંડો અભ્યાસ કર્યો છે, અને હું આપનાથી સાવ ઊલટા જ નિર્ણય ઉપર આવ્યો છું. જે મુદ્દાઓમાં ને તત્ત્વોમાં મારો મતભેદ છે તે અહીં ટૂંકામાં નોંધી જાઉં છું.

(૧) સાંભળવા પ્રમાણે આપે કહ્યું છે કે ગીતા એ એક જ નિર્વિવાદ પ્રામાણ્યવાળો શાસ્ત્રગ્રંથ છે, અને આપણે સામાજિક, ધાર્મિક અને આધ્યાત્મિક બાબતોમાં માત્ર ગીતાને જ માર્ગદર્શક માનવી જોઈએ. આ વાત ખોટી છે, તેનાં કારણો નીચે પ્રમાણે:

(ક) ગીતા એ તત્ત્વજ્ઞાનનો સુંદર ગ્રંથ છે. પણ એમાં સામાજિક કાયદાની ચર્ચા નથી.

(ખ) ગીતા તો મહાભારતનો એક અંશમાત્ર છે. અંશ ગમે તેવો સારો હોય તોયે સમગ્ર ગ્રંથનો ત્યાગ કરીને અંશનો સ્વીકાર કરવાનું કશું કારણ નથી.

(ગ) ગીતામાં સૂક્ષ્મ તાત્ત્વિક વિચારોનો અને આધ્યાત્મિક ગૂઢવાદનો સંગ્રહ છે. એટલે દુનિયાદારીવાળા માણસો એનો સાચો મર્મ સમજી જ ન શકે. ગીતાધર્મ સમજવાની ને આચરવાની શક્તિ તો કોઈ વિરલા ભાગ્યશાળીઓની જ હોય. પણ એના પર સમાજરચનાનું મંડાણ ન થઈ શકે.

(૨) હિંદુધર્મનાં પ્રમાણો મનુસ્મૃતિના પહેલા અધ્યાયમાં ગણાવ્યાં છે. એ ક્ષેપક હોવાના વહેમને જ કારણે ફેંકી દેવાં એ વાજબી નથી.

(૩) શાસ્ત્રગ્રંથોના બે ચોખ્ખા વિભાગ પડે છે:

[ક) તત્ત્વજ્ઞાનના ઉચ્ચ સિદ્ધાંતો ચર્ચનારા અને આધ્યાત્મિક વિકાસનો માર્ગ બતાવનારા.

(ખ) સમાજના નિયમન માટે અને એના ભંગ માટે તથા ગુનાઓ માટે કાયદા કરી આપનારા.

(૪) સમાજ અને સામાજિક પ્રથાઓનો વિચાર કરતાં આપણે સ્મૃતિઓને જ પ્રમાણ માનવી જોઈએ ને તેમની જ આજ્ઞા માનવી જોઈએ. કેમ કે સમાજશાસન અને કાયદાની ચર્ચા સ્મૃતિઓમાં જ કરેલી હોય છે.

(૫) વેદાંતી અદ્વૈત કે કેવલાદ્વૈતના ભવ્ય આદર્શનો સમાજ-વ્યવસ્થા કે સમાજસુધારામાં કશો ઉપયોગ નથી. કારણ એટલું જ કે આખી પ્રજા એટલે ઊંચે સુધી ચડી શકે જ નહિ.

(૬) વિશ્વપ્રેમ એ ધાર્મિક આદર્શની પરાકાષ્ઠા છે એ કબૂલ છે. પણ એ વ્યવહારમાં તો એકલા સંતો અને સિદ્ધ પુરુષો જ ઉતારી શકવાના. સમાજમાં અસમાનતાઓ છે; ઈશ્વરે સરજેલી પણ છે ને માણસની ટેવોથી ઊપજેલી પણ છે. ગમે એટલા પ્રેમથી કે કાયદાથી માણસ માણસ વચ્ચેની આ અસમાનતા ટળી શકે એમ નથી.

(૭) કેવળ દૈવજોગે મળેલા જન્મને કારણે કે ધંધાની ભૂલભરેલી પસંદગીને કારણે માણસ માણસ વચ્ચે ભેદભાવ રાખવો એ ન્યાયના સિદ્ધાંત પ્રમાણે ચાલી ન શકે. પણ વ્યવહારમાં તો જુદી જુદી ન્યાતો ને વર્ગો વચ્ચે ભેદભાવથી વર્તવાની જરૂર પડે એ આપણે કબૂલ કરવું જોઈએ.

(૮) હિંદુ સ્મૃતિકારોને મનુષ્યના તાત્ત્વિક હકોનું ભાન નહોતું એમ નહિ. તેમનામાં વર્ણાભિમાન કે જાતિદ્વેષ પણ નહોતાં. પણ તેઓ વ્યવહારકુશળ રહ્યા. એટલે તેમણે વિશ્વબંધુત્વ અને વિશ્વપ્રેમની ફિલસૂફી કોરે મૂકીને જુદા જુદા વર્ણો માટે જુદા જુદા નિયમો ઘડ્યા.

(૯) નીચપણાના કલંકમાંથી ઊગરવાનો ઉત્તમ ઉપાય મતાધિકાર આપવાનો નથી પણ માયાની જાળમાંથી છૂટી જવાનો છે.

(૧૦) ધાર્મિક સુધારો મતગણતરીથી ન કરાવી શકાય. રાજ-કારણમાં એ ચાલે. ધર્મનું પાલન તો થોડા જ લોકો કરવાના. એ થોડા લોકો દોરે ને મોટા ભાગના લોકો દોરાય. ધર્મમાં લોકશાહી દાખલ ન કરી શકાય.

આપ મંદિરપ્રવેશ વિષેના આપના વિચાર બદલો, અને એ

ન બની શકે તો સનાતનીઓને સમજાવો. તેઓ તો સમજવાને તૈયાર જ છે.''

આ પંડિતે ગીતા વિષેનાં મારાં વચનો જ ટાંક્યાં હોત તો બહુ સારું થાત, કેમ કે મેં જે લખ્યું કહેવાય છે ને મેં જે ખરેખર લખ્યું છે એ બેની વચ્ચેનો ભેદ તે તરત જ જોઈ શકત. મેં ગઈ ૫મી નવેમ્બરના મારા લેખમાં આ પ્રમાણે લખ્યું છે :

"એનો અભ્યાસ કરવા ઇચ્છનાર દરેક હિંદુને માટે એ એકમાત્ર સુલભ ગ્રંથ છે. અને બીજા તમામ શાસ્ત્રગ્રંથો બળીને ભસ્મ થઈ જાય તોપણ આ અમર ગ્રંથના સાતસો શ્લોકો હિંદુધર્મ કેવો છે ને એને આચારમાં કેમ ઉતારી શકાય એ બતાવવાને માટે પૂરતા છે. અને હું સનાતની હોવાનો દાવો કરું છું, કેમકે હું ચાળીસ વરસથી એ ગ્રંથના ઉપદેશને અક્ષરશઃ જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કરતો આવ્યો છું. એના મુખ્ય સિદ્ધાંતથી વિપરીત હોય એનો હું હિંદુધર્મનું વિરોધી ગણીને ત્યાગ કરું છું. તેને કોઈ પણ ધર્મનો કે ધર્મગુરુનો દ્વેષ નથી.''

આ પંડિત તેમ જ વાચક જોશે કે મેં જે વચનો ખરેખર કહ્યાં છે ને જે વચનો મારા મોમાં મૂકવામાં આવ્યાં છે તેમાં બહુ ભારે તફાવત છે. તેથી જે વાત મેં કદી કરી જ નથી એ ખોટી છે એમ બતાવવાનો પ્રયત્ન વ્યર્થ છે.

એવું જ મનુસ્મૃતિને વિષે. કેવળ ક્ષેપક હોવાના વહેમને લીધે મેં એ આખા ગ્રંથને ફેંકી દેવા લાયક કદી ગણ્યો નથી. અને ક્ષેપકની વાત નર્યો વહેમ નથી, કેમ કે જે વચનોને હું ક્ષેપક ગણું છું તે વચનો ગીતામાં જ નહિ પણ ખુદ મનુસ્મૃતિમાં જ ગણાવેલાં ધર્મનાં લક્ષણોનાં ચોખ્ખાં વિરોધી છે. મનુએ ધર્મની કસોટી નીચે પ્રમાણે

આપી છે :

विद्वद्भिः सेवितः सद्भिर्नित्यमद्वेषरागिभिः ।
हृदयेनाभ्यनुज्ञातो यो धर्मस्तं निबोधत ॥

मनु० २–१

[ વિદ્વાન, સંત અને રાગદ્વેષરહિત પુરુષોએ જેનું હમેશાં પાલન કર્યું હોય, અને જે હૃદયે કબૂલ રાખ્યો હોય, એ ધર્મ છે એમ જાણો. ]

એ જ સ્મૃતિનો બીજો એક શ્લોક આ પ્રમાણે છે :

धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥

मनु० ६–९२

[ધીરજ, ક્ષમા, દમ, અસ્તેય, શૌચ, ઇંદ્રિયનિગ્રહ, બુદ્ધિ, વિદ્યા, સત્ય અને અક્રોધ એ ધર્મની દસ કસોટી છે. ]

આ વચન પ્રમાણે, આ કસોટીનું સ્પષ્ટપણે વિરોધી હોય એવું બધું જ ક્ષેપક ગણીને ફેંકી દેવું જોઈએ.

સમાનતા અને ન્યાય વિષેના હિંદુધર્મના આદર્શોને સંતોનો ઇજારો ગણીને આ પંડિતે તેનો એકસપાટે છેદ ઉડાવી દીધો છે. તેઓ ભૂલી ગયા છે કે જો ગરીબ બીચારા પાપી જીવોનું આચરણ આદર્શો કે એના રક્ષક સંતો સુધી કદી પહોંચી જ ન શકે, તો એ આદર્શો અને એ સંતો સાવ નકામા થઈ પડે છે. તત્ત્વદૃષ્ટિએ માણસ માણસ વચ્ચે ભૂંડો ભેદભાવ સહન ન કરી શકે, છતાં વ્યવહારમાં આપણી પાસે ભિન્ન ભિન્ન વર્ણો પ્રત્યે ભિન્ન ભિન્ન વર્તન રખાવે એવો ન્યાય તે વળી કેવો હશે? ભિન્ન ભિન્ન વર્ણો તે કયા? અને એમની પ્રત્યેનું ભિન્ન ભિન્ન વર્તન તે કેવું? દાખલા તરીકે વાણિયાને વિષે તો હું વધારેમાં વધારે જાણું. તેમનામાં પચાસેક ન્યાતો હશે. એમની વચ્ચે કશો ભેદભાવ રખાતો હોય એવું મારી જાણમાં નથી. તેમ જ એ ન્યાતો રચાયાનો કશો પુરાવો

મને સ્મૃતિઓમાંથી મળતો નથી. જે વૃક્ષ તળે હું બેઠો છું તેને જેટલાં પાદડાં છે તેટલી બ્રાહ્મણોની ન્યાતો છે. છતાં એ ન્યાતોનાં નામ જેમાં ગણાવ્યાં હોય અને એમની વચ્ચેનો ભેદભાવ વર્ણવ્યો હોય એવી એક સ્મૃતિ મેં જોઈ નથી. મને એવી પાકી શંકા છે કે આ સનાતની સજ્જનો પ્રત્યે ભેદભાવથી વર્તવાનો જરા પણ પ્રયત્ન કરવામાં આવે, તો તેઓ તેની સામે પ્રાણ જતાં સુધી લડશે, અને તેમાંના કેટલાક તો બ્રાહ્મણેતરોની જેમ છાપીને સીવી કાઢેલા ને ઈશ્વરકૃત સ્મૃતિને નામે ઓળખાવવામાં આવતા સંસ્કૃત શ્લોકોને દેવતામાં ફેંકી દેશે.

આ પંડિત કહે છે :

"નીચપણાના કલંકમાંથી ઊગરવાનો ઉત્તમ ઉપાય મતાધિકાર આપવાનો નથી, પણ માયાની જાળમાંથી છૂટી જવાનો છે."

માયાની જાળમાંથી કોને છૂટી જવાનું છે? આ પંડિત એમ માનતા લાગે છે કે બ્રાહ્મણોને તો ઊંચનીચપણાની જાળમાંથી છૂટવાનું છે જ નહિ, પણ બીચારા હરિજનને નીચપણાની જાળમાંથી છૂટવાનું છે. દુર્ભાગ્યે એ જ વસ્તુનો આજના સનાતની બ્રાહ્મણો વિરોધ કરી રહ્યા છે. એ ને એ જ વસ્તુ દા. આંબેડકર લગભગ દંડો ઉગામીને માગી રહ્યા છે. કેમ કે તેઓ કહે છે કે, "માયાની જાળમાંથી હું તો છૂટી જ ગયો છું. જેટલે ઊંચે બ્રાહ્મણ ચડ્યો છે તેટલે ઊંચે હું ચડવાનો જ છું; પછી એમ કરતાં મારે એનો ને મારો બંનેનો સંહાર કરવો પડે તોયે શું?" આ વાત કદાચ અકારી લાગે છતાં આ પંડિતે બતાવેલા ઉપાયનું સરવાળે આ જ પરિણામ આવે છે.

આ પંડિતે સૂચવેલા ઉપાયની સામે મારી નમ્ર સૂચના એ છે કે, બ્રાહ્મણે ઊંચપણાની જાળમાંથી ઊગરી જઈને હરિ-જન બનવું રહ્યું છે. એ એનો અધિકાર છે, અને એનું

કર્તવ્ય પણ છે. એમ કરીને જ તે વર્ણધર્મની કીર્તિ વધારી શકશે અને જે હિંદુધર્મને માટે તે જીવે છે તેના સાચા મર્મની રક્ષા કરી શકશે. આ નમ્ર સૂચના સમજી સ્વીકારવાની આ પંડિતને મારી વિનંતી છે.

છેવટે, મેં સૂચવેલી મતગણતરી વિષે ખોટો ખ્યાલ બાંધીને તેમણે પોતાને તેમ જ મને અન્યાય કર્યો છે. કોઈ પણ મંદિરના પૂજકોને પોતાના જેટલી જ છૂટથી બીજા ગમે તેને પૂજા માટે દાખલ કરવાનો હક અવશ્ય છે. માત્ર એમણે ધર્મક્રિયા કે પૂજાવિધિમાં ડખલ ન કરવી જોઈએ. એ વિધિ તો અનુભવ પ્રમાણે જ નક્કી થઈ શકે.

મતગણતરીની આ પ્રાચીન પ્રથાને આપણે એના પ્રાચીન નામથી ઓળખીએ તો કદાચ પંડિતો અને બીજા સનાતનીઓની ભડક ભાંગશે. મંદિરપ્રવેશના સવાલનો નિર્ણય હમેશાં મહાજનો નથી કરતાં આવ્યાં? અને મહાજન એટલે લોકસભા. એ સભાઓ ભેગી મળીને, વિચાર કરીને અને સભાજનોના મત જાણીને નિર્ણયો પર આવતી. હું માનું છું કે આને અંગ્રેજી પરિભાષામાં 'મતગણતરી' કહેવાય. મેં એથી જુદું કશું જ સૂચવ્યું નથી.

'હરિજનબંધુ', તા. ૧૨–૩–'૩૩

## ૯. હિંદુ એટલે

એક સજ્જન લખે છે:

"આપ હંમેશાં પોતાને 'હિંદુ' કહેવડાવો છો. છતાં બાળ-વિવાહ, વિધવાવિવાહ, અસ્પૃશ્યતા વગેરે બાબતોમાં આપ હિંદુ પંડિતોની અથવા તેમનાં શાસ્ત્રોની આજ્ઞાઓને પણ સ્વીકારવાને તૈયાર નથી. આ શાસ્ત્રગ્રંથોનું પ્રામાણ્ય ન સ્વીકારવા છતાં આપ પોતાને 'હિંદુ' શી રીતે કહેવડાવો છો એ હું સમજી શકતો નથી. હિંદુનો આજનો અર્થ એ છે કે, કેટલાંક પુરાણોમાં ઉપદેશેલી

હસવા જેવી અને અનીતિભરી વસ્તુઓ પર દૃઢ શ્રદ્ધા રાખનાર માણસ તે હિંદુ. આવી માન્યતા રાખવી એ હિંદુને સારુ જરૂરનું નથી એમ આપ માનો છો? આપ જો હિંદુધર્મની વ્યાખ્યા આપશો અને આપને હિંદુ શા માટે ગણવા એની ચોખ્ખી દલીલ આપશો તો સત્યની સેવા થશે.

"કોઈ માણસ હિંદુધર્મના સિદ્ધાંતોને અને શાસ્ત્રાજ્ઞાઓને ન અનુસરતો હોય છતાં પોતાને હિંદુ કહેવડાવવા માગે, એટલે તે 'હિંદુ' છે એમ તો આપ નહિ જ કહો. વળી જ્યારે આપને શાસ્ત્રપ્રામાણ્યના વિષયમાં હિંદુઓ સાથે મતભેદ છે, ત્યારે આપ પોતાને હિંદુ કહેવડાવવાનું શા સારુ પસંદ કરો છો એ સમજાવવાની જરૂર છે. હિંદુ શબ્દની સાથે ઘણી ખરાબ વસ્તુઓ જોડાયેલી છે, અને હિંદુ શાસ્ત્રોમાં પણ 'હિંદુ' શબ્દ ક્યાંયે નથી. આપ આપને 'આર્ય' કાં ન કહો? 'આર્ય' શબ્દ વધારે સારો છે. વળી હિંદુ શાસ્ત્રોના અર્થ વિષે આપના અને આર્યસમાજના ઉપદેશમાં ઘણું મળતાપણું છે."

હું પોતાને સનાતની હિંદુ કહેવડાવું છું, કારણ હું વેદો, ઉપનિષદો, પુરાણો ને ધર્મસુધારક સંતોની વાણીને માનું છું. આ માન્યતાને લીધે મારે શાસ્ત્રને નામે ચાલતી બધી વસ્તુઓને પ્રમાણભૂત માનવી જોઈએ એવું નથી. નીતિનાં મૂળ તત્ત્વોથી વિપરીત હોય એ બધાનો હું ત્યાગ કરું છું. પંડિતોનાં આપ્તવાક્ય અથવા તેમના શાસ્ત્રાર્થ મારે સ્વીકારવા જોઈએ એવું પણ નથી. વળી, હિંદુસમાજ મને સનાતની હિંદુ તરીકે સ્વીકારે છે ત્યાં સુધી હું પોતાને સનાતની હિંદુ કહું છું. વહેવારની ભાષામાં કહીએ તો, જે ઈશ્વરને, આત્માના અમરત્વને, પુનર્જન્મને, કર્મના નિયમને તથા મોક્ષને માને છે, જે નિત્યવ્યવહારમાં સત્ય અને અહિંસાનું આચરણ કરે છે, અને તેથી વિશાળ અર્થમાં ગોરક્ષા કરે છે, અને જે વર્ણાશ્રમવ્યવસ્થા અનુસાર કર્મ કરે છે તે હિંદુ છે.

તા. ૧૭–૧૦–'૨૬

# ૧૦. હિંદુધર્મની સ્થિતિ

'સનાતની હિંદુ'નું ઉપનામ ધારણ કરી એક ભાઈ લખે છે:

"આજની હિંદુધર્મની સ્થિતિ જેટલી વિષમ છે તેટલી જ વિચિત્ર પણ છે. ચુસ્ત હિંદુઓ શાસ્ત્રને અનુસરીને ચાલવાનો દાવો કરે છે પણ શાસ્ત્રો કોઈ વાંચતું જ જણાતું નથી. શાસ્ત્રો વાંચે તો બે વસ્તુઓનું સ્પષ્ટ ભાન થાય:

"૧. આજે ધર્મચુસ્ત તરીકે નામાંકિત ગણાતા લોકો પણ શાસ્ત્ર મુજબ ચાલતા નથી.

"૨. શાસ્ત્રમાં જેટલું લખ્યું છે અગર તો જેટલું પ્રમાણ ગણવામાં આવ્યું છે, તે મુજબ સોળે આના ન કોઈ ચાલી શકે, ન કોઈ ચાલવું પસંદ કરે.

"શિષ્ટ લોકો જે પ્રમાણે ચાલે તે પ્રમાણે ચાલવું એ સામાન્ય જનસમાજનો ધોરી માર્ગ હોય છે. શિષ્ટોને બતાવવું પડે છે કે પોતે શાસ્ત્ર મુજબ ચાલે છે. એટલે કે બધે જ દંભ વર્તી રહ્યો છે.

"ચુસ્ત સનાતન રૂઢિ કઈ એનો પણ કંઈ પત્તો ન મળે. સનાતન રૂઢિ શું એ વિષે પણ પ્રાંતપ્રાંતની કલ્પના નિરાળી. સામાજિક ધર્માચારનું વ્યાપક અધ્યયન કરવાની દૃષ્ટિએ કોઈ દેશ આખામાં ફરતું નથી, નિરીક્ષણ કરતું નથી, તુલનાત્મક ચર્ચા ચાલતી નથી. સુધારાવાળાઓ ટીકા કરે છે તેની પાછળ ઘણી વાર ધાર્મિકતા વિષે આદર હોતો નથી એટલું જ નહિ પણ વસ્તુસ્થિતિનું અધ્યયન પણ હોતું નથી. તેથી તેમની ટીકા આંધળી અને નિર્વીર્ય નીવડે છે. આજે હિંદુ રિવાજોનું કંઈક અધ્યયન જો કોઈ કરતું હોય તો તે યુરોપિયન અમલદારો અને મિશનરીઓ.

"હિંદુઓમાં દરેક જણને થાય છે કે પોતાના પ્રાંતનો એ જ રૂઢ હિંદુધર્મ. અસ્પૃશ્યતાનિવારણમાં શું કે હિંદુસંગઠનમાં શું, પોતપોતાના પ્રાંતની સ્થિતિનો વિચાર કરીને જ આગેવાનો પોતાના અભિપ્રાયો બાંધતા જણાય છે.

"એક જ દાખલો લઈએ. અસ્પૃશ્યતાનિવારણ કર્યા પછી અસ્પૃશ્યોની સ્થિતિ શૂદ્ર વર્ણ પ્રમાણે રહે એમ આપે કહ્યું છે. અહીં સુધી તો જાણે ઠીક, પણ શૂદ્રોની સ્થિતિયે બધે ક્યાં સરખી છે? જે પ્રાંતોમાં બ્રાહ્મણો માંસાહાર કે મત્સ્યાહાર કરે છે તે પ્રાંતમાં શૂદ્રોની સ્થિતિ એક પ્રકારની હોય છે, જ્યાં બ્રાહ્મણેતર બધા જ વર્ણો માંસમત્સ્યનું સેવન કરી શકે છે ત્યાં શૂદ્રોની સ્થિતિ જુદી છે અને જે પ્રાંતમાં બ્રાહ્મણો સાથે વૈશ્યાદિ બીજા વર્ણો નિર્માંસભોજી છે ત્યાંની સ્થિતિ વળી નિરાળી જ હોય છે. આપે એક જગ્યાએ લખ્યું છે કે શૂદ્રનું પાણી લેવામાં અન્ય વર્ણોને વાંધો નથી હોતો ત્યારે અંત્યજોનું પણ પાણી લેવામાં વાંધો ન હોય.

"હવે કેટલાક હિંદુઓ માંસાહાર કરનારના હાથનું પાણી ન લેવાના આગ્રહવાળા હોય છે ત્યાં તિરસ્કારના કરતાં ધાર્મિક શૌચનો જ વિચાર પ્રધાન હોય છે. બીજા કેટલાક સામાન્ય ખાનારના હાથનું ચોખ્ખું પાણી લેવામાં વાંધો નથી ગણતા પણ ગોમાંસ ખાનાર જાતિઓનું પાણી લેવામાં અત્યંત બાધ ગણે છે. તેથી જ તેઓ શૂદ્રનું પાણી લેવા છતાં ખ્રિસ્તી, મુસલમાન તેમ જ અંત્યજોના હાથનું પાણી લેતા નથી. આ ત્રણેને અડી શકાય પણ એમનું પાણી કેમ લેવાય?

"આપ કદાચ નહિ જાણતા હો કે ગુજરાતના અંત્યજો મૂએલી ગાય કે બળદનું માંસ ખાય છે એટલું જ નહિ પણ ગોમાંસ વેચનાર કસાઈને ત્યાંથી ગોમાંસ વેચાતું આણીને પણ ખાય છે, અને તેમાં કશો બાધ સમજતા નથી. આ સ્થિતિમાં અન્ય શૂદ્રોની પેઠે આમનું પાણી કેમ લેવાય એ સવાલ ધર્મચુસ્ત હિંદુના મનમાં જરૂર ઊઠવાનો. આ બાબતમાં આપનું કહેવું શું છે એ જાહેર કરશો તો ઠીક થશે.

"આપના ઉપદેશકો અને અંત્યજ સેવકો અંત્યજોને મુડદાલ માંસ ન ખાવા કહે છે. મુડદાલ માંસથી રોગ થાય છે એવી આપણે દલીલ કરીએ છીએ. અંત્યજો કહે છે આટલા જમાનાથી ખાતા આવ્યા છીએ અમને ક્યાં રોગ થયા? અમને તો માફક આવી ગયું છે. જો અંત્યજો મુડદાલ કે બીજું પણ ગોમાંસ ખાવાનું છોડી દે તો અસ્પૃશ્યતાનિવારણનું કાર્ય સહેલું થઈ પડે

અને પછી એમના હાથનું પાણી લેવામાં પણ ઓછો વાંધો રહે. ગુજરાતમાં અંત્યજોની એક પરિષદ બોલાવી જો આપ એમની પાસે આટલું કરાવી શકો અને એમની જ કોમના કેટલાક આગેવાનો આટલો સુધારો એકદમ કરવા કમ્મર કસે તો કેવું સારું ?"

આ કાગળમાં એક પક્ષ રજૂ થયો છે. લખનારના બળાપાને સ્થાન છે. હિંદુધર્મ જીવંત વસ્તુ છે. તેમાં ભરતીઓટ થયાં જ કરે છે. તે જગતના કાયદાને અનુસરે છે. મૂળરૂપે તે એક જ છે પણ વૃક્ષરૂપે તે વિવિધ છે. તેની ઉપર ઋતુઓની અસર થાય છે. તેને વસંત છે ને પાનખર છે; તેને શરદ છે ને ઉષ્ણઋતુ છે. વર્ષાથી પણ તે વંચિત નથી રહેતો. તેને સારુ શાસ્ત્રો છે ને નથી. તેનો આધાર એક જ પુસ્તક ઉપર નથી. ગીતા સર્વમાન્ય છે પણ ગીતા માર્ગદર્શક છે. રૂઢિઓ ઉપર તેની અસર થોડી જ છે. હિંદુધર્મ ગંગાનો પ્રવાહ છે. મૂળમાં તે સ્વચ્છ છે, તેના માર્ગમાં તેને મેલ પણ ચડે છે છતાં જેમ ગંગાની પ્રવૃત્તિ સરવાળે પોષક છે તેમ હિંદુધર્મનું છે. પ્રત્યેક પ્રાંતમાં તે પ્રાંતીય સ્વરૂપ પકડે અને છતાં તેમાં એકતા રહેલી જ છે. રૂઢિ એ ધર્મ નથી. રૂઢિમાં ફેરફાર થશે છતાં ધર્મસૂત્રો એક જ રહેશે.

હિંદુધર્મની શુદ્ધતાનો આધાર હિંદુધર્મની તપશ્ચર્યા પર રહે છે. જ્યારે જ્યારે ધર્મ ભયમાં આવી પડે છે, ત્યારે ત્યારે હિંદુધર્મ તપશ્ચર્યા કરે છે, મેલનાં કારણ શોધે છે ને તેના ઉપાય યોજે છે. શાસ્ત્રોમાં વૃદ્ધિ થયાં જ કરે છે. વેદ, ઉપનિષદ, સ્મૃતિ, પુરાણ, ઇતિહાસાદિ એક જ કાળે નથી ઉદ્ભવ્યાં. પણ પ્રસંગ આવ્યે તે તે ગ્રંથોની ઉત્પત્તિ થઈ છે. તેથી તેમાં વિરોધાભાસ પણ જોવામાં આવે છે. તે તે ગ્રંથો શાશ્વત સત્ય નથી બતાવતા પણ તે તે કાળે શાશ્વત સત્યનો અમલ કેવી રીતે થયો એ બતાવે છે. તે

કાળે થયેલો અમલ બીજે કાળે કરવા જતાં આપણે નિરાશા-કૂપમાં પડીએ છીએ. એક વેળા આપણે પશુયજ્ઞ કરતા તેથી આજે કરીએ? એક વેળા આપણે માંસાહાર કરતા તેથી આજે કરીએ? એક વેળા ચોરના હાથપગ કાપતા તે આજે કાપીએ? એક વેળા એક સ્ત્રી અનેક પતિ કરતી, આજે કરે? એક વેળા બાળકન્યાનું દાન કરતા, આજે કરીએ? એક વેળા આપણે કેટલાકનો તિરસ્કાર કર્યો, આજે તેની પ્રજાને તિરસ્કૃત ગણીએ?

હિંદુધર્મ જડ બનવાની ચોખ્ખી ના કહે છે. જ્ઞાન અનંત છે, સત્યની મર્યાદા કોઈએ શોધી નથી. આત્માની શક્તિની નવી શોધો થયાં જ કરે છે ને થયાં કરશે. અનુભવના પાઠો શીખતા આપણે અનેક પરિવર્તનો કર્યે જઈશું. સત્ય તો એક જ છે. પણ તેને સર્વાંશે કોણ જોઈ શક્યું છે? વેદ સત્ય છે, વેદ અનાદિ છે. પણ તેને સર્વાંશે કોણે જાણ્યા છે? જે વેદને નામે આજે ઓળખાય છે તે તો વેદનો કરોડમો ભાગ પણ નથી. જે આપણી પાસે છે તેનો અર્થ સંપૂર્ણતાએ કોણ જાણે છે?

આટલી બધી જંજાળ હોવાથી આપણને ઋષિઓએ એક મોટી વાત શીખવી. 'યથા પિંડે તથા બ્રહ્માંડે.' બ્રહ્માંડનું પૃથક્કરણ અશક્ય છે. પોતાનું પૃથક્કરણ શક્ય છે. તેથી પોતે પોતાને ઓળખ્યો એટલે જગતને ઓળખ્યું. પણ પોતાને ઓળખવામાંયે પ્રયત્નની આવશ્યકતા છે. પ્રયત્ન પણ નિર્મળ જોઈએ. નિર્મળ હૃદય વિના નિર્મળ પ્રયત્ન અસંભવિત છે. હૃદયની નિર્મળતા યમનિયમાદિના પાલન વિના સંભવતી નથી. ઈશ્વરપ્રસાદ વિના યમાદિનું પાલન કઠિન છે. શ્રદ્ધા અને ભક્તિ વિના ઈશ્વરપ્રસાદ ન જ મળે. તેથી રામનામનો મહિમા તુલસીદાસે ગાયો, તેથી ભાગવતકારે

દ્વાદશમંત્ર શીખ્યો. જેને એ જપ હૃદયથી જપતાં આવડે તે સનાતની હિંદુ છે.

બાકી બધું તો અખાની ભાષામાં ' અંધારો કૂવો ' છે.

હવે લખનારની શંકાઓ વિચારીએ. યુરોપિયનો આપણા રીતરિવાજો જુએ છે ખરા. તેને હું અધ્યયન એવું રૂપાળું નામ ન આપું. તે તો ટીકાકારની દૃષ્ટિએ જુએ છે તેથી તેની પાસેથી મને ધર્મ ન લાધે.

ભૂતકાળમાં ગોમાંસાદિ ખાનારનો બહિષ્કાર ભલે યોગ્ય હો આજે એ અયોગ્ય અને અસંભવિત છે. અસ્પૃશ્ય ગણાતા પાસે ગોમાંસાદિનો ત્યાગ કરાવવો હોય તો તે કેવળ પ્રેમથી જ થશે, તેમની બુદ્ધિને જાગૃત કરીને થશે, તેમનો તિરસ્કાર કરવાથી નહિ બને. તેઓની કુટેવો છોડાવવાના પ્રેમમય પ્રયોગો ચાલ્યાં જ કરે છે, પણ ખાદ્યાખાદ્યમાં હિંદુધર્મની પરિસીમા નથી આવી જતી. તેનાથી અનંતકોટિ વધારે અગત્યની વાત અંતરાચરણ છે, સત્ય અહિંસાદિનું સૂક્ષ્મ પાલન છે. ગોમાંસાદિનો ત્યાગ કરનાર કપટી મુનિના કરતાં ગોમાંસ ખાનાર દયામય, સત્યમય, ઈશ્વરથી ડરીને ચાલનાર હજાર ગણો વધારે સારો હિંદુ છે. અને જે સત્યવાદી સત્યાચરણી ગોમાંસાદિના આહારમાં હિંસા જોઈ શક્યો છે ને જેણે તેનો ત્યાગ કર્યો છે, જેની દયા જીવમાત્ર પ્રત્યે છે તેને કોટિશઃ નમસ્કાર હજો. તેણે તો ઈશ્વરને જોયો છે, ઓળખ્યો છે, તે પરમભક્ત છે, જગદ્‌ગુરુ છે.

હિંદુધર્મની અને અન્ય ધર્મોની અત્યારે પરીક્ષા થઈ રહી છે. સનાતન સત્ય એક જ છે. ઈશ્વર પણ એક જ છે, લખનાર વાંચનાર અને આપણે બધા મતમતાંતરોની મોહજાળમાં ન ફસી જતાં સત્યનો સરળ માર્ગ લઈએ તો જ આપણે સનાતની હિંદુ રહીશું. સનાતની મનાતા તો ઘણાયે ભટકે છે. તેમાંથી કોનો સ્વીકાર થશે તે કોણ જાણે છે?

રામનામ લેનારા ઘણા રહી જશે, ને મૂંગે મોઢે રામનું કામ કરનારા વિરલા વિજયમાળ પહેરી જશે.

તા. ૭–૨–'૨૯

# ૧૧. હિંદુધર્મ પર જોખમ

[ શાંતિનિકેતનમાં આપેલું એક વ્યાખ્યાન. 'શાંતિનિકેતનમાં એક સપ્તાહ' એ લેખમાંથી. —પ્રકાશક ]

ભાઈઓ અને બહેનો,

તમારી સાથે થોડા દિવસ સહવાસનો આનંદ મળ્યો એ તો અવર્ણનીય છે. હું મારી કથળેલી પ્રકૃતિ સુધારવા અહીં આવેલો, અને તમને આનંદ થશે કે હું તદ્દન સાજો થઈને નહિ તોપણ સારી રીતે સુધરીને તો અહીંથી જઈશ જ.

બંગાળીમાં તમારી સાથે હું ન વાત કરી શકું એ મને વસમું લાગે છે. મને લાગે છે કોઈ દિવસ તમારી સાથે બંગાળીમાં વાત કરવાની મારી આશા બરોબર ન હોય તો પણ મારું હિંદુસ્તાની તમે સમજી શકશો એવી મારી આશા તો અયોગ્ય નથી જ. હિંદુસ્તાની તમારી શાળામાં ફરજિયાત વિષય ન થાય અને તમે ન શીખી લો ત્યાં સુધી તમારી કેળવણી સંપૂર્ણ નહિ કહેવાય. વળી એક બીજી વાત હું તમારાથી છાની નથી રાખતો કે, હું તમારી શાળાને જતે દહાડે અતિશય ઉદ્યમી મધમાખોથી ભરેલો રૂડો મધપૂડો થઈ રહેલી જોવાની આશા રાખું છું. આપણા હૃદયની સાથે આપણા હસ્તોનો સુંદર સહકાર નહિ જામે ત્યાં સુધી આપણું જીવન ખરું જીવન નહિ બને.

મને લાગે છે કે હું હાલ જે કામમાં ગિરફતાર થઈ રહ્યો છું તેનું રહસ્ય નાનાં બાળકો આગળ પણ મૂકી શકાય

એમ છે. છતાં હું જે કહેવાનો છું તે સઘળું બાળકોને જ મારે નથી. મારાં પોતાનાં બાળકો પાસેથી, મારાં પોતાનાં તથા દક્ષિણ આફ્રિકામાં મારાં પોતાનાં માનેલાં બાળકો પાસેથી, મેં કશી વાત છાની નથી રાખી.

મારે માટે તો માત્ર એક ધર્મ છે, તે હિંદુધર્મ. અને હું મને હિંદુ કહેવડાવીને અભિમાન લઉં છું. પણ હું કાંઈ કટ્ટો કર્મઠ હિંદુ નથી. હું હિંદુધર્મને જે રીતે સમજું છું તે પ્રમાણે એ અતિશય વ્યાપક છે. એમાં બીજા બધા ધર્મો માટે સહિષ્ણુતા રહેલી છે, માન રહેલું છે. એટલે જ હું મારા ધર્મના સંરક્ષણ માટે જેટલા ઉત્સાહ અને વેગથી પ્રયત્ન કરું તેટલા જ ઉત્સાહ અને વેગથી ઇસ્લામનું સંરક્ષણ કરતો તમે મને જુઓ છો. ઇસ્લામનો બચાવ કરવામાં તો મને હર્ષના ઘૂંટડા આવે છે, કારણ મને લાગે છે કે તેમ કરતાં હું મારા પોતાના ધર્મનો બચાવ કરવાને માટે લાયકાત મેળવી રહ્યો છું.

યુરોપની પાશવ સત્તાઓનું જોખમ ઇસ્લામ ઉપર જેટલું ઝઝૂમે છે તેટલું જ હિંદુધર્મ ઉપર ઝઝૂમે છે. આજે ઇસ્લામનો વારો છે, કાલે હિંદુધર્મનો વારો આવે. મને લાગે છે કે હિંદુધર્મની ઉપર જોખમ તો જ્યારથી બ્રિટિશ સત્તા આ દેશમાં આવી ત્યારથી છે; અને એ જોખમ બહુ સૂક્ષ્મ રીતે રહ્યું છે. મેં જોયું છે કે આપણા વિચારના પાયા પાશ્ચાત્ય અસરે કરીને હાલી ઊઠ્યા છે. પાશ્ચાત્ય સભ્યતા શયતાની પ્રવૃત્તિરૂપ છે. અનેક વર્ષો થયાં આપણે કોઈ અજબ માયાથી ભોળવાઈ રહેલા છીએ. મારી આંખો ખરેખરી તો ગયે વર્ષે જ ઊઘડી. મિત્રરાજ્યો યુદ્ધમાં જોડાયાં ત્યારે તેમનો પ્રકટ હેતુ તો નબળાં રાષ્ટ્રોનું સંરક્ષણ હતો, પણ એ હેતુની પિછોડી નીચે તેઓએ અનેક કૂડકપટોનો પ્રયોગ કર્યો. છતાં ગઈ અમૃતસર કોંગ્રેસ વખતે સરકાર સાથે સહકાર કરવા માટે મેં દેશને અતિશય આગ્રહપૂર્વક અને ખરા

દિલથી વિનંતિ કરી, કારણ મને ત્યાર સુધી ભરોસો હતો કે બ્રિટિશ પ્રજા પોતાનાં પાપો માટે પશ્ચાત્તાપ કરશે, બ્રિટિશ પ્રધાન પોતાનાં વચનો પાળશે. પણ પંજાબના પ્રકરણનો નિકાલ થતાં અને તુર્કી સુલેહની શરતો પ્રગટ થતાં મારો એ બધો વિશ્વાસ નાબૂદ થયો. હું એવા નિર્ણય ઉપર આવ્યો કે મનુષ્યને જીવનમાં એકવાર એવો પ્રસંગ જરૂર આવે છે કે જ્યારે ખુદા કે શયતાન એ બેમાંથી એકનો પંથ તેણે ગ્રહણ કરી લેવો જોઈએ.

બ્રિટિશ રાજસત્તાની સાથે આટલાં વર્ષના સહકારના પરિણામે મેં એ જોયું કે એ સત્તાધીશો સાથે જે પ્રસંગ પાડે છે તેની અવનતિ થાય છે. મને ચોક્કસ લાગી ગયું કે જ્યાં સુધી હિંદ પોતાનો આદેશ સમજી ન જાય, અને ઇંગ્લંડની પ્રજાની સાથે પોતાના સરખાપણાનું આખી પ્રજાને ભાન જાગૃત ન થાય, ત્યાં સુધી બ્રિટિશ સંબંધ ચાલુ રહેવાથી આપણો અધઃપાત ચાલુ જ રહેવાનો.

મેં એ પણ જોયું કે મુસલમાનોની સાથેનું આપણું ઐક્ય જાળવવું એ બ્રિટિશ સંબંધ જાળવવા કરતાં અનેક ગણું વધારે કીમતી છે, અને મુસલમાનોની સાથેનું ઐક્ય આપણે તેમને અણીને ટાંકણે મદદ ન કરીએ તો ટકાવવું મુશ્કેલ છે. વળી રાષ્ટ્રશરીરનો ચોથો ભાગ રહી ગયેલો હોય તો આપણા દેશાભિમાનનો વિકાસ થવો અશકય છે.

આથી મેં શૌકતઅલીની સાથે મૈત્રી બાંધી એમને મારા ભાઈ કર્યા. એમની સાથેનો મારો સમાગમ એ મારે મન એક આનંદ અને અભિમાનની વાત છે. કેટલીક બાબતોમાં તેમની ને મારી વચ્ચે મતભેદ છે. હું અહિંસાધર્મને માનનારો છું. એ હિંસાધર્મને માનતા દેખાય છે. એઓ એમ માને છે કે અમુક સંજોગોમાં મનુષ્ય મનુષ્યનો

દુશ્મન હોઈ શકે, અને દુશ્મનોને રેંસી શકાય. પણ હું તેમની સાથે કામ કરી રહ્યો છું એનું કારણ કે એમનામાં મેં કેટલાક ભવ્ય ગુણો જોયા. એઓ એકવચની છે, એઓ અતિશય વફાદાર મિત્ર છે, અત્યંત શૂરવીર છે. એમની ઈશ્વર પ્રત્યે ભારે શ્રદ્ધા છે. મને તરત લાગી ગયું કે આટલા ગુણો તો ધર્મિષ્ઠ માણસમાં જ હોઈ શકે, અને એમના ધર્મિષ્ઠપણા ઉપર મોહિત થઈને જ મેં એમનો સંગ કીધો; અને મેં તો સદાય વિશ્વાસ રાખ્યો છે કે, મારા અહિંસાના સફળ પ્રયોગથી એઓ અહિંસાની ખૂબી સમજી શકશે.

અંગ્રેજી શબ્દ Innocence માં જેટલા અહિંસાના ભાવો આવે છે, તેટલા બીજા કોઈ શબ્દમાં આણવા મુશ્કેલ છે. તેથી અહિંસા અને Innocence શબ્દ લગભગ સરખા કહી શકાય. મારો વિશ્વાસ છે કે અહિંસામાર્ગે ચાલનારને બધી વાતે કુશળ જ છે. અહિંસાના પંથીને જે શસ્ત્રો મળી શકે છે, તે શસ્ત્રો હિંસાના પંથીને મળી શકે તેના કરતાં વધારે જોરાવર છે. હિંસાની યોજના એ એક જંગલી યોજના હું કહી શકું. એમાં પાશવતા રહેલી જ છે. અહિંસાધર્મનો સંપૂર્ણ પાળનારો જ સંપૂર્ણ મરદાની બતાવી શકે. એક માણસ પણ અહિંસાજીવન સંપૂર્ણપણે ગાળવાને તૈયાર હશે, તો દુનિયાને વશ કરી શકશે. હું નમ્રતાથી કહીશ કે આજે મારા આ જર્જરિત દેહે પણ આટલી ભારે લડત ઉઠાવવાની મારી કંઈક શક્તિ છે, તેનું કારણ મારું અહિંસાધર્મનું પાલન જ છે. અને હિંદુ પોતાના ધર્મને ઓળખી તેને પાળશે તો પોતાની છાપ જગત ઉપર પાડશે જ.

હિંદુસ્તાન જે દિવસે હિંસાધર્મને પ્રાધાન્ય આપશે તે દિવસે મારું જીવન શૂન્યરૂપ થઈ પડશે. પણ મારો વિશ્વાસ હજી અચલિત છે. અને તમે હિંદુ માબાપોનાં સંતાનો હિંદુ

તરીકે તમારું જગતમાં કર્તવ્ય શું છે એ સમજશો તો તમે કદી અન્યાયી અને દુર્જનની સાથે સહકાર કરશો નહિ. દુર્જનની સાથે કામ ન પાડવા વિષે તુલસીદાસજીએ જે અમર દુહાઓ લખ્યા છે, તેના સૌંદર્યની ક્યાંય સરખામણી થાય એમ નથી. અને હિંદુસ્તાને આજે બ્રિટિશ રાજ્ય જેવા પ્રકારનું છે તેવાની પાસેથી કાંઈ પણ શુભની આશા રાખવી એ આભમાં બાથ ભરવા જેવું છે. મેં તો એ રાજ્યની સાથે અનેક વર્ષો સુધી ગાઢ સહકાર કર્યો છે, અને એ સહકારને અંતે મને કેટલાક ભારે અનુભવો થયા છે. એ અનુભવોના પરિણામે જ આ ભયંકર છતાં ઉદાત્ત અને યશસ્વી યુદ્ધ મેં ઉઠાવ્યું છે અને તમોને બધાંને તેમાં શામિલ કરવા મથી રહ્યો છું. આ ધર્મમંદિરમાં હું તમારી પાસે એટલું જ માગું કે, આત્મવિકાસના આ યુદ્ધમાં મને ઈશ્વર આરોગ્ય અને સન્મતિ આપે, અને દોષ અને કાતરતાથી મને સદાય વેગળો રાખે એવી તમે પ્રાર્થના કરો.

તા. ૨૬–૯–'૨૦.

## ૧૨. લંકાવાસી હિંદુઓને

[ લંકાના પ્રવાસ વખતે જાફનાના હિંદુઓને ઉદ્દેશીને ગાંધીજીએ નીચે પ્રમાણે ભાષણ આપ્યું હતું. ]

આ પહેલાં ઘણી ઉપયોગી સભાઓ થઈ ગઈ છે, પરંતુ આજની સભા મને સૌથી વધુ ઉપયોગી લાગે છે, કારણ કે તમારી હિંદુઓની ખાસ સભા આગળ મારે બોલવું એમ ઠરાવ્યું છે. આનો અર્થ મને એ લાગે છે કે તમે હિંદુઓ આગળ મારે હિંદુ તરીકે બોલવું. અને તમે મને આમ બોલવાનું આમંત્રણ આપ્યું તેથી મને અત્યંત આનંદ થાય છે. તમે જાણો છો તેમ જૂના વિચારના હિંદુઓ સનાતની

હોવાનો મારો દાવો સ્વીકારતા નથી, છતાં હું મારી જાતને સનાતની તરીકે ઓળખાવવાનો આગ્રહ કરતો આવ્યો છું. પણ આવો દાવો કરીને, હું સત્યનો પૂજારી હોઈ ને, તમને કોઈ પણ રીતે અવળું સમજાવવા નથી ઇચ્છતો. આ કે પેલા માણુસ સાથે જમવા ન જમવામાં, કે તેને અડવા ન અડવામાં, અથવા તો મુસલમાનો અને ખ્રિસ્તીઓ સાથે ઝઘડા કરવામાં જો સનાતન હિંદુધર્મ રહેતો હોય, તો ખરેખર હું એવો સનાતની હિંદુ નથી. પણ હિંદુધર્મમાં વાસ્તવિક રીતે શું હોઈ શકે એનું નિરૂપણ કરવું, કે પોતાના અંતર્નાદને અનુસરીને હિંદુધર્મને જીવનમાં ઉતારવો, એ જ જો સનાતન હિંદુધર્મ હોય, તો મારો દાવો છે કે હું સનાતની છું. વળી મહાભારતકાર ભગવાન વ્યાસ પ્રમાણે હું સનાતની છું. એમણે મહાભારતમાં કોઈ ઠેકાણે આ વિષયમાં આમ કહ્યું છે: ત્રાજવાના એક પલ્લામાં સત્યને મૂકો, ને બીજામાં યજ્ઞાદિ મૂકો. સત્યવાળું પલ્લું સૌ યજ્ઞો — રાજસૂય અને અશ્વમેધ સુધ્ધાં — વાળા પલ્લા કરતાં નીચું નમશે. અને મહાભારતને જો પાંચમા વેદ તરીકે સ્વીકારીએ, તો હું સનાતની હિંદુ હોવાનો દાવો કરી શકું; કારણ કે મારા જીવનની પ્રત્યેક ક્ષણે, હું કોઈ પણ જાતની બીજી ગણના કર્યા સિવાય સત્યનું પાલન કરવા મથી રહ્યો છું.

આ પ્રમાણે આ સભા આગળ મારો દાવો રજૂ કરીને તમે હિંદુઓનો જાફનામાં તેમ જ લંકામાં શો ધર્મ છે તે સમજાવવા ઇચ્છું છું. પહેલી વાત તો આ બેટની મુખ્ય વસ્તી તરફ તમારી શી ફરજ રહી છે તે લઈશ, અને હું તમને જણાવીશ કે તેઓ તમારા સહધર્મીઓ છે. તેઓ ધારે તો આ વસ્તુનો ઇન્કાર કરી શકે; કારણ કે તેઓ કહેશે કે બૌદ્ધધર્મ એ હિંદુધર્મ નથી અને આમાં તેઓ કાંઈક અંશે ખરા પણ છે. ઘણા હિંદુઓ બૌદ્ધધર્મ હિંદુધર્મનો અંગભૂત

છે એમ સ્વીકારવા તૈયાર નથી. ઊલટા, તેઓ તો હરખાઈને કહે છે કે તેઓ બૌદ્ધધર્મને હિંદમાંથી હાંકી કાઢી શક્યા છે. પણ હું તમને કહીશ કે તેમણે એવું કશું કર્યું નથી. બુદ્ધ પોતે જ હિંદુ હતા. તેમણે હિંદુધર્મને સુધારવાના પ્રયત્ન કર્યો. તેમાં તેમને મોટે ભાગે સફળતા મળી. તે વખતે હિંદુ-ધર્મે બુદ્ધના ઉપદેશોમાં સર્વ સુંદર હતું તે લીધું, ને પોતાનામાં પચાવી દીધું. એ દૃષ્ટિએ હું કહેવાની હિમ્મત કરું છું કે હિંદુધર્મ વિશાળ થયો; અને ખરેખર બુદ્ધધર્મનું ઉત્તમાંગ સ્વીકારીને, હિંદુધર્મે ગૌતમના ઉપદેશોને વળગી પડેલાં જાળાંઝાંખરાં ફેંકી દીધાં છે. અને લંકાવાસી બૌદ્ધોને આ વાતની ખાતરી કરાવવા માટે તમારે તેમની વચ્ચે રહીને વિશાળ હિંદુધર્મનું જીવન જીવવું. ભારતવર્ષને બુદ્ધે એક વસ્તુ એ બતાવી કે નિર્દોષ પશુઓનાં બલિદાનથી રિઝાઈ જાય તે ઈશ્વર ઈશ્વર નથી. ઊલટું તેમ આદેશ આપ્યો કે ઈશ્વરને સંતોષવા માટે જેઓ પ્રાણીવધ કરશે તેઓ બેવડા પાપી થશે. આથી તમે હિંદુધર્મને વફાદાર હો તો તમારે કાળજી રાખવી જોઈએ કે તમારા એક પણ મંદિરને પશુવધથી પતિત કરવામાં નહિ આવે. સમસ્ત હિંદુ ભારતવર્ષને હું કહેવા તૈયાર છું કે, કોઈ પણ હેતુ અર્થે, અથવા તો પ્રભુને પ્રસન્ન કરવા માટે, એક પણ પશુનો હોમ કરવો એ અનર્થ છે, પાતક છે, અને અધર્મ છે.

ગૌતમે શીખવેલી બીજી વાત એ છે કે, આજે થતો જ્ઞાતિભેદનો અર્થ — તેમના વખતમાં આજના જેવો જ અર્થ થતો — સાવ ખોટો છે. એટલે ઊંચનીચપણાનો જે ભેદભાવ એમના પોતાના વખતમાં પણ હિંદુધર્મને કોરી ખાતો હતો તે તેમણે ઉખેડી કાઢ્યો. પણ એમણે વર્ણાશ્રમ ધર્મનો નાશ નહોતો કર્યો. વર્ણધર્મ કંઈ જ્ઞાતિ નથી. દક્ષિણ હિંદનાં મારાં ઘણાં ભાષણોમાં, અને 'યંગ ઇંડિયા' તથા 'નવજીવન'માં

મેં વિસ્તારથી જણાવ્યા પ્રમાણે હું માનું છું કે, જ્ઞાતિ અને વર્ણમાં કોઈ જાતનો મેળ નથી. વર્ણ પ્રાણ આપે છે, ત્યારે જ્ઞાતિ પ્રાણ શોષે છે; અને અસ્પૃશ્યતા એ જ્ઞાતિનું ભૂંડામાં ભૂંડું સ્વરૂપ છે. હું હિંમતથી કહીશ કે આજે જે અસ્પૃશ્યતા પળાતી દેખાય છે, તેને હિંદુધર્મમાં કશો જ અવકાશ નથી. આથી તમે બૌદ્ધ દેશભાઈઓ વચ્ચે શુદ્ધ હિંદુધર્મ પ્રમાણે રહેવા માગતા હો, તો તમે એક પણ મનુષ્યને અસ્પૃશ્ય ન ગણશો. કમભાગ્યે લંકાના બૌદ્ધોએ પોતે જ હિંદુઓ પાસેથી આ શ્રાપ વહોરી લીધો છે. જેમની પાસે જ્ઞાતિનું આવું બંધારણ ન હોવું જોઈએ, તેમણે જ પોતાનામાં આવી જ્ઞાતિ ઊભી કરી છે. ઈશ્વરને જાણીને ઊંચનીચના ભેદભાવ ભૂલી જાઓ; યાદ રાખો કે તમે સૌ હિંદુ છો — એકલોહિયા ભાઈ છો.

જાફનાના એક હિંદુ ભાઈએ મારા ઉપરના એક પત્રમાં જણાવ્યું છે કે અહીંનાં કેટલાંક મંદિરોમાં કોઈ કોઈ પ્રસંગે તમે પતિત બહેનોના નાચ કરાવો છો. આ વાત સાચી હોય તો મારે કહેવું પડશે કે તમે દેવાલયોને વેશ્યાગારો બનાવો છો. મંદિરને એના પવિત્ર સ્વરૂપમાં રાખવા માટે કેટલીક ચોકસ મર્યાદાઓ જરૂરી છે. એક સંત જેટલો જ વેશ્યાને પણ દેવમંદિરમાં જવાનો અધિકાર છે; પણ તે પોતાની જાતને પવિત્ર બનાવવાના હેતુથી જ આ અધિકાર ભોગવી શકે. પરંતુ ધર્મના નામે કે પૂજાના ઝાકઝમાળ માટે મંદિરના નિયામકો જો વેશ્યાને દાખલ કરે, તો તેઓ પ્રભુના મંદિરને વેશ્યાનું ધામ કરી મૂકે છે. અને કોઈ પણ માણસ — પછી તે ગમે તેવો મોટો હોય — તમારી પાસે આવી વેશ્યાને મંદિરમાં નાચ કે એવા કોઈ બીજા કામ માટે લઈ જવાનું સૂચવે તો તમે તેનો ઇનકાર કરજો અને મારી સૂચવેલી વાતનો સ્વીકાર કરજો. તમે સાચા હિંદુ થવા માગતા હો, ઈશ્વરને ભજવા

માગતા હો, અને તમે શાણા હો, તો તો કહેવાતા અસ્પૃશ્યો માટે તમારા મંદિરોના દરવાજા ખુલ્લા મૂકી દેજો. ઈશ્વર એના ભક્તોમાં ભેદભાવ નથી રાખતો. તે તો આ અસ્પૃશ્યોની તેમ જ કહેવાતા સ્પૃશ્યોની પ્રાર્થના એકસરખી રીતે સાંભળે છે; શરત માત્ર એટલી કે પ્રાર્થના મોઢાની નહિ પણ હૃદયની હોવી જોઈએ.

બીજી એવી કેટલીક વસ્તુઓ છે જેના ઉપર તમારે ધ્યાન ખેંચવું જોઈએ. મહાન ધર્મો પાળનારી ખ્રિસ્તી અને મુસ્લિમ પ્રજાઓ સાથે તમારે રહેવાનું છે. જાફનામાં બે કે ત્રણ ટકા જેટલી મુસલમાન વસ્તી છે. ખ્રિસ્તીઓ દશ ટકા છે. પણ તમારે તો, તેઓ બે ટકા કે વીસ ટકા હોય તોપણ તેમની વચ્ચે રહેવાનું છે. અને હિંદુધર્મને મેં પૂરેપૂરો ઓળખ્યો હોય, તો બીજા દરેક ધર્મ પ્રત્યે ઉદાર અને સહિષ્ણુ ન હોય તેવો ધર્મ હિંદુધર્મ નથી. અને તમારી માફક તેઓ પણ આ બેટના ને દ્વીપકલ્પના વતની હોઈ તમારે તેમને ભાઈઓ તરીકે ગણવા જોઈએ. જ્યાં સુધી તમે આમ ન કરો, ત્યાં સુધી તમારામાં આવશ્યક રાષ્ટ્રભાવનાનો વિકાસ થશે નહિ; અને તેથી જરૂરી હિંદુત્વ તથા ભૂતદયા પણ ખીલવી શકશો નહિ. તમારાં સંતાનોની કેળવણી ઉપર કાબૂ રાખવાનો તમારો હક છે; અને સાંભળીને હું ખુશી થયો છું કે તમારું પોતાનું કેળવણીમંડળ છે. તમારાથી બનતા પ્રમાણમાં તમે તેને સાચે રસ્તે મજબૂત કરો એવું ઇચ્છું છું. પણ આથી ખ્રિસ્તી મિશનોની સંસ્થાઓ સામે કશું ઝેરવેર ઉત્પન્ન ન થવું જોઈએ. તમારી પાસે કાબેલ શિક્ષણશાસ્ત્રીઓ હશે, અને તમારી પાસે હિંદુ બાળકો માટે જોઈતી સગવડો હશે, તો બધા હિંદુ બાળકો સ્વાભાવિક રીતે તમારી સંસ્થાઓમાં આવશે. કેળવણીની બાબતમાં, મને આજે જણાય છે તેવી ઈર્ષ્યા કેમ હોઈ શકે તે હું સમજી શકતો નથી. હમણાં સુધી હિંદુઓ, ખ્રિસ્તીઓ અને મુસલમાનો એકબીજા સાથે

ભાઈચારાથી રહેતા હતા એ જાણીને મને આનંદ થયો છે. થોડા વખત ઉપર જ તમારી અને ખ્રિસ્તીઓ વચ્ચે છમકલું ગેલું થયું છે. તમારી બહુમતી હોવાથી તમારે ઉદાર થવું જોઈએ, અને તમારા ઝઘડાઓનો નિકાલ લાવવો જોઈએ. અને તમે હિંદુધર્મમાં ઘૂસેલા અધમ જ્ઞાતિભાવને દૂર કરશો, તો તમારી સઘળી મુશ્કેલીઓ ચાલી જશે.

તમે બહુમતીમાં હોવાથી, તમારે યાદ રાખવું જોઈએ કે જાફનાને, અને જાફના મારફત આખી લંકાને, દારૂથી સદંતર મુક્ત કરવાની ફરજ તમારે માથે છે. અને જો તમારુ કેળવણીમંડળ પોતાની ફરજ અદા કરશે, તો તમારી શાળાઓમાં સંસ્કૃતના અભ્યાસને તમે ઉત્તેજન આપી શકશો. સંસ્કૃતનું થોડુંક પણ જ્ઞાન નહિ ધરાવનાર હિંદુ બાળકની કેળવણી અધૂરી છે એમ હું માનું છું. અને મારા ધારવા પ્રમાણે હિંદુધર્મમાં ભગવદ્‌ગીતા જેવો માન્ય અને સારવાહી બીજો એકે ગ્રંથ નથી. તેથી તમે અને તમારાં બાળકો હિંદુધર્મના સાચા તત્ત્વથી રંગાવા માગતાં હો, તો તમે ગીતાના બોધને સમજવાનો પૂરતો પ્રયત્ન કરજો. મહાભારત અને રામાયણ વિષે પણ તમારે ઠીક ઠીક જ્ઞાન મેળવવું જોઈએ.

છેવટમાં, દરેક સ્થળે જે બે વાતો મૂકી રહ્યો છું તે સિવાય, મારી પાસે મનુષ્યસમાજને આવી પડેલી અનેક મુશ્કેલીઓને દૂર કરવાનો બીજો ઉપાય નથી. સત્ય બોલો, અને ગમે તે ભોગે અહિંસાવ્રત પાળો. તમારી સામે બેઠો છું અને તમારી સાથે વાત કરું છું એટલી જ ખાતરીથી હું કહું છું કે, જો હું તમને આ બે વસ્તુઓના પાલન માટે સમજાવી શકું, તો આપણી એકેએક મુશ્કેલી હવામાં તણખલા માફક ઊડી જશે; અને સાક્ષાત્ ઈશ્વર તેના દિવ્ય આસન પરથી નીચે આવશે, તમારી વચ્ચે રહેશે, અને કહેશે: "ભલી કરી, હિંદુઓ!"

તા. ૧-૧-'૨૮

# ૧૩. બૌદ્ધધર્મીઓ પ્રત્યે

[ કોલંબોની વિદ્યોદય કૉલેજમાં અખિલ-સિલોન-બૌદ્ધ-મહાસભાએ ગાંધીજીને માનપત્ર આપ્યું હતું, તેના જવાબમાં તેમણે આપેલા વ્યાખ્યાનનો મુખ્ય ભાગ નીચે આપ્યો છે. ]

તમે કદાચ નહિ જાણતા હો કે મારા એક દીકરાએ — સૌથી મોટા દીકરાએ — મારા પર બુદ્ધનો અનુયાયી હોવાનો આરોપ મૂક્યો છે, અને મારા કેટલાક દેશભાઈઓ પણ મારા પર સનાતન હિન્દુધર્મને નામે બૌદ્ધ સિદ્ધાંતોનો પ્રચાર કરવાનો આરોપ મૂકતાં અચકાતા નથી. મારા દીકરાના તેમજ મારા હિંદુ મિત્રોના આરોપો પ્રત્યે મારો સમભાવ છે. મારા પર બુદ્ધના અનુયાયીપણાનો આરોપ થાય છે એમાં હું કેટલીક વાર ગૌરવ પણ માનું છું. અને આ શ્રોતાવર્ગ આગળ કહેતાં મને જરાયે સંકોચ નથી થતો કે, ભગવાન બુદ્ધના જીવનમાંથી લીધેલી પ્રેરણામાંથી મને ઘણું મળ્યું છે. કલકત્તામાં નવું બૌદ્ધ મંદિર બંધાયું છે તેના વાર્ષિક ઉત્સવ પ્રસંગે મેં આ વિચાર જાહેર પણ કર્યો હતો. એ સભાના આગેવાન આંગારિક ધર્મપાલ હતા. પોતાને જે કાર્ય વિષે અનન્ય પ્રેમ છે તેને પૂરતો જવાબ નથી મળતો એ વસ્તુ વિષે તેઓ શોક કરતા હતા. મને યાદ છે કે મેં તેમને આંસુ પાડવાને સારુ ઠપકો દીધો હતો. મેં એ સભામાં કહેલું કે બૌદ્ધધર્મને નામે ચાલતી વસ્તુને ભલે ભારતવર્ષમાંથી દેશવટો મળ્યો હોય, બુદ્ધનું જીવન અને તેમના ઉપદેશને તો ભારતવર્ષમાંથી દેશવટો નથી જ મળ્યો.

આ બનાવ બન્યાને ત્રણ વર્ષો થયાં છે. એ સભામાં જે વિચાર મેં ઉચ્ચારેલો એ બદલવાને ત્યાર પછી મને કશું કારણ નથી મળ્યું. મારો એ નિશ્ચિત મત છે કે બુદ્ધના ઉપદેશનો મહત્ત્વનો ભાગ હિન્દુધર્મમાં ભળી

જઈને આજે તેનું અંગ થઈ ગયો છે. આજે હવે હિન્દુ ભારતવર્ષ પાછાં પગલાં ભરે, અને ગૌતમે હિન્દુધર્મ પર જે સુધારાનું મોજું ફેરવ્યું તેને ભૂંસી નાંખી શકે એ શક્ય રહ્યું નથી. પોતાના ભારે આપભોગથી, ભવ્ય ત્યાગથી અને જીવનની નિષ્કલંક પવિત્રતાથી તેઓ હિન્દુધર્મ પર કદી ન ભૂંસાય એવી છાપ મૂકી ગયા, અને હિન્દુધર્મ એ મહાન ગુરુનો કાયમનો ઋણી બનેલો છે. તમે જો મને એટલું કહેવા માટે ક્ષમા આપો, અને એટલું કહેવાની જો તમારી પરવાનગી પણ હોય, તો હું હિમ્મત કરીને કહું કે આજે બૌદ્ધધર્મને નામે ચાલતી વસ્તુમાંથી હિન્દુધર્મે જેટલું ગ્રહણ કરી લીધું નથી તે બુદ્ધના જીવનનું અને તેમના ઉપદેશનું આવશ્યક અંગ નહોતું.

મારો તો નિશ્ચિત અભિપ્રાય છે કે બૌદ્ધધર્મનો અથવા બુદ્ધના ઉપદેશનો પૂરો પરિપાક ભારતવર્ષમાં જ થયો હતો. એથી ઊલટું થવું શક્ય પણ નહોતું, કારણ ગૌતમ પોતે હિન્દુ હતા—હિન્દુશ્રેષ્ઠ હતા. હિન્દુધર્મના ઉત્તમાંશથી તેઓ ભીંજાયા હતા. કેટલાંક તત્ત્વો જે વેદમાં દટાઈ રહેલાં હતાં અને જેની પર જાળાં બાઝી ગયાં હતાં, તે તત્ત્વોને તેમણે નવજીવન આપ્યું. વેદમાં રહેલા ઝળહળતા સત્ય પર શબ્દોનું—નિરર્થક શબ્દજાળનું—જે અરણ્ય જામ્યું હતું, તેમાંથી તેમના મહાન હિન્દુ આત્માએ પોતાનો રસ્તો શોધી કાઢ્યો. વેદના કેટલાક શબ્દોમાંથી તેમણે જે અર્થનું દોહન કર્યું તેનાથી એમના કાળના માણસો સાવ અજાણ હતા. ભારતવર્ષની ભૂમિ એમને આ ધર્મકાર્યને સારુ સૌથી અનુકૂળ લાગી. બુદ્ધ જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં એમની પાછળ જનાર અને તેમને વીંટળાઈ વળનાર ટોળાં ઇતરધર્મીઓનાં નહિ પણ હિંદુઓનાં જ હતાં અને તેઓ વેદધર્મથી રંગાયેલાં હતાં. પણ બુદ્ધનો ઉપદેશ તેમના હૃદયની જેમ સાર્વભૌમ અને સર્વવ્યાપી

હતો, અને તેથી તે એમના નિર્વાણ પછી પણ ટક્યો અને આખી પૃથ્વી પર ફરી વળ્યો. બુદ્ધના અનુયાયી ગણાવાનું જોખમ વહોરીને પણ હું કહું છું કે એ હિંદુધર્મનો વિજય છે. બુદ્ધે હિંદુધર્મનો અસ્વીકાર કદી કર્યો નહોતો. તેમણે તો તેનો પાયો વિશાળ કર્યો. તેમણે હિંદુધર્મને નવજીવન આપ્યું અને એનું નવું રહસ્ય બતાવ્યું. પણ હવે જે મુદ્દો આવે છે એ મારે તમારી ક્ષમા અને ઉદારતા માગવાની છે. હું તમને એ કહેવા માગું છું કે બુદ્ધના ઉપદેશનો સંપૂર્ણ વિકાસ અને સ્વીકાર સિલોન, બ્રહ્મદેશ, ચીન કે તિબેટ ક્યાંયે નથી થયો. મને મારી મર્યાદાઓનું ભાન છે. બૌદ્ધ શાસ્ત્રોમાં પારંગત હોવાનો મારો દાવો નથી. કદાચ નાલંદા વિદ્યાલયના પાંચમા ધોરણનો છોકરો પણ બૌદ્ધ ધર્મશાસ્ત્રમાં મને નાપાસ કરી શકે. હું જાણું છું કે હું મહાવિદ્વાન ભિક્ષુઓ સમક્ષ અને તેટલા જ વિદ્વાન શ્રાવકો સમક્ષ બોલી રહ્યો છું; પણ મારા હૃદયની જે માન્યતા છે તે હું તમારી આગળ પ્રકટ ન કરું, તો મેં 'તમારી પ્રત્યે તેમજ પોતા પ્રત્યે અસત્યાચરણ કર્યું' ગણાય.

તમે તેમજ ભારતવર્ષના બૌદ્ધ ગણાતા લોકોએ બુદ્ધના તત્ત્વોનો ઘણો અંશ સ્વીકાર્યો છે એમાં શંકા નથી. પણ જ્યારે હું તમારું જીવન તપાસું છું, અને સિલોન, બ્રહ્મદેશ, ચીન કે તિબેટના મિત્રોને પૂછપરછ કરું છું, ત્યારે જેને હું બુદ્ધના જીવનની મુખ્ય વસ્તુ માનું છું તેની અને તમારા આચરણની વચ્ચે રહેલા આટલા બધા ભેદો જોઈને મૂંઝાઉં છું. અને જો તમને કંટાળો ન આવતો હોય તો મને હમણાં જ સૂઝેલા ત્રણ મુદ્દાઓ તમારી આગળ ઉતાવળે ગણાવી જાઉં. પ્રથમ તો ઈશ્વરને નામે ઓળખાતા સર્વવ્યાપી મંગલ તત્ત્વ વિષેની આસ્તિકતા. મેં અસંખ્ય વાર કહેવાતું સાંભળ્યું છે, અને બૌદ્ધધર્મનું હાર્દ બતાવવાનો દાવો કરનારા

પુસ્તકમાં વાંચ્યુ છે કે બુદ્ધ નિરીશ્વરવાદી હતા. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે બુદ્ધના ઉપદેશની મુખ્ય વસ્તુ જ નિરીશ્વરવાદની વિરોધી છે. મારો નમ્ર મત એવો છે કે બુદ્ધના કાળમાં ઈશ્વરને નામે જે હીન વસ્તુઓ પ્રવર્તતી તી તેનો તેમણે યોગ્ય રીતે જે અસ્વીકાર કર્યો તેમાંથી જ આ ગોટાળો ઉત્પન્ન થયો છે. ઈશ્વર નામનું કોઈ પ્રાણી દ્વેષને આધીન છે, પોતાનાં કાર્યોને સારુ પસ્તાવો કરી શકે છે, અને મૃત્યુલોકના રાજાઓની જેમ એ પણ લાલચો કે લાંચને વશ થાય છે, અને એને પોતાનાપરાયાનો ભેદ હોઈ શકે છે એ માન્યતાનો તેમણે જરૂર વિરોધ કર્યો હતો. ઈશ્વર નામના પ્રાણીને પશુઓનું—પોતાનાં જ સરજેલાં પશુઓનું—તાજું લોહી ભાવે છે, અને એનાથી તે પ્રસન્ન થાય છે, એ માન્યતા સામે તેમનો આખો અંતરાત્મા પુણ્યપ્રકોપથી ઊકળી ઊઠતો. તેથી તેમણે ઈશ્વરની તેને યોગ્ય સ્થાને પુનઃસ્થાપના કરી, અને એ પવિત્ર સિંહાસન પચાવી પડીને જે લેભાગુ એના પર ચડી બેઠો હતો તેને પદભ્રષ્ટ કર્યો. આ વિશ્વનું સામ્રાજ્ય નીતિનિયમને આધારે ચાલે છે, અને એ નીતિનિયમ શાશ્વત અને અટળ છે એ તત્ત્વ પર તેમણે ભાર મૂક્યો, અને એની નવઘોષણા કરી. એ નિયમ જ ઈશ્વર છે એવું એમણે વિના સંકોચે કહ્યું.

ઈશ્વરના નિયમો શાશ્વત અને અટળ છે અને ઈશ્વરથી જુદા પાડી શકાય એવા નથી. તેમ ન હોય તો ઈશ્વરની પૂર્ણતા જ અધૂરી રહે. તેથી આ મોટો ગોટાળો ઊભો થયો છે કે બુદ્ધ ઈશ્વરને માનતા નહિ પણ કેવળ નીતિનિયમને જ માનતા. અને ઈશ્વર વિષેના ભ્રમને લીધે 'નિર્વાણ' એ ભવ્ય શબ્દના ખરા અર્થ વિષે પણ એવો જ ગોટાળો પેદા થયો છે. નિર્વાણ એટલે સર્વથા નાશ તો નથી જ. બુદ્ધના જીવનનું મુખ્ય તત્ત્વ હું સમજ્યો છું

તે પ્રમાણે તો આપણામાં જેટલું હીન છે, જેટલું દુર્ગુણથી ભરેલું છે, જેટલું વિકારમય છે અને જેટલું વિકારને વશ છે તે બધાનો સર્વથા નાશ તે નિર્વાણ છે. નિર્વાણ એ કબરની તમોગુણી જડ શાંતિ જેવું નથી. જે આત્મા આત્મસ્થિત છે, જે પરમાત્માના હૃદયમાં પોતાનું નિવાસસ્થાન પ્રાપ્ત કર્યાના આનંદમાં મગ્ન છે, તે આત્માની જીવંત શાંતિ, તેનું સાત્ત્વિક સુખ, તેનું નામ નિર્વાણ છે.

ત્રીજું, એક હીન વિચાર એવો ચાલે છે બૌદ્ધધર્મમાં જીવમાત્રની પવિત્રતાની કલ્પના બૌદ્ધધર્મ ભારતવર્ષ બહાર ગયો ત્યાર પછી આવી છે. ઈશ્વરની તેના શાશ્વત સ્થાને પુનઃ સ્થાપના કરવામાં બુદ્ધે માનવજાતિની સેવામાં ભારે ફાળો આપ્યો છે ખરો, છતાં મારો નમ્ર મત એવો છે કે અલ્પમાં અલ્પ જીવમાત્રને માટે એમનામાં જે કડક આદર હતો તે એમનો એથીયે મોટો ફાળો છે. મને ખબર છે કે એ પોતે ભારતવર્ષને જેટલું ચડેલું જોવા ઇચ્છતા હતા, એટલું એમના કાળનું ભારતવર્ષ ન ચડ્યું. પણ જ્યારે બુદ્ધનો ઉપદેશ બૌદ્ધધર્મ બન્યો અને પરદેશોમાં ફેલાયો, ત્યારે તો પશુપક્ષીના જીવનની પવિત્રતાનો અર્થ સાધારણ માણસ કરે છે એવો રહ્યો નહિ.

આ બાબતમાં સિલોનના બૌદ્ધધર્મનાં આચાર અને માન્યતા કેવાં છે એ હું જાણતો નથી, પણ બ્રહ્મદેશ અને ચીનમાં એણે કેવું સ્વરૂપ લીધું છે એની મને ખબર છે. ખાસ કરીને બ્રહ્મદેશમાં બ્રહ્મી બૌદ્ધો એક પણ પ્રાણીને મારે નહિ, પણ બીજું કોઈ તેમને સારુ પ્રાણીને મારે અને તેનું માંસ રાંધીને તેમને પીરસે, તો તેમને વાંધો નહિ. હવે જો કાર્યકારણના અટળ નિયમ પર આગ્રહપૂર્વક ભાર મૂકનાર જો કોઈ ધર્મગુરુ જગતમાં થયા હોય, તો તે ગૌતમ હતા; અને છતાં હિંદ બહારના બૌદ્ધ મિત્રો પોતાનાં જ

કર્મોનાં પરિણામો બની શકે તો ટાળવા માગે છે. પણ તમારી ધીરજ પર મારે અણઘટતી તાણ મૂકવી ન જોઈએ. જે કેટલીક વસ્તુઓ તમારા ધ્યાન પર આણવાનું મારું કર્તવ્ય મને જણાયું તેનો હું માત્ર સહેજ ઉલ્લેખ કરી ગયો છું. અને એ વસ્તુઓ પર તમે ગંભીરપણે વિચાર કરો તે સારુ પૂરેપૂરા આગ્રહથી અને તેટલી જ નમ્રતાથી તમારી આગળ મૂકું છું.

હવે એક વાત કહીને હું ભાષણ સમાપ્ત કરીશ. કાલે રાત્રે સત્કારસમિતિના સભ્યોએ મને કહ્યું કે ખાદીને સિલોન સાથે શો સંબંધ છે એ મારે કોઈ એક સભામાં સમજાવવું. આ સંદેશાનો તમારી આગળ વિસ્તાર કરવાનો સમય નથી રહ્યો, પણ હું એનો સાર બે વાક્યમાં આપવાનો પ્રયત્ન કરીશ. એક તો એ, કે તમે જેઓ બુદ્ધને તમારા હૃદયના સ્વામી ગણો છો, તેમને માથે બુદ્ધની જન્મભૂમિનું કંઈક ઋણ છે. એ ભૂમિમાં બુદ્ધના લાખો વંશજો, જેઓને માટે તેમણે પુરુષાર્થ કર્યો અને જેઓને માટે તેમણે પ્રાણાર્પણ કર્યું, તે આજે દરિદ્ર દશામાં છે, કાયમનો અડધો ભૂખમરો ભોગવે છે. તેથી હું સૂચના કરવાની હિંમત કરું છું કે ખાદી એ તમારી અને તમારા હૃદયસ્વામીની વચ્ચે અનુસંધાન કરાવનારી વસ્તુ છે. જો તમે એમના ઉપદેશની મુખ્ય વસ્તુને અનુસરો, અને જીવનમાત્ર ક્ષણભંગુર હોવાથી જીવન પાર્થિવ વસ્તુઓના ત્યાગને સારુ છે એમ ગણશો, તો ખાદીના સંદેશની સુંદરતા તમને તરત સમજાશે; કારણ ખાદીનો બીજો અર્થ છે સાદું જીવન અને ઉન્નત વિચાર. આ બે વિચારો સાથે લઈ જઈને બાકીનું બધું તમારી મેળે પૂરી લેજો, અને ખાદીના સંદેશાનો તમારો પોતાનો અર્થ ઉપજાવી કાઢજો. તમે જે ગાઢ પ્રેમ બતાવ્યો છે તેને સારુ, માનપત્રને સારુ, અને આચાર્યશ્રીના આશીર્વાદને સારુ, ફરી તમારો આભાર

માનું છું. મને આશા છે કે જે વૃત્તિથી મેં આ નમ્ર સંદેશો આપ્યો છે, તે જ વૃત્તિથી તમે એને ઝીલશો. એ સંદેશો ટીકાકારનો નથી, પણ પરમ મિત્રનો છે એમ માનજો.

તા. ૨૭-૧૧-'૨૭

## ૧૪. ધર્મને નામે ધાડ

ઉદેપુર રાજ્યમાં શ્વેતાંબર દિગંબર વચ્ચે જે ઝઘડા થયા તે વિષે મારી પાસે કોઈ ભાઈએ છાપાંની કાપલીઓ મોકલી છે, અને મને સૂચવે છે કે તે જોઈને મારે મારો અભિપ્રાય આપવો. એક તો મારી માંદગીમાં એટલાં બધાં છાપાં બારીકાઈથી વાંચવાનો મને સમય હોય નહિ; અને સમય હોય, શક્તિ હોય તોયે હું માત્ર છાપાંઓ વાંચીને કશી બાબતમાં અભિપ્રાય બાંધતો નથી, કોઈએ ન બાંધવો જોઈએ એમ માનું છું. તેથી બે પક્ષમાં કોણ દોષિત છે અથવા વધારે દોષિત છે એ હું નથી જાણતો. પણ છાપાં ઠીક ઠીક તપાસતાં મારા મનમાં જે વિચાર આવ્યા તે રજૂ કરી નાખું છું.

લખનારાઓની ભાષા પક્ષપાતસૂચક છે. એક બીજાને દોષિત ગણે છે ને પોતાને નિર્દોષ ગણે છે.

મને આ ઝઘડામાં ને તે ઉપરના લેખોમાં, તથા હિંદુ-મુસલમાન ઝઘડામાં ને તેની ઉપરના લેખોમાં તાત્ત્વિક ભેદ મુદ્દલ નથી લાગ્યો. હિંદુમુસલમાન ઝઘડામાં વધારે ઝેર છે. ભાષામાં વધારે વેર છે. પણ ફેર માત્ર પ્રમાણનો છે.

હકીકત એ છે કે, આપણે ધર્મને જ ભૂલ્યા છીએ. સહુ પોતપોતાનો કક્કો ખરો રાખવા મથે છે. ધર્મ શું છે,

ક્યાં છે, તે કેમ ઓળખાય, તેની કેમ રક્ષા થઈ શકે એ જાણવાની ઇચ્છા સરખી નથી રહી.

જૈનોની પાસેથી તો આથી વધારે સારાની આશા રખાય. તેઓ તો સ્યાદ્‌વાદના પૂજારી છે, દયાધર્મના ઇજારદાર છે. તેમનામાં સહિષ્ણુતા હોવી જોઈએ. એટલે મતભેદ ધરાવનાર પ્રત્યે ઉદારતા હોવી જોઈએ. જેટલે અંશે પોતાને પોતાનું સત્ય પ્રિય છે, તેટલે જ અંશે બીજાને તેનું હોય જ એમ માનવું જોઈએ. જ્યાં વિરોધીની ભૂલ લાગે ત્યાંયે મનમાં રોષ ન લાવતાં દયાભાવથી કામ લેવું ઘટે.

પણ સ્યાદ્‌વાદ અને દયાભાવ જૈન ઘરોમાં અને જૈન મંદિરોમાં પણ કેમ જાણે પોથીઓમાં જ શોભતા હોય એવો આભાસ મને આ લેખો વાંચતાં થયો, એવો અનુભવ તો થયાં જ કરે છે. જ્યાં દયાનો અમલ છે ત્યાં તે કીડિયારાં પૂરવામાં ને માછલાં બચાવવામાં જ પરિમિત થઈ જતો જોવામાં આવે છે. અને આ દયાધર્મ પાળવાને ખાતર મનુષ્ય પ્રત્યે ક્રૂરતા વપરાય તો તેની ગણતરી ધર્મમાં થતી જાણી છે.

રાયચંદભાઈ તો કહેતા જ કે જૈન સિદ્ધાંત વાણિયાઓને ત્યાં વર્યો એટલે તેનો વાણિયાશાઈ હિસાબ થયો; જ્ઞાન અને વીરતા જે દયાનાં લક્ષણ હોવાં જોઈએ, તેમનો પ્રાયઃ લોપ થયો ને દયા અને ભીરુતા એ બે શબ્દો પર્યાયવાચક બની જઈ દયા વગોવાઈ.

વળી ધર્મને અને ધનને હાડવેર રહ્યાં. પણ જૈન મંદિરોમાં લક્ષ્મીદેવીએ વાસ કર્યો એટલે ધર્મના સિદ્ધાંતોનો નિર્ણય તપશ્ચર્યાથી નહિ, પણ વકીલોની દલીલોથી અદાલતોમાં થવા લાગ્યો. એટલે જે વધારે પૈસા આપે, તે પોતાને ગમતો ધર્મનો નિર્ણય લાવી શકે એમ થયું.

આ ચિત્રમાં કદાચ અતિશયોક્તિ જણાશે, પણ નથી.

જૈનોને હું જાણું છું. જેટલો પરિચય મને વૈષ્ણવ સંપ્રદાયનો ને વૈષ્ણવોનો છે તેટલો જ લગભગ જૈન સિદ્ધાંતનો ને જૈનોનો છે. કેટલાક મને દ્વેષભાવે જૈન માને છે. કેટલાક પ્રેમભાવે હું જૈન હોઉં એમ ઇચ્છે છે. કેટલાક જૈનો વિષેનો મારો પક્ષપાત જોઈ રાજી થાય છે. તેમનાં પુસ્તકોમાંથી હું ઘણું શીખ્યો છું. ઘણા જૈન મિત્રોનો સહવાસ મને ઉપકારક નીવડ્યો છે. તેથી ઉપરનું લખવા અને તે વાટે જૈનધર્મ પ્રિય છે એવા જૈનોને જાગૃત કરવા પ્રેરાયો છું.

શ્વેતાંબર દિગંબરમાં વેરભાવ શો? બન્નેના સિદ્ધાંતો એક છે. થોડા ભેદ છે તે સહ્ય છે. બન્નેના પક્ષનું સમાધાન થાય તેવા તે ભેદ છે: જેવા દ્વૈતી અદ્વૈતીના.

જૈનમાં સાધુઓ અને સાધ્વીઓ પુષ્કળ છે, તેમને સમય છે. તેઓ કાં ખરી તપશ્ચર્યા ન કરે? તેઓ કાં શુદ્ધ જ્ઞાન ન મેળવે? તેઓ કાં અનુભવજ્ઞાન ન આપે?

જૈન યુવકો પોતાના વડવાઓની જેમ ધનઉપાર્જનમાં ગૂંથાયેલા જોવામાં આવે છે. તેઓ કાં ગૃહસ્થાશ્રમી રહેતા છતાં તપસ્વી જેવા બની ઉદારચિત્ત, સ્વચ્છ, દયામૂર્તિ ન બને?

મારી પાસેથી પાલીતાણા બાબત મત માગ્યો, મારી પાસે હવે ઉદેપુરના કરુણામય ઉપદ્રવ વિષે મત માગ્યો છે. આ માગનાર પણ જુવાન મિત્રો છે. તેમણે નહોતો ધાર્યો એવો મત આ વેળા મેં આપી દીધો છે.

હું હિંદુ અને જૈન એવા બે વિભાગ નથી કરતો. સ્યાદ્વાદની જ સહાયથી હું હિંદુ એટલે વૈદિક મત અને જૈન મતનું ઐક્ય સાધી શકું છું. મેં તો તેની મદદથી ધર્મો માત્રની એકતા મારા પૂરતી તો ક્યારની સાધી છે. શ્વેતાંબર દિગંબરના ઝઘડાનો ન્યાય છાપાં દ્વારા ન મળે, અદાલતમાં ન મળે. બન્ને અથવા બેમાંથી એક બેઉને સારુ

પ્રાયશ્ચિત્ત કરીને શુદ્ધ થાય. આટલુંયે ન કરી શકે તે ધર્મનું નામ ભૂલી નમ્ર બની મૌન ધારણ કરે.

તા. ૧૯-૯-'૨૭

## ૧૫ આર્યસમાજ

[ 'હિંદુ-મુસલમાન ' એ લેખમાંથી આર્યસમાજને અંગેનો ભાગ અહીં આપ્યો છે. —પ્રકાશક ]

૧

સ્વામી દયાનંદ સરસ્વતી માટે મને અત્યંત આદર છે. હું માનું છું કે એમણે હિંદુધર્મની ભારે સેવા બજાવી છે. એમના શરાતન વિષે કોઈથી સવાલ કરાય એમ જ નથી. પણ એમણે પોતાના હિંદુધર્મને સાંકડો કરી નાંખ્યો છે. આર્યસમાજનો ગ્રંથસાહેબ ' સત્યાર્થપ્રકાશ ' મેં બે વાર વાંચ્યો છે. યેરવડા જેલમાં નિવૃત્તિ હતી ત્યારે તેની ત્રણ નકલો મિત્રોએ મને મોકલેલી. આવા મહાન સુધારકને હાથેથી લખાયેલો આટલો નિરાશાદાયક ગ્રંથ મેં બીજો નથી જોયો. એમણે સત્યની અને નર્યા સત્યની જ હિમાયત કરવાનો દાવો કર્યો છે; પણ તેમ કરવા જતાં તેમણે અજાણ્યે જૈનધર્મ, બૌદ્ધધર્મ, ખ્રિસ્તીધર્મ અને ખુદ હિંદુધર્મના પણ અર્થના અનર્થ કર્યા છે. જેને આ ધર્મોની છેક સામાન્ય પણ ઓળખાણ છે, તે આ મહાન સુધારક કેવી ભૂલોમાં સહેજે તણાયા છે એ સહેજે જોઈ શકે છે. તેમણે દુનિયા ઉપરના એક સૌથી વધારેમાં વધારે સહનશીલ અને ઉદાર ધર્મને સાંકડો કરી મૂકવાનો પ્રયત્ન કર્યો છે; અને જોકે પોતે મૂર્તિભંજક હતા તોપણ સૂક્ષ્મમાં સૂક્ષ્મરૂપે મૂર્તિપૂજા સ્થાપવામાં જ એમનો પ્રયત્ન પરિણમ્યો છે. કારણ તેમણે વેદોના અક્ષરે

અક્ષરને ઈશ્વરસ્વરૂપ બનાવી દીધો અને આજના જમાનામાં વિજ્ઞાને કરેલી એકેએક શોધ વેદોમાં મોજૂદ છે એમ સિદ્ધ કરવા મહેનત કરી. આજે આર્યસમાજની જે પ્રતિષ્ઠા છે તે મારા નમ્ર અભિપ્રાય મુજબ 'સત્યાર્થપ્રકાશ'ના શિક્ષણના ગુણને લઈને નથી; પણ તેના સંસ્થાપકના મહાન અને ઉદાત્ત ચારિત્રને લઈને છે. જ્યાં જ્યાં તમે આર્યસમાજીને જોશો ત્યાં ત્યાં ચેતન અને પ્રાણ જોવામાં આવશે. આમ છતાં સંકુચિત દૃષ્ટિ અને વિવાદપ્રિય સ્વભાવને લઈને તેઓ અન્ય વર્ગના લોકો જોડે અને કોઈ ન મળે ત્યારે પરસ્પર કજિયા કરે છે.

સ્વામી શ્રદ્ધાનંદજીનામાં આ જુસ્સાનો ઠીક ઠીક અંશ છે જ, પણ આ બધા દોષો છતાં હું એમને અસાધ્ય વ્યક્તિ નથી માનતો. બનવાજોગ છે કે આર્યસમાજના અને સ્વામીજીના આ વિવેચનથી તેઓ રોષે ભરાય. મારા મનમાં તો તેમને દુઃખવવાની સહેજ પણ ઇચ્છા નથી એ કહેવાની જરૂર ન હોય. હું સમાજિસ્ટોને ચાહું છું, કારણ મારા ઘણા સાથીઓ એમાંના છે. સ્વામીજીને તો હું દક્ષિણ આફ્રિકામાં હતો ત્યારથી જ ચાહતાં શીખ્યો છું; અને જોકે હવે હું એમને વધુ સારી રીતે ઓળખતો થયો, પણ એટલે કંઈ મારો એમના પ્રત્યેનો પ્રેમ ઓછો થયો છે એમ નથી. મારા પ્રેમે જ મને બોલાવ્યો છે.

તા. ૨૯–૫–'૨૪

## ૨

આખા હિંદુસ્તાનના આર્યસમાજી ભાઈઓ તરફથી મારી સામે રોષની ઝડી વરસવી શરૂ થઈ ગઈ છે. આર્ય-સમાજ વિષે, તેના મહાન સંસ્થાપક વિષે, સ્વામી શ્રદ્ધાનંદજી વિષે, તેમ જ શુદ્ધિની પ્રવૃત્તિ વિષે મેં મારા હિંદુ-મુસલમાનવાળા નિવેદનમાં કરેલા ઉલ્લેખ સામે તીખો વિરોધ દર્શાવનારા

કાગળો તેમ જ તારોનો મારી પાસે ઢગલો થયો છે. ગાઝી-આબાદ, મુલતાન, દિલ્હી, સક્કર, કરાંચી, જાગરાન, સિકંદરાબાદ, લાહોર, સિયાલકોટ, અલાહાબાદ ઇત્યાદિ અનેક સ્થળેથી આ કાગળો અને તારો આવેલા છે. વ્યક્તિઓએ લખેલા કાગળો તો હું આમાં ગણાવતો જ નથી.

આમાંના બધા જ ઘણે ભાગે એવી અપેક્ષા રાખનારા હશે કે તેમના વાંધા હું પ્રગટ કરું. કેટલાકે તો મારે તે પ્રગટ કરવા જ એવો આગ્રહ કર્યો છે. આ ભાઈઓની ઇચ્છાને હું માન આપી શકતો નથી તેને સારુ હું તેમની માફી માગું છું. ઘણાખરા પત્રો અને તારોની ભાષા ગયે અઠવાડિયે મેં પ્રગટ કરેલા આગ્રાવાળા તારને મળતી છે. બધામાં આર્યસમાજ, સત્યાર્થપ્રકાશ, ઋષિ દયાનંદ, સ્વામી શ્રદ્ધાનંદજી અને શુદ્ધિની પ્રવૃત્તિ વિષે તેમની દૃષ્ટિએ મેં જે હુમલો કર્યો મનાયો છે, તે પ્રત્યે રોષ દર્શાવેલ છે. મારે દિલગીરી સાથે જણાવવું પડે છે કે મારા વિચાર હજુ જેવા ને તેવા જ છે.

મારી સામે રજૂ કરવામાં આવેલા રદિયા મેં કાળજીપૂર્વક વાંચ્યા છે. જેમણે મારામાં આર્યસમાજને લગતી બાબતોનું અજ્ઞાન કલ્પી લીધું છે, તેઓએ કદાચ મને છૂટવાબારી રહેવા દેવા સારુ તેમ કર્યું છે. કમનસીબે મેં મારે સારુ તેવી કોઈ બારી રહેવા દીધી નથી. સત્યાર્થપ્રકાશ વિષે અગર તો આર્યસમાજના સામાન્ય સિદ્ધાંતોને વિષે હું અણજાણ છું એમ મારાથી ન જ કહેવાય. મારાથી એવો પણ બચાવ ન કરી શકાય કે આર્યસમાજ સામે મારું મન આરંભથી જ વહેમાયેલું હતું. ઊલટું હું તો પૂરી શ્રદ્ધાભક્તિપૂર્વક તેની ખોળમાં ઊતરેલો.

ઋષિ દયાનંદના ચારિત્ર્યને વિષે મને હમેશ નિરવધિ માન હતું અને છે. એમના બ્રહ્મચર્યને મેં મારે સારુ હમેશાં

અનુકરણીય માન્યું છે. એમની નિર્ભયતાએ મને હમેશાં મુગ્ધ કર્યો છે. અને વળી જો મારામાં કશી પ્રાંતિક ભાવના હોય તો ઋષિ દયાનંદ મારી જ પેઠે એક કાઠિયાવાડી હતા એ વાત પણ મારે સારુ કંઈ જેવા તેવા અભિમાનની ન જ કહેવાય. પણ મારો ઉપાય રહ્યો નહિ. જે નિર્ણયો મેં બાંધ્યા તે મારી ઇચ્છા સામે થઈને મારે બાંધવા પડ્યા, અને તે મેં પ્રગટ પણ ત્યારે જ કર્યાં જ્યારે તેને સારુ પ્રસંગ ઊભો થયો. આ પ્રસંગે તેનો ઉચ્ચાર કરતાં જો હું અચકાત તો તે મારી ભારે નબળાઈ ગણાત. સમાજી ભાઈઓને હું વીનવું છું કે મેં નિર્મળભાવે દર્શાવેલા અભિપ્રાયને સારુ મારા ઉપર ક્રોધે ભરાવાને બદલે તેઓ મારી ટીકાને સવળા અર્થમાં લે, તેને તપાસી જુએ, મને મારી ભૂલ થતી હોય તે દેખાડી આપે, અને છેવટે જો હું તેમની જોડે સહમત ન થઈ શકું તો મને જ્ઞાન થાઓ એવી પ્રાર્થના કરે.

બે કાગળોમાં મને આહ્વાન કરવામાં આવ્યું છે કે મારે મારા નિર્ણયના પુરાવા રજૂ કરવા. આવાં આહ્વાનની સામે વાંધો ન જ લઈ શકાય અને થોડી જ મુદતમાં મારા નિર્ણયોના ટેકામાં સત્યાર્થપ્રકાશમાંના ફકરાઓ રજૂ કરવાની હું ઉમેદ રાખું છું. મિત્રોની પાસે હું એટલું જ માગી લઉં કે ધાર્મિક ચર્ચામાં તેઓ મને ન ઉતારે. જેને આધારે મેં મારા નિર્ણયો બાંધ્યા તે સામગ્રી ભાઈઓની આગળ મૂકી દઈને હું સંતોષ માનીશ.

સ્વામી શ્રદ્ધાનંદજીની બાબતમાં તો મારે દાખલાદલીલો રજૂ કરવાનો કશો સવાલ જ ન હોય. એમની જોડે અંગત મિત્રાચારીનો દાવો અગાઉના લખાણથી હું કરી ચૂક્યો છું અને તે સામું જોઈને ટીકાકાર ભાઈઓ આ બાબતમાં વચ્ચે નહિ પડે તો ઉપકાર થશે. વળી તેઓને વિષે મારો ગમે તેવો મત હશે તો પણ તેમની જોડે વઢવેડ તો મારાથી નથી

જ થવાની. મારી ટીકા મિત્રભાવે થઈ છે.

શુદ્ધિની બાબતમાં પણ મારા ટીકાકારો તેમના મહાક્રોધમાં મારા લખાણમાંની મર્યાદા જોઈ શક્યા નથી. મેં લખ્યું છે કે 'ખ્રિસ્તી ધર્મમાં અને એથી ઓછા પ્રમાણમાં ઇસ્લામમાં જે રીતે પોતાના ધર્મનો પ્રચાર કરવામાં આવે છે, તેવું હિંદુધર્મમાં નથી' આમ કહેવું અને 'હિંદુધર્મમાં પ્રચાર જ નથી' એમ કહેવું એ બે સાવ જુદી વસ્તુઓ છે. હિંદુધર્મની પાસે એની પોતાની પ્રકૃતિને અનુકૂળ એવો નિરાળો જ શુદ્ધિનો રસ્તો છે. સમાજી ભાઈઓ ફરી વાર મારું નિવેદન વાંચી જોશે, તો તેઓ જોશે કે મેં કહ્યું છે કે જો તેઓ ચહાતા હોય તો પોતાની પ્રવૃત્તિ ચાલુ રાખવાનો તેમને સંપૂર્ણ હક છે. બે મત એકબીજા જોડે મળતા જ આવે એનું નામ સહિષ્ણુતા નથી. સહિષ્ણુતા તો એનું નામ છે કે બે જણના મત પૂર્વપશ્ચિમ જેટલા નોખા હોય તોપણ એકબીજાને નભાવી લે. અને એમ જ હોવું જોઈએ.

છેલ્લે, મેં મારા નિવેદનમાં એવું પણ નથી કહ્યું કે સમાજીઓ અગર તો મુસલમાનો સ્ત્રીઓનાં હરણ જ કરે છે. મેં તો લખ્યું છે 'હું સાંભળું છું કે' તેઓ તેમ કરે છે. મેં તો મારે કાને આવેલી વાત કહી સંભળાવીને બંને પક્ષને એ આરોપ ખોટો પુરવાર કરવાની તક આણી આપી. જે એકબીજા સામે બોલાતું હતું તે ધૂંધવાવા દેવું, તેના કરત તેને જાહેર કરી દઈને એ રીતે વાતાવરણ નિર્મળ કરવા યથાશક્તિ પ્રયાસ કરવો, એ શું બહેતર નહોતું ?

આર્યસમાજી મિત્રોને હું કહીશ કે તેમનો રોષ અને તેમના ઠરાવો તેમનામાં સહિષ્ણુતાનો અભાવ સૂચવે છે. જાહેર જીવનમાં પડેલ માણસો તેમ જ સંસ્થાઓને એમ નાજુકબદન થવું કેમ પોસાય ? તેમણે તો ચાહે તેવી કડક ટીકા પણ હસતે મુખે ઝીલવી જોઈએ.

છેવટે મારી તમને એક જ પ્રાર્થના છે. તમારામાંના લગભગ ઘણાખરા મારી ટીકા સામે વિરોધ દર્શાવી ચૂકયા છો; મને તેનું દુઃખ નથી. હું તમને ખાતરી આપું છું કે તમારા દુઃખથી હું દુઃખી થયો છું. મેં જ્યારે મારી ટીકા લખી ત્યારે તે દુઃખી દિલથી લખી હતી. અત્યારે, તેણે ઘણાનાં દિલ દૂભવ્યાં છે એ જોઈ તેટલો જ દુઃખી થાઉં છું. હું કંઈ તમારો વેરી નથી. બલ્કે, મારો દાવો છે કે હું તમારો મિત્ર છું. એ મૈત્રી પુરવાર તો કાળે કરીને જ થઈ શકે. તમારે કોઈ ધર્મનો વિરોધ નથી કરવો એમ તમારામાંના ઘણાખરાએ મારા ઉપર મોકલેલા કાગળોમાં છે. આમ છે તો મેં આર્યસમાજની, તેના સંસ્થાપકની અને સ્વામી શ્રદ્ધાનંદજીની જે સ્તુતિ કરી છે તેને તમે કેમ ભૂલો છો? આર્યસમાજે હિંદુસમાજનો સડો દૂર કરવાનું જે કાર્ય કર્યું છે તેથી હું અજાણ નથી. હિંદુધર્મને કલંકિત કરનારી કેટલીયે કુપ્રથાઓ તમે નાબૂદ કરી છે એ હું ક્યાં નથી જાણતો? પણ મુદ્દલ ઉપર કોઈ જીવી શકતું નથી. હવે તો અક્ષરને ઓળંગી ભાવનાને વિશાળ કરી ધર્મસુધારનું કામ કરો. તમે ભલે ઇનકાર કરો છતાં હું ફરીને કહું છું કે તમારી શુદ્ધિની પ્રવૃત્તિમાં મને ખ્રિસ્તી પાદરીઓની ધર્મપ્રચાર પ્રવૃત્તિની જ બો આવી રહી છે. તમે એનાથી ઊંચું પદ ભોગવો એ જોવા હું ઉત્સુક છું. જો તમે પોતાનું જ ઘર સાફ કરવાનો આગ્રહ રાખો તોપણ, તમને સંતોષ થાય તેટલું અને તમારો બધો વખત રોકે એટલું કામ તમને સહેજે મળે એમ છે. મારી પેઠે જ જો તમે પણ માનતા હો કે આર્યસમાજ એ હિંદુધર્મનું એક અંગ છે, તો હિંદુને હિંદુ બનાવવા પાછળ મથો. જો હિંદુધર્મથી આર્યને જુદો માનતા હો તો મને લાગે છે હિંદુઓને મનાવવા સહેલ નથી. પ્રથમ તમારું સ્થાન નક્કી કરો. મેં તમારા પર ટીકા કરી છે. કારણ હું અત્યારે

ચાલી રહેલી પ્રજાકીય તેમ જ ધાર્મિક મહાપ્રવૃત્તિમાં તમારી પાસેથી ફાળો ઇચ્છું છું. જો આર્યસમાજ, મને જે એનું સાંકડાપણું જણાયું છે તે છોડી આજે વિશાળ દૃષ્ટિ ધારણ કરે, તો એનું ભાવિ ઉજ્જ્વળ છે. જો તમે કહેતા હો કે તમારામાં હવે વિસ્તારને સારુ અવકાશ નથી, તો હું અવશ્ય દિલગીર થાઉં. અને જો એમ જ હોય તો હું તમારી ઉદારતા ન ભાળી શકું તેટલા સારુ તમારે મારા પર રોષ કરવો ન ઘટે. પરંતુ, મોટું પેટ રાખીને મારા અજ્ઞાનને સહી સમજી તે મટાડવા ધીરજપૂર્વક ઉદ્યમ કરવો ઘટે.

તા. ૧૬–૬–'૨૪

૩

[ કાંગડી ગુરુકુળના ઉત્સવ પ્રસંગે આપેલા વ્યાખ્યાનમાંથી ]

આર્યસમાજની હું ટીકા કરું છું, પણ આર્યસમાજની સ્તુતિ પણ કરું છું. અને જે હાર્દિક સ્તુતિ કરે છે તેને ટીકા કરવાનો અધિકાર રહે છે જ. બ્રિટિશ સામ્રાજ્ય સ્થપાયા પછી શિક્ષિતોનો જનતાની સાથે આધ્યાત્મિક સંબંધનો નાશ થયો, એ સંબંધનો પુનરુદ્ધાર કરનાર આર્યસમાજ છે એમ મારું માનવું છે. . . .

હું આર્યસમાજની ટીકા કરું છું, તમને કહું છું કે તમે વઢવાડ કરનારા છો, પણ આજે તમારું કામ કરવાને જ હું આવ્યો છું. ઉદાર પંજાબીઓને હું કહું છું કે જેમણે પૈસા આપ્યા હોય તે પણ આપો. કારણ હું અહીં સ્વીકાર કરવા માગું છું કે ગુરુકુલની મારફત હિંદુસ્તાનની સેવા થઈ રહી છે. તમારી ટીકા કરવા છતાં તમારો ત્યાગ નથી સમજતો એમ ન માનતા. તમારામાં ત્યાગ તો ભરેલો છે જ. પણ એ ત્યાગથી તમે સંતુષ્ટ ન રહો. જે ત્યાગ બતાવવાની જરૂર છે તેના મુકાબલામાં આજનો ત્યાગ કાંઈ

જ નથી. પણ તમારા ત્યાગની હું સ્તુતિ કરું છું કારણ તમારી ત્યાગશક્તિ જેટલીયે બીજામાં નથી. જે ત્યાગવૃત્તિથી કરવામાં આવે છે તે કાર્ય છે, બીજું સ્વચ્છંદ છે.

તમારી સ્તુતિ કરું છું તેથી ઘેલા ન બનજો. તમે આપ્યું તેથી એમ ન માનજો કે તમે પૂરું આપી દીધું. દાનનો અર્થ જ એ કે વધારેમાં વધારે આપવું. જે સંસ્થા પાછળ શ્રદ્ધાનંદજીના સર્વસ્વનો ત્યાગ હતો, તે સંસ્થાને માટે તમારાથી જેટલું અપાય તેટલું આપો. બીજાં કશાં પરિણામ ન આવતાં હોય તોયે સંસ્કૃતના અભ્યાસને ગુરુકુળે કાયમનું સ્થાન દીધું છે એ કંઈ નાની વાત છે? . . . . દોષ કઈ સંસ્થામાં નથી હોતો? પણ દોષો છતાં ગુરુકુળની સંસ્થાની સેવા ઘણી મોટી છે. એ ગુરુકુલને તમે સેવો, અને જીવંત રાખો. શ્રદ્ધાનંદજીએ કહેલું કે આ સંસ્થાને મારી તપશ્ચર્યા અને મારું બ્રહ્મચર્ય એ દાન છે. તમે કહેજો કે શ્રદ્ધાનંદજીની સંસ્થાને જીવંત રાખવાને અમારાથી જેટલું દાન અપાય તેટલું આપીશું.

તા. ૨૭–૩–'૨૭

## ૧૯. હિંદુધર્મની બ્રાહ્મસમાજે કરેલી સેવા

[ બ્રાહ્મસમાજની સ્થાપના રાજા રામમોહન રાયે ૨૦મી ઑગસ્ટ ૧૮૨૮ને દિને કરી, એટલે ગઈ ૨૦મી ઑગસ્ટે તેને ૧૦૦ વર્ષ થયાં. એ સ્થાપનાની શતાબ્દિ ઊજવવાને માટે અમદાવાદની પ્રાર્થનાસમાજમાં તે દિવસે ખાસ ઉપાસના થઈ હતી, અને પ્રસંગોચિત વ્યાખ્યાન આપવાની વિનંતિ ગાંધીજીને થઈ હતી. બ્રાહ્મસમાજની સ્થાપના ૧૮૨૮માં થઈ, પછી રાજા રામમોહન રાય વિલાયત ગયા, પણ રાજા દ્વારકાનાથ ટાગોરે સમાજને ચાલુ રાખી. ૧૮૪૨માં દેવેન્દ્રનાથ ટાગોર સમાજમાં જોડાયા અને અનેક વર્ષો સુધી સમાજના પ્રાણ રહ્યા.

ગાંધીજીના વ્યાખ્યાનનો સાર નીચે આપવામાં આવે છે. ]

આ સભામાં આવીને આવે શુભ પ્રસંગે એટલે કે બ્રાહ્મસમાજની શતાબ્દિને દિવસે હું કંઈ પણ કહેવાને લાયક છું એમ મારા મનમાં હું મુદ્દલ માનતો નથી. આ વિવેકની નહિ પણ સાચી ભાષા છે. છતાં હું અહીં બેઠો છું, અને કંઈક પણ બ્રાહ્મસમાજને વિષે કહીશ તો તે પ્રેમ અને ભક્તિને વશ થઈ ને કહીશ. હું પોતે રમણભાઈનો ભક્ત છું. જ્યારથી મેં રમણભાઈને ઓળખ્યા ત્યારથી હું સમજતો આવ્યો છું કે રમણભાઈ અમદાવાદનું ભૂષણ છે, ગુજરાતનું નાક છે. તેથી જ્યારે વિદ્યાબહેને લખ્યું કે હું આવું અને બે બોલ કહું તો તેમને ગમશે, ત્યારે હું એમના વચનને ઠેલી ન શક્યો. મેં લખ્યું કે હું એ પ્રસંગને માટે કાંઈ તૈયારી કરી શકું એમ નથી. પણ તેમણે તૈયારી કર્યા વિના જે કાંઈ અનુભવમાંથી કહેવાનું સૂઝે તે કહેવાનું કહ્યું, તેથી હું તમારી સમક્ષ આવ્યો છું.

હું પોતાને આ કાર્યને માટે લાયક ગણતો નથી તેનું કારણ બતાવવું આવશ્યક છે. રાજા રામમોહન રાયની કારકિર્દી વિષે હું કંઈ પણ જાણતો હોઉં તો તે મિત્રોની પાસેથી સાંભળેલું અથવા મેં છૂટુંછવાયું વર્તમાનપત્રોમાં વાંચેલું તેટલું જ. તે સિવાય કંઈ જ જાણતો નથી. એનો અર્થ રામમોહન રાય વિષે મારો ઓછો આદર છે એમ નથી; પણ મારો અભ્યાસક્રમ બંધ થયો ત્યારથી આજ સુધી મારી જિંદગી અનેક તોફાનોમાંથી પસાર થઈ છે, એટલે મને વાચન કરવાનો ઓછામાં ઓછો સમય મળ્યો છે. તેથી મારાથી બ્રાહ્મસમાજને વિષે અભ્યાસનો દાવો નહિ કરી શકાય. અત્યારે હું શું કહું એની મને પોતાને ખબર નથી. મારી આજે એવી કરુણાજનક સ્થિતિ છે કે સભામાં આવવાનું કબૂલ કર્યું તોયે હું કશી તૈયારી કરી શક્યો નથી. આજે મેં ઘણાં ફાંફાં

માર્યાં કે રામમોહન રાયનું નાનું જીવનચરિત્ર મારી પાસે પડ્યું છે તે તો વાંચી જાઉં, બ્રાહ્મસમાજને વિષે કંઈક સાહિત્ય તો જોઈ જાઉં. પણ મને એક ક્ષણ પણ એને સારુ ન મળી. તેથી મેં ઈશ્વર પાસે પ્રાર્થના કરી કે મને તું એવા શબ્દો આપજે જેથી મારું કામ હું કંઈક રીતે આટોપી શકું.

પણ બ્રાહ્મસમાજ વિષેનો મારો અભ્યાસ જોકે મુદ્દલ નથી, તોપણ તે સમાજ સાથેનો મારો સંબંધ અતિશય નિકટ છે, અને ઘણાં વર્ષોનો છે. હું ૧૯૧૫માં હિંદુસ્તાનમાં આવ્યો ત્યારથી બ્રાહ્મસમાજીઓના નિકટ પરિચયમાં આવ્યો છું, એટલું જ નહિ પણ મને યાદ છે કે ૧૯૦૧માં, અને તેથીયે પહેલાં ૧૮૯૬ની સાલમાં હું કલકત્તા ગયેલો ત્યારે પણ બ્રાહ્મસમાજનો કંઈક પરિચય મેં કરેલો. જે વખતે હું વગરધંધાના બૅરિસ્ટર તરીકે મુંબઈમાં આંટા મારતો હતો, તે વખતે પણ મારામાં એક જાતની ધર્મજાગૃતિ હતી, એક જાતની જિજ્ઞાસા હતી. તે વખતે મારામાં સહિષ્ણુતા પાર વગરની હતી. આવું પ્રમાણપત્ર કોઈ માણસ પોતાને જ આપે તો તે આત્મશ્લાઘામાં ખપી જાય. મારે વિષે તમે કોઈ આવો આરોપ ન મૂકજો. હું સાઠ વરસનો છું એમ કહું તેમાં જેમ આત્મશ્લાઘા નથી પણ સાચી હકીકત છે, તેટલે જ અંશે આ દાવો સાચો છે. કોઈ પણ દિવસ મને કોઈ ધર્મની નિંદા કરવાનું મન જ નથી થયું. સર્વ ધર્મમાં જે સારું જણાય તે લેવું, અને નઠારું જણાય તેને વિષે ઉદાસીન રહેવું, એ મારા સ્વભાવને વશ થઈને હું ભટકતો ભટકતો મુંબઈના પ્રાર્થનાસમાજમાં જતો. મેં જોયું કે ત્યાં ઘણા માણસો નથી આવતા, ને આવે છે તે મુખ્યત્વે શિક્ષિતવર્ગના છે. એ ૧૮૯૨ની વાત. પછી ૧૮૯૬માં અને પછી ૧૯૦૧ની સાલમાં હું કલકત્તા ગયો—અને ૧૯૦૧માં ગોખલે

મારફતે તેમ જ પી. સી. રાય મારફતે ઘણા બ્રાહ્મસમાજીઓના પરિચયમાં આવ્યો, તે વખતે પ્રો. કાથવટે ગોખલેને ત્યાં રહેતા હતા. એ અરસામાં મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરને ત્યાં કંઈક ઉત્સવ હતો. અમને મહર્ષિનાં દર્શન કરવાની ઇચ્છા થઈ. અમે ગોખલેની રજા લઈને નીકળી પડ્યા, અને ચાલતા ગયા. અમને મહર્ષિનાં દર્શનની ઘણી ઇચ્છા હતી, પણ એઓ એટલા બીમાર હતા કે તેઓ અમને ન મળી શક્યા. કાથવટે તો સંસ્કૃતના પંડિત રહ્યા. એમને હિંદુસ્તાનના ધર્મોનો બહોળો પરિચય હોય જ. પણ હું તો જુવાન રહ્યો. તેથી મારાથી જેટલું સાંભળી શકાય તેટલું બધું સાંભળીને જાણી લેતો. બ્રાહ્મસમાજનાં મંદિરોમાં પણ જતો. પંડિત શિવનાથ શાસ્ત્રીનો પરિચય પણ તે વખતે મને થયો. બ્રાહ્મસમાજમાં ત્રણ ફાંટા છે એ મેં આ વેળા જ જાણ્યું. પ્રતાપચંદ્ર મુઝુમદારનાં વ્યાખ્યાનો સાંભળવા પણ હું જતો. ત્યાર પછી બંગાળમાં બ્રાહ્મસમાજનો મારો પરિચય વધતો ગયો.

આ બધામાંથી હું જોઈ શક્યો કે બ્રાહ્મસમાજે હિંદુધર્મને એક જબરદસ્ત ફાળો આપ્યો છે. ત્યારથી મારી કલ્પના એવી બંધાઈ છે કે બ્રાહ્મસમાજે હિંદુસ્તાનના—મુખ્યત્વે બંગાળના — શિક્ષિતવર્ગને ઉગારી લીધો છે. એને મેં શિક્ષિતવર્ગનો સંપ્રદાય તે વખતે માનેલો. આજે આટલા નિકટ સંબંધ પછી મારો એ જ અભિપ્રાય કાયમ છે. તે વખતે શિક્ષિતસમાજ ભયમાં હતો, કદાચ નાસ્તિક થઈ જાય એવો ભય હતો.

મારો ભારતવર્ષને વિષે એવો મોહ છે કે હું માનું છું કે ભારતવર્ષમાં માણસને એકાએક નાસ્તિક થવું ને રહેવું અસંભવિત છે. ભારતવર્ષમાં ધર્મની ભાવના ઘણી છે. તે ઘણી વેળા વહેમનું, જડતાનું, વેવલાપણાનું રૂપ લે છે છતાં

મેં માન્યું છે — મોહને વશ થઈને કહો કે પ્રેમને વશ થઈને કહો — કે ભારતવર્ષમાં લાંબા કાળ લગી માણસ નાસ્તિક રહે એવું સંભવતું નથી. છતાં આ શિક્ષિતસમાજ પર ભયની તલવાર લટકતી હતી એમાં શંકા નથી. એ વખતે રામમોહન રાયનો જન્મ થયો. મેં સાંભળ્યું છે ને હું જોઈ શકયો છું ત્યાં સુધી ખ્રિસ્તી પાદરીઓની અસર એમના પર હતી. કાકાસાહેબ પાસેથી મેં પહેલાં સાંભળેલું અને આજે પણ સાંભળ્યું કે રામમોહન રાયે ફારસીનો અને અરબીનો ઊંડો અભ્યાસ કર્યો હતો. રામમોહન રાયની વિદ્વત્તા વિષે બે મત નથી. તેમની ઉદારતા વિષે બે મત ન જ હોય. હિંદુધર્મનો અને તેમાંયે વેદધર્મનો તેમણે ખાસ અભ્યાસ કર્યો. એ ત્રણે ધર્મની અસર પોતા પર થવા દીધી. પરિણામે બંગાળમાં નવો સંપ્રદાય ઊભો કર્યા સિવાય ઉપાય જ નથી એમ તેમને લાગ્યું. ગુજરાતમાં એ સાંભળીને આપણને આશ્ચર્ય લાગે. આપણે વેપારી રહ્યા. બંગાળમાં એથી ઊલટી પરિસ્થિતિ હોવાને લીધે વહેમો પણ એટલા ઊંડા ગયેલા હતા, આંધળો ધર્મ પણ એટલો બધો પ્રચલિત હતો કે જે રીતે આપણે ગુજરાતમાં રહી શકીએ છીએ તે રીતે રામમોહન રાય કદાચ ન રહી શકે. ૪૦ વરસ પર કાઠિયાવાડમાં કોઈ પણ હિંદુને જે પ્રકારનું જીવન ગાળવું હોય, જે વિચારો રાખવા હોય તેમાં કોઈ આડે આવતું નહિ. મારી બાલ્યાવસ્થામાં હું જે વિચારો કરતો એમાં માતપિતા કે બીજું કોઈ આડે ન આવતું.

બંગાળમાં એથી ઊલટી પરિસ્થિતિ હતી. શિક્ષિતવર્ગને સારુ ધર્મવિકાસના કંઈક સાધનની જરૂર હતી. ધર્મને નામે હિંસા થાય, ધર્મને નામે પશુનું બલિદાન અપાય, એ શિક્ષિતવર્ગને કેમ ભાવે, એને તે કેમ માન્ય રાખે? જ્યાં બુદ્ધિને કશું સ્થાન ન હોય, જ્યાં આંધળી શ્રદ્ધાને

જ ધર્મનું સ્વરૂપ અપાતું હોય, ત્યાં શિક્ષિતવર્ગ સામેલ કેમ રહી શકે? એના મનમાં એ કેમ ઊતરી શકે? રામમોહન રાય પોતાનો જ કોરડો ઉકેલીને બેસી રહી શકતા હતા, પોતાનું સમાધાન વૃદ્ધો પાસેથી મેળવી શકતા હતા. પણ તેઓ તો સુધારક હતા. પોતાને જડી તે વસ્તુ ખિસ્સામાં કે તાળાકૂંચીમાં સંઘરી રાખે એવા નહોતા. તેથી તેમણે પોતાના વિચારો પ્રગટ કર્યા, બીજાને તેમાં ભેળવ્યા, ને આ સમાજની ઉત્પત્તિ થઈ.

છતાં એ સમાજ ટકી ન શકત, જો એમાં મહર્ષિ દેવેંદ્રનાથ ટાગોર જેવી વ્યક્તિ ભળી ન હોત તો. ટાગોર કુટુંબે બંગાળના જીવનમાં, હિંદુસ્તાનના જીવનમાં અને આગળ જઈને કહું તો જગતના જીવનમાં કેટલો મોટો ફાળો આપ્યો છે તે ભવિષ્ય નક્કી કરશે. જેઓ હિમાલયની તળેટીમાં વસે છે તેઓ હિમાલયની પૂરી શોભા નથી જોઈ શકતા. તેમ ટાગોર કુટુંબનો ફાળો ધર્મના ઇતિહાસમાં કેટલો છે તે આપણે આંકી નથી શકતા. આપણે એનાથી અંજાઈ જઈએ છીએ. તેમાંયે રવીંદ્રનાથ ટાગોરે તો આડો આંક વાળ્યો છે. એ પ્રભાવ બ્રાહ્મસમાજનો છે. બ્રાહ્મ સમાજે બુદ્ધિનાં દ્વાર ખુલ્લાં કર્યાં, છતાં શ્રદ્ધાનું સ્થાન કાયમ રાખ્યું. મહર્ષિ દેવેંદ્રનાથ ટાગોરનો એમાં બહુ મોટો ફાળો છે. બ્રાહ્મસમાજ સંકુચિત થવાનો ભય એક વાર હતો; ખ્રિસ્તીધર્મની અસર એટલી બધી વધી ગઈ હતી કે વેદધર્મ સાથેનો સંબંધ તોડી નાખત; પણ દેવેંદ્રનાથનાં તપશ્ચર્યા અને જ્ઞાનથી બ્રાહ્મસમાજ ભયમાંથી ઊગરી ગયો અને હિંદુધર્મની શાખા જ રહ્યો.

બ્રાહ્મસમાજનો ફાળો સો વર્ષ પછી આંકવા બેસીએ, તો એ સમાજની સંખ્યા પરથી ન આંકવો જોઈએ. એની સંખ્યા ઓછી છે. એ સંખ્યાની વૃદ્ધિમાં રોકાયેલી સંસ્થા

પણ નથી. બ્રાહ્મસમાજીઓ પોતે કામ કરી રહ્યા છે, સમાજનો પ્રચાર કરવામાં રોકાયા નથી, તેથી તેઓ ઓછા રહ્યા છે. બ્રાહ્મસમાજની હિંદુધર્મની સેવા તો હિંદુધર્મને શુદ્ધ રાખવામાં, હિંદુધર્મમાં બુદ્ધિવાદને મોટું સ્થાન આપવામાં છે. આપણે જોઈ શકીએ છીએ કે બ્રાહ્મસમાજમાં ઉદારતા છે, તેમાં ઝઘડા નથી, તે સંકુચિત નથી, કૃપણુ નથી, બીજા ધર્મો પ્રત્યે તે ઉદાર છે. કંઈક સાંકડાં મનના હિંદુઓએ એક વખતે માનેલું કે બ્રાહ્મસમાજ એ હિંદુધર્મથી નોખો ધર્મ છે, કેટલાક બ્રાહ્મસમાજીઓ પણ કહેતા કે અમે નોખા જ છીએ, અમે હિંદુ નથી. આ બંને માન્યતા ભૂલભરેલી હતી. આ પુસ્તકો અહીં પડેલાં છે તે મેં કદી જોયાં નહોતાં. એ પુસ્તકો સહેજ જોતાં મેં જોયું કે એના પર વેદધર્મની છાયા પડેલી જ છે, વેદધર્મ એ બ્રાહ્મસમાજમાં વ્યાપક વસ્તુ છે. બ્રાહ્મસમાજની સેવાની આંકણી કરતાં ઇતિહાસ એમ નહિ કહે કે એમાં આટલા માણસો હતા; પણ તેણે હિંદુધર્મમાં પ્રવેશી તેની ઉદારતા કાયમ રાખી, અને શુદ્ધ ધર્મભાવના અને એક ઈશ્વરની ભક્તિનું તત્ત્વ સુંદર રીતે ખીલવ્યું.

હું બ્રાહ્મસમાજની ટીકાઓ સંભળાવવા બેસું તો ન સંભળાવી શકું એમ નથી. મારા નિકટ પરિચયથી હું કેટલુંયે જોઈ શક્યો છું. પણ તે સંભળાવવાનો આજે પ્રસંગ નથી, આજે બ્રાહ્મસમાજની શતાબ્દિ છે. એટલે એમાં મેં જે સારું જોયું તે મારે તમારી પાસે મૂકવું જોઈએ. હવે હું કામ કાઢી લેવા ઇચ્છું છું ખરો. બ્રાહ્મસમાજનાં મધુર સ્મરણો મેં તમને સંભળાવ્યાં છે, તે એટલા માટે કે તમારો ધર્મભાવ કાયમ રહો; તમારામાં ધર્મને વિષે ઉદાસીનતા હોય તો તમારી ધર્મભાવના જાગૃત થાઓ.

મુંબઈ ઇલાકામાં બ્રાહ્મસમાજની ઓછામાં ઓછી અસર થયેલી છે. એનો અર્થ મુંબઈમાં ધર્મભાવના ઓછી હતી

એમ નહિ; પણ ત્યાં જેટલા સંપ્રદાયો હતા તે જાગૃત રહ્યા છે. મુંબઈના પ્રાર્થનાસમાજનો ઉદ્દેશ પણ જે અમુક વર્ગ ધર્મને વિષે ઉદાસીન કે નાસ્તિક હતો તેને કંઈક ધર્મભાવના મળે એ હતો. હું તો એટલું જ કહેવા માગતો હતો કે બ્રાહ્મસમાજને જેટલી સફળતા બંગાળમાં મળી તેટલી મુંબઈ ઇલાકામાં ન મળી, એનું કારણ મુંબઈ ઇલાકામાં ધર્મભાવના એટલી ઓછી થઈ ગઈ નહોતી.

ધર્મ એટલે સંકુચિત સંપ્રદાય નથી, કેવળ બાહ્યાચાર નથી. બહોળા વ્યાપક અર્થમાં ધર્મ એટલે ઇશ્વરતત્ત્વ વિષે આપણી અચલિત શ્રદ્ધા, પુનર્જન્મ વિષે અચલિત શ્રદ્ધા, સત્ય અને અહિંસા વિષે આપણી સંપૂર્ણ શ્રદ્ધા. અત્યારે તો ઘણે ઠેકાણે ધર્મને વિષે પુસ્તકો કે નિબંધોમાં ચર્ચા ચાલે છે એટલું જ. આજે ધર્મને નામે અધર્મ ચાલે છે, પશુબલિ ચાલે છે. બંગાળમાં આજે પણ હજારો નિર્દોષ બકરાં ઘેટાંનો બલિ અપાય છે. મદ્રાસ ઇલાકામાં અને મહારાષ્ટ્રમાં કોઈ સ્થળે જે વસ્તુનો લોપ થયો હું માનું તેનો આજે પણ પ્રચાર ચાલે છે. હું માનું છું કે આ ધર્મ નથી, અધર્મ છે; એક પ્રકારનો મહાસંમોહ છે. એ મોહમાંથી નીકળી જવું એ યુવકવર્ગનો, શિક્ષિતવર્ગનો ધર્મ છે. રાજ્યપ્રકરણી વિષયોમાં આપણે એટલો બધો રસ લઈએ છીએ કે રાજ્યપ્રકરણી સભાઓમાં હજારોની સંખ્યામાં જઈએ છીએ. એટલો રસ આપણને ધર્મમંદિરોને વિષે નથી. ધર્મમંદિરો, હવેલીઓ વગેરેને આપણે સ્ત્રીઓને સારુ, અજાણ વર્ગને સારુ કે વેવલા પુરુષોને સારુ આંકી મૂકેલાં છે. જ્યાં ખરેખર ઇશ્વરની પ્રાર્થના થાય છે ત્યાં ઓછામાં ઓછા લોકો જતા હશે. એ વૃત્તિમાંથી આપણે શિક્ષિતવર્ગે નીકળી જવાની આવશ્યકતા છે.

તમને ખબર નહિ હોય તો હું તમને ખબર આપું. વલ્લભભાઈ બારડોલીમાં જઈ જીત મેળવી આવ્યા, તેમને

તમે સુવર્ણના હાર પહેરાવ્યા, હજુ જાફતો આપી રહ્યા છો, પૈસા આપી રહ્યા છો; પણ એમણે જે બીજી એક જીત મેળવી તેની તમને ખબર નથી. વલ્લભભાઈને બારડોલીની લડતમાં વલ્લભ મળ્યા છે. એ વલ્લભભાઈની કહેલી વાત નથી, પણ જે સેવકો એમના હાથ નીચે કામ કરી રહેલા હતા તેમણે — એક નહિ પણ અનેકે મને કહેલી વાત છે. લોકોને પોતાની શક્તિનું ભાન કરાવતાં કરાવતાં વલ્લભભાઈની ધર્મજાગૃતિ વિશેષ થઈ. તેમનામાં ધર્મજાગૃતિ નહોતી એમ નહિ, પણ ધર્મ કેવી ચમત્કારી વસ્તુ છે તે તેઓ બારડોલીમાં શીખ્યા. જો આપણે અભણ પ્રજામાં કામ કરવું હોય, રાનીપરજ — જેને આપણે ગઈ કાલ સુધી કાળીપરજ કહેતા હતા — તેમની સેવા કરવી હોય, તેમને સ્વરાજ્યવાદી એટલે કે રામરાજ્યવાદી બનાવવા હોય, તો તે ધર્મજાગૃતિની મારફતે જ થઈ શકશે એમ તેમણે જોયું. જો કોઈ વલ્લભભાઈએ બારડોલીમાં આપેલાં વ્યાખ્યાનોનો સંગ્રહ કરીને છપાવે, તો તે ધર્મનાં વ્યાખ્યાનોનો સંગ્રહ થઈ જશે. તેઓ લોકોને એક કરી શક્યા તો તે રામનામથી. તેમના સ્વયંસેવકો રઘુપતિ રાઘવ રાજારામની ધૂનમાં લોકોને તલ્લીન કરી દેતા. વલ્લભભાઈ લોકોને સમજાવી શક્યા કે જે ઈશ્વરને નામે આપણે પ્રતિજ્ઞા લીધેલી છે તેને દગો ન દઈએ. હું તો બારડોલીના લોકોને ઓળખનાર રહ્યો, કારણ ઘણા દક્ષિણ આફ્રિકામાં મારા અસીલો હતા. એ લોકોને પ્રતિજ્ઞાની કેટલી કિંમત છે તે પણ હું જાણું. એવા લોકોને વલ્લભભાઈ કેમ સમજાવી શક્યા ? તેમની આગળ અર્થવાદ મૂકીને ? એક લાખ બચાવવાની આ લડત નહોતી. એવા તો કૈંક લાખ ફગાવી દે એવા બારડોલીના લોકો છે. બારડોલીના પટેલિયાને એક લાખ રૂપિયા તો તેમના હાથનો મેલ છે, અને તેઓ ગમે ત્યારે ફેંકી દઈ શકે. વલ્લભભાઈએ

તેમને સમજાવ્યું કે ઈશ્વરને નામે લીધેલી પ્રતિજ્ઞા તોડનાર પર ઈશ્વર રૂઠશે, રાજા પણ એની રક્ષા નહિ કરી શકે. એ ધર્મ વાટે તેમણે સ્ત્રીઓમાં પણ જાગૃતિ આણી. હું કહેવા એ માગું છું કે શિક્ષિતવર્ગને જો લોકસેવા કરવી હશે, તો તેમાં જો ધર્મ નહિ હોય તો કમાન ઢીલી જ છે.

મારી પાસે જુવાનોના સંખ્યાબંધ કાગળો આવે છે, તે પોતાની અનેક કુટેવોની વાત દુ:ખથી લખે છે, અને પોતાના જીવનની શૂન્યતાની વાત કરે છે. એમને દાક્તરી સલાહ શી આપું? વૈદકીય સલાહ આ બાબતમાં ઓછામાં ઓછી કામની છે. કુટેવોમાંથી ખરી મુક્તિ એ વસ્તુ ઈશ્વરની પ્રસાદી વિના ન મળી શકે એમ ધર્મ પોકારીને કહે છે. યુવકવર્ગ જો એ મેળવવા ઇચ્છતો હોય તો આજે આ શુભ પ્રસંગે આપણને ઘટે છે કે ગમે તેમ કરીને ધર્મને આપણા જીવનમાં જે સ્થાન હોવું જોઈએ તે આપવું.

છેવટે યુવકવર્ગને હું અખાની વાણીમાં કહેવા માગું છું :

'સૂતર આવે તેમ તું રહે
જેમ તેમ કરીને હરિને લહે.'

તા. ૨૬-૮-'૨૮

# ૧૭. સાચી અંતરદૃષ્ટિ

એક આર્યસમાજી ભાઈએ હિંદીમાં લાંબો કાગળ લખ્યો છે. એનો સાર આ પ્રમાણે છે:

૧. સમાજમાં ઊંચું સ્થાન મેળવવા માટે હરિજનો હિંદુ રહે એ ઠીક, કે તેઓ ખ્રિસ્તી અથવા મુસલમાન થાય તો પણ એ જ ગરજ સરે એમ છે?

૨. માણસની અસ્પૃશ્યતા એની ન્યાતના નામ ઉપરથી જ નક્કી નથી થતી?

૩. હિંદુધર્મમાંથી અસ્પૃશ્યતા કાઢવી જ હોય તો અસ્પૃશ્યોને આર્યસમાજી થઈ જવાનું કેમ ન સૂચવાય?

૪. હિંદુધર્મમાં એવી કઈ ખાસ સુંદરતા છે કે જે કારણે હિંદુ એ ધર્મને જ વળગી રહે?

મને લાગે છે કે આપણે જે સુધારો કરવા માગીએ છીએ તેનું સાચું સ્વરૂપ પ્રશ્ન પૂછનારના ધ્યાનમાં નથી આવ્યું એમ એમના સવાલ પરથી દેખાય છે. આ છાપાનાં પાનાં દર અઠવાડિયે એક જ વસ્તુ સ્પષ્ટ કરવા માગે છે કે સુધારો તો ઉપલી ગણાતી કોમોએ પોતાની અંદર કરવાનો છે. એમણે અસ્પૃશ્યતાની ભાવના, ઊંચનીચનો ભેદ પોતાના દિલમાંથી કાઢી નાખવાનો છે. તેઓ પોતાનું પાપ ઓળખે અને એનું પ્રાયશ્ચિત્ત કરી શુદ્ધ થાય એ જરૂરનું છે. તેઓ હરિજનોના પ્રસંગમાં આવે, એમનો સ્પર્શ કરે, તે હરિજનો ઉપર મહેરબાની કરવા માટે નહિ પણ પોતાના જ કલ્યાણને અર્થે—હરિજનોના સેવક તરીકે. હરિજનો હિંદુધર્મ છોડીને જાય એમાં આ આદર્શ કેમ પાર પડે?

પ્રશ્ન પૂછનાર ભાઈ ધારે છે એના કરતાં ધર્મ એ વધારે ઊંડી વસ્તુ છે. પોતાની સગવડ સચવાય અથવા પોતાની સામાજિક કે આર્થિક સ્થિતિ સુધરે એ કાંઈ ધર્મનું રહસ્ય નથી. સામાજિક બહિષ્કાર, આર્થિક સત્યાનાશ અને એથીયે વિષમ પરિણામો સહન કરીને પણ લોકો પોતાના જ ધર્મને વળગ્યાના દાખલાઓ છે. મોટામાં મોટી વિકટ પરિસ્થિતિમાં પણ આપણને સાચા રાખનાર જો કોઈ વસ્તુ હોય તો તે પોતાનો ધર્મ છે. આપણી ઇહલોકની તેમજ પરલોકની બધી આશાઓનો મોટામાં મોટો આધાર ધર્મ જ છે. બીજું બધું કોરે મૂકી ઈશ્વરને જ, સત્યને જ આપણને વફાદાર રાખનાર ધર્મ છે.

હરિજનોનું કલ્યાણ શામાં રહેલું છે એ તો હરિજનો જ નક્કી કરે; પણ એમને સ્થાને હું હોઉં તો ધર્માંતર કરી મને તો કોઈ કાળે સમાધાન ન થાય. વ્યવહારની દૃષ્ટિએ વિચારતાં મને લાગે છે કે હરિજનો અને સવર્ણો એવા તો ઓતપ્રોત થયેલા છે કે ઘણાખરા હરિજનોને હિંદુ રહ્યા વગર છૂટકો જ નથી. હરિજનોની આ લાચારીને કારણે જ સવર્ણો ઉપર એ એવડી જવાબદારી આવી પડે છે કે, હરિજનોમાં અમુક કુટેવો હોવા છતાં, એમને હિંદુ સામાજિક કુટુંબમાં પ્રેમ અને પ્રતિષ્ઠાનું સ્થાન આપી, એમના પ્રત્યે થયેલો દીર્ઘકાળનો અન્યાય ધોઈ કાઢવો. ખરું જોતાં હરિજનોમાં જે કાંઈ ખોટા રિવાજ જોવામાં આવે છે તે સવર્ણોની તેમના પ્રત્યેની બેદરકારીના ગુનાને જ આભારી છે. હરિજનોના એ દોષો વગર વિલંબે દૂર કરવાનો ઉપાય તો એમની અસ્પૃશ્યતા દૂર કરી એમને પૂરેપૂરા હિંદુ તરીકે સ્વીકારવા એ જ છે.

બીજા પ્રશ્નનો જવાબ હકારાત્મક છે. અને એ જ બતાવે છે કે અસ્પૃશ્યતા એ પાયા વગરની ઇમારત છે. હરિજનો જો પોતાની ન્યાતનું નામ છુપાવે અને એટલું જ કહે કે અમે હિંદુ છીએ, તો તેઓ પોતાનું ગામ કે પડોશને બાદ કરતાં બીજે બધે સામાન્ય હિંદુ તરીકે સુખેથી ખપી શકે અને ઘણી વાર કેટલાક હરિજનો એમ કરે પણ છે. પણ જે દૃષ્ટિબિંદુ મેં સૂચવ્યું છે તે પ્રમાણે તો ઉપર બતાવેલી ચાલાકીથી હરિજનોની હાડમારી લંબાવાની જ છે. કેમકે એ રીતે સવર્ણોને વળગેલું મોટાઈનું અને આભડછેટનું ભૂત નીકળી જવાનું નથી.

હવે ત્રીજા સવાલ વિષે. મેં ઉપર લખ્યું છે તે ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે હરિજનોને આર્યસમાજી બનાવવાથી

આપણી મુશ્કેલીનો ઉકેલ આવતો નથી. હરિજનોના આર્યસમાજી થવાથી જે કરોડો લોકો આર્યસમાજી નથી તેમનું હૃદયપરિવર્તન થવાનું નથી. 'ઉચ્ચ' હિંદુનું 'ઉચ્ચ' હૈયું પીગળે એ જરૂરનું છે. આખા હિંદુધર્મની શુદ્ધિ થવાની જરૂર છે. હું જે કરવા માગું છું, હરિજન સેવાસંઘ જે કરવા માગે છે, તે આ યુગનો મોટામાં મોટો સુધારો છે. એમાં પૂરેપૂરી સફળતા મેળવતાં વાર લાગે એનો ઝાઝો વાંધો નથી. જો, કોઈ પણ સંકટથી ડગે નહિ અને કોઈ પણ કારણથી આદર્શને નીચો નમાવે નહિ એવા સુધારકો પૂરતી સંખ્યામાં નીકળી પડે, તો આ સુધારો થવાનો જ છે એને વિષે લગીરે શંકા નથી. હિંદુધર્મને ટકાવવો હોય તો અસ્પૃશ્યતાને દફનાવ્યે જ છૂટકો, એટલી વાત જો એ સુધારકોની રગેરગમાં ઊતરી હોય, તો તેઓ કોઈ કાળે પોતાના આદર્શને નમાવવાના નથી.

ચોથો સવાલ ન પૂછવો જોઈતો હતો. એ ચર્ચવાથી શો લાભ મળવાનો હતો? છતાં મારે એનો જવાબ આપ્યે જ છૂટકો; કેમકે મારે મન ધર્મ એટલે શું એ તો હું સ્પષ્ટ કરી શકું. ધર્મ માટે અત્યંત નજીકની—જોકે અત્યંત અધૂરી—સરખામણી જે મને જડે છે તે વિવાહની છે. વિવાહ એ કોઈ કાળે ન છૂટે એવું બંધન છે અથવા આજ સુધી એમ જ મનાતું હતું. ધર્મનો સંબંધ એથીયે અવિભાજ્ય છે. પતિ પત્નીને અને પત્ની પતિને વફાદાર રહે છે એનું કારણ એ નથી કે પોતાની પત્ની અથવા પોતાનો પતિ તમામ પુરુષોમાં અથવા તમામ સ્ત્રીઓમાં વિશેષપણે શ્રેષ્ઠ છે એવું એને ભાન છે. એ વફાદારીના મૂળમાં કોઈ અકળ અને અતૂટ આંતરિક આકર્ષણ હોય છે. એ જ રીતે માણસને પોતાના ધર્મ પ્રત્યે કોઈ રીતે ન તોડાય એવી વફાદારી હોય છે અને એવી નિષ્ઠામાં જ એને સંપૂર્ણ

સમાધાન મળે છે. અને જે પ્રમાણે કોઈ પણ પતિને પોતાની સ્ત્રી પ્રત્યેની વફાદારી ટકાવવા માટે બીજી બધી સ્ત્રીઓ ઊતરતી છે, હીન છે, એમ માનવાની જરૂર નથી, તે જ પ્રમાણે પોતાના જ ધર્મને વળગી રહેનાર માણસે બીજા બધા ધર્મો પોતાના ધર્મ કરતાં ઊતરતા છે એમ માનવાની જરૂર નથી. એ જ ઉપમા જરા આગળ લંબાવીએ તો એમ કહી શકાય, કે પોતાની પત્ની પ્રત્યે નિષ્ઠા જાળવવા માટે એની અંદર રહેલી ઊણપો વિષે આંધળા રહેવાની જરૂર નથી, તે જ પ્રમાણે પોતાન ધર્મ પ્રત્યેની નિષ્ઠા જાળવવા માટે પોતાના ધર્મમાં રહેલી એબો પ્રત્યે આંધળા થવાની જરૂર નથી. એટલું જ નહિ, પણ જો આંધળાપણે પોતાના ધર્મને વળગી ન રહેવું હોય, પણ ખરેખરી નિષ્ઠા કેળવવી હોય તો પોતાના ધર્મમાં રહેલી ઊણપોનું તીવ્ર ભાન હોવું જ જોઈએ, અને એ ઊણપો દૂર કરવાના સાચા ઉપાયો વિષેની ઉત્કટતા પણ તેટલી જ હોવી જોઈએ. ધર્મ વિષેની મારી માન્યતા આવી હોવાથી હિંદુધર્મની ખાસ વિશેષતા અથવા ખૂબીઓ તપાસવાની મારે કશી જરૂર નથી. વાચક એટલી ખાતરી રાખે, કે હું જે હિંદુ રહ્યો છું તે કાંઈ એની અનેક સુંદરતાઓ જાણ્યા વગર ન રહી શકત; પણ એ સુંદરતાઓ મારા જ ધર્મમાં છે, બીજા ધર્મમાં નથી એમ જોવા હું નથી બેસતો. અને તેથી જ બીજા ધર્મનું જ્યારે હું અવલોકન કરું છું, ત્યારે દોષ શોધનાર ટીકાકાર તરીકે નહિ પણ ભક્તની દૃષ્ટિથી, બીજા ધર્મોમાં પણ મારા ધર્મ જેવી જ સુંદરતાઓ જોવાની આશાએ, અને મારા ધર્મમાં નથી એવી કોઈ સુંદરતાઓ બીજાના ધર્મમાં જડી આવે તો તે મારા ધર્મમાં દાખલ કરવાના હેતુએ જ.

તા. ૧૩–૯–'૩૩

# ૧૮. રામનામમહિમા

[ 'રામનામમહિમા' એ લેખમાંથી નીચેનો ભાગ આપ્યો છે.
—પ્રકાશક ]

રામનામ એટલે શું? પોપટની જેમ રટવુ તે? અવશ્ય નહિ. એમ હોય તો તો આપણે બધા એ નામ ગોખીને તરી જઈએ. રામનામનું ઉચ્ચારણ હૃદયથી જ થવું જોઈએ. પછી તેનું ઉચ્ચારણ ભલે શુદ્ધ ન હોય. હૃદયની તોતડી બોલીનો સ્વીકાર ઈશ્વરના દરબારમાં થાય છે. હૃદય ભલે 'મરા મરા' પોકારે, છતાં હૃદયપોકારની નોંધ જમેપાસામાં થશે. મુખ ભલે રામનો શુદ્ધોચ્ચાર કરે, પણ હૃદયનો સ્વામી રાવણ હશે, તો પેલો શુદ્ધોચ્ચાર પણ ઉધારપાસામાં જ લખાશે.

'મુખમેં રામ બગલમેં છૂરી' વાળા બગભગતને સારુ રામનામનો મહિમા તુલસીદાસે નથી ગાયો. તેવાના સવળા પાસા અવળા પડશે ને જેણે હૃદયમાં રામને સ્થાન આપ્યું છે તેના અવળા પણ સવળા પડશે. 'બિગરી'નો સુધારનાર રામ જ છે તેથી ભક્તકવિ સૂરદાસે ગાયું:

> બિગરી કૌન સુધારે?
> રામ બિન બિગરી કૌન સુધારે રે?
> બની બની કે સબ કોઈ સાથી
> બિગરી કે કોઉ નાહિ રે;

એટલે વાંચનાર ખૂબ સમજી લે, કે રામનામ હૃદયનો બોલ છે. જ્યાં વાચા ને મનનું સામ્ય નથી, ત્યાં વાચા એ કેવળ મિથ્યાત્વ છે, દંભ છે, શબ્દજાળ છે. એવા ઉચ્ચારણથી જગત ભલે છેતરાય, પણ અંતર્યામી રામ કંઈ છેતરાવાનો છે? સીતાએ આપેલ મણકા હનુમાને ભાગ્યા કેમકે અંદર રામનામ છે કે નહિ એ તેણે જોવા માગ્યું.

પોતાને ડાહ્યા ગણતા સુભટોએ તેને પૂછ્યું, 'સીતાજીની મણિમાળાનો આવો અનાદર ?' હનુમાને જવાબ દીધો, 'જો તેની ભીતર રામનામ ન હોય, તો સીતાજીનો આપેલો આ હાર પણ મને તો ભારરૂપ જ છે.' ત્યારે ડાહ્યા સુભટોએ મલકાઈને પૂછ્યું, 'શું તમારી ભીતર રામનામ છે ?' હનુમાને છરી કાઢી છાતી ચીરી દેખાડીને કહ્યું, 'હવે અંદર જુઓ. રામનામ સિવાય બીજું કંઈ દેખો તો કહેજો.' સુભટો લજવાયા. હનુમાનની ઉપર પુષ્પવૃષ્ટિ થઈ ને તે દિવસથી રામકથા સમયે હનુમાનનું આવાહન શરૂ થયું.

આ ભલે દંતકથા હોય કે નાટકકારની રચના હોય; તેનો સાર અનંતકાળને સારુ સાચો છે. જે હૃદયે તે જ સાચું.

તા. ૧૭–૫–'૨૫

## ૧૯. રામનામ અને ખાદી

એક 'જૂના જોગી' નીચે પ્રમાણે લખે છે :

"રામનામના પ્રચાર વગર આપનું કાર્ય અધૂરું અને લૂખું લાગે છે. સ્વરાજ કરતાં રામનામ ઉપર વધારે ભાર મુકાવો જોઈએ. તુલસીદાસજીના રામાયણના બાલકાંડમાંનો શરૂનો ભાગ — કથા-ભાગની પૂર્વનો ભાગ — વારંવાર જોઈ ગયો અને મનમાં ખાતરી થઈ છે કે મનની શુદ્ધિ નામના જપ વગર થવી મુશ્કેલ છે. ઘણા માણસો સાથે મળી પ્રેમમસ્ત થઈ નામનો શોર કરી મૂકે છે તે વખતે જે શક્તિ પેદા થાય છે, તે શક્તિની સાથે મિલાપ કરવા કોઈ સમર્થ નથી. અર્થશાસ્ત્ર દ્વારા ખાદીપ્રચાર ન જ થઈ શકે, સ્વરાજ પણ ન મેળવી શકાય, એકતા પણ ન સાધી શકાય.

"વિદ્વાનોને દુનિયામાં કોઈ સમજાવી શક્યું નથી. ભક્તોને સમજાવી શકાય. તમને મોહ લાગ્યો છે. શ્રીરામે ને શ્રીકૃષ્ણે

વિદ્વાનો સાથે માથાકૂટ નથી કરી. વિદ્વાનો તો બની ગયેલા બનાવ ઉપર ચર્ચા કરી એ બનાવમાં કયાં કયાં કારણો સહાયભૂત થયાં તેનો નિર્ણય કરે, પણ બનાવો બનાવવા એ તો ભગવાન અને તેના ભકતો, (ગોપીઓ અને વાનરો) એમનું કામ છે. અર્જુન વિદ્વત્તા કરવા ગયો એટલે એને અનાર્ય, અસ્વર્ગ્ય, અકીર્તિકર, કલીબ, શૂદ્ર અને દુર્બલ હૃદયનો કહ્યો; પણ ભકત થયો ત્યારે તે નષ્ટમોહ થયો. ભગવાન પોતે જ પોતાના ખરા ભકત છે, અને જગતને ભકિત કરતાં શીખવે છે. તમે પણ હવે ઠરીઠામ થાઓ, આથડવાનું મૂકી દો અને જે કરવાનું છે તે કરો : રામનામનો જપ અને કર્તવ્યકર્મની સ્થાપના.

"લખવાનું મન ઘણુંય થાય છે. ઘણા વખત થયાં થાય છે. પણ તમને કાગળ પહોંચે કે ન પહોંચે. તમારી પાસે આવતાં પહેલાં અનેક પાર્ષદો વચ્ચે હોય. છતાં આ વખતે લખ્યું છે. ખોડ કાઢજો મા. ગ્રહણ કરવા યોગ્ય ગ્રહણ કરજો."

આ કાગળ મારી સાથે બે મહિના થયાં પડયો રહ્યો છે. પણ જરા નવરાશે 'નવજીવન'ના વાચકોની પાસે રજૂ કરીશ એમ ધાર્યું હતું. તે નવરાશ આજે મળી છે, અથવા મેં મેળવી છે એમ માની લઈએ. મને ખોડ ન કાઢવાની શિખામણ લખનારે આપી છે. અને હું જો એના કાગળની ટીકા લખું છું તો એનો અર્થ મેં ખોડ કાઢી છે એમ કોઈ ન કરે, પણ એ કાગળને આ પાનામાં ગમે તેમ ગોઠવી રામનામનો મહિમા પ્રગટ કરવો એ હેતુ છે. એમાંનું ગ્રહણ કરવા યોગ્ય મને લાગ્યું તે તો ગ્રહણ કરી રહ્યો જ છું એમ લખનાર માને અને બીજા પણ માને. રામનામનો મહિમા મારે શીખવાપણું નથી એમ મને ભાસે છે. કારણ કે એનું મને અનુભવજ્ઞાન છે. તેથી જ મારો અભિપ્રાય એવો છે કે રામનામનો પ્રચાર ખાદીના કે સ્વરાજ્યના પ્રચારની જેમ ન થઈ શકે. આ અતિશય કઠિન કાળમાં રામનામ પણ અવળું જ જપાય છે. એટલે કે એ પણ ઘણે ઠેકાણે આડંબરને

ખાતર, કેટલીક જગાએ પોતાના સ્વાર્થને ખાતર અને કેટલીક જગાએ વ્યભિચાર પોષવાને ખાતર પણ જપાયેલું મેં ભાળ્યું છે. જો માત્ર અક્ષર જ અવળા જપાઈ જાય તો તો કાંઈયે કહેવાપણું ન રહે. શુદ્ધ હૃદયવાળા અવળો જાપ જપીને પણ મુક્તિ મેળવી ગયા છે એમ આપણે વાંચીએ છીએ અને એમ આપણે માની પણ શકીએ. પણ શુદ્ધોચ્ચારણ કરનારા પાપી પાપને પોષવાને ખાતર રામનામનો મંત્ર જપે તેનું શું કહીએ ? તેથી જ રામનામના પ્રચારથી હું ડરી જાઉં છું. જે માણસો એમ માને કે મંડળમાં બેસી નામનો શોર કરી મૂકીએ એટલે ભૂતકાળનાં, ચાલતાં અને ભવિષ્યનાં બધાં પાપ ધોવાઈ જાય છે અને શોર ઉપરાંત કાંઈ જ કરવાપણું નથી રહેતું, એ દૂરથી વંદના કરવા યોગ્ય છે. એનું અનુકરણ ન કરાય. રામનામ જપવાની યોગ્યતા મેળવવાની ખાતર ખાદીપ્રચાર ઇત્યાદિની યોગ્યતા હું તો જોઉં. રામનામના જાપથી ખાદીપ્રચાર કરવાનું વાતાવરણ હું ક્યાંયે નથી જોતો.

વિદ્વાનોને દુનિયામાં કોઈ સમજાવી શક્યું નથી એ વાક્ય રામના દાસ હોય એ કેમ લખે ? મને જરાયે મોહ લાગ્યો છે એમ ભાસતું નથી. વિદ્વાનો પણ રામની દુનિયામાં જ છે. અને ઘણા વિદ્વાનો રામનામ લઈને તરી પણ ગયા છે. ખરો વિચાર તો એ છે કે ભક્ત વિના વિદ્વાનને કોઈ સમજાવી ન શકે. અને ભક્ત થવાની અભિલાષા રાખવાવાળો હું વિદ્વાનોને સમજાવવાનો પ્રયત્ન પણ કરી રહ્યો છું. અને મને મોહ નહિ હોવાથી, જે નથી સમજતા તેમની ઉપર મને ક્રોધ નથી છૂટતો પણ મારી ભક્તિની કચાશ જોઈને મારી પોતાની ઉપર ક્રોધ છૂટે છે; અને તેથી રામ મારા હૃદયને વિષે નિરંતર નિવાસ કરી શકે એ અર્થે મારે વધારે હૃદયશુદ્ધિ કરવી જોઈએ એવી શિખામણનો હું ભૂખ્યો છું; અને એવી એવી શિખામણ મને હું નિરંતર આપી રહ્યો છું. ભક્તિમાં રસ

ન ઉપજાવી શકે તેમાં દોષ ભક્તનો છે, શ્રોતાનો નથી. રસ હોય તો શ્રોતા અવશ્ય રસ લૂંટે, પણ રસ ન ભાળે તો શ્રોતાનો શો વાંક? કૃષ્ણની વાંસળી તૂટેલી હોત અને તેમાંથી નીકળતો કઠોર નાદ સાંભળીને અને ભયભીત થઈને ગોપીઓ નાસી જાત, તો કૃષ્ણ વગોવાત, ગોપીને કોઈ નહિ વગોવત. અર્જુન બિચારો થોડો જ જાણતો હતો કે પોતે વેદિયો છે અથવા તો પોતાની વિદ્વત્તા ડહોળી રહ્યો છે? પણ કૃષ્ણની શુદ્ધિએ તેની શુદ્ધિ કરી અને તેનો મોહ દૂર કર્યો. તેથી જે રામનામનો પ્રચાર કરવાને ઇચ્છે, તેણે પોતે એ પ્રચાર પોતાના હૃદયમાં કરી, તેને સ્વચ્છ કરી, રામનું સામ્રાજ્ય ત્યાં સ્થાપી પ્રચાર કરવો. એ વસ્તુને જગત ઝીલી લેશે અને રામનામ જપશે. પણ જ્યાં ત્યાં અને જેમ તેમ રામનામનો જપ કરાવવો એટલે તો પાખંડમાં પાખંડને ઉમેરી રામનામને નિંદવું અને નાસ્તિકતાનો ધોધ ચાલી રહ્યો છે તેનો વેગ વધારવો.

એક જગાએ બેસીને માણસ ઠરીઠામ થોડો થઈ શકે છે? જેનું મન હમેશાં કરોડો જોજનની મુસાફરી કરતું હોય, એવા શરીરને સાંકળેલાને રામ પણ કેમ પહોંચશે? પણ જે દમયંતીની જેમ જંગલે જંગલ ભટકે, ઝાડોને અને જાનવરોને પણ પોતાના રામરૂપ નળની ભાળ પૂછે, એ આથડે છે એમ કહીએ કે ઠરીઠામ બેસે છે એમ કહીએ? બેઠેલાને જે આથડતો જુએ અને આથડતાને જે બેઠેલો જુએ એ જ જોનારો છે એમ કાં ન કહો? કર્તવ્યકર્મની સ્થાપના કેમ થઈ શકતી હશે? કરીને જ થાય ના? અને એમ હોય તો હું જગ જીત્યો છું. કેમ કે ન કરું એ હું કદી ન કહું. એ 'જૂના જોગી'ના મોહની વાત મારે વાંચનારને કહી જ દીધે છૂટકો છે. બીજા તો ન જાણે એ ક્ષંતવ્ય હોય, પણ આ જોગી તો જાણે છે કે મારી પાસે એવા પાર્ષદો છે જ નહિ કે જે મને સદ્ભાવથી લખાયેલા ઉપરના જેવા કાગળો

તુરત ન આપે. આ કાગળ મને તો તુરત મળ્યો, પણ એના જવાબને હું બે મહિને પહોંચી વળું એમાં વાંક પેલા ગરીબ બિચારા નિંદાતા પાર્શ્વદોનો કે મારો કે વિધિનો કે લખનારનો? આપણે લખનારનો જ માની લઈએ. જે માણસ મને ધર્મસંકટમાં મૂકનારા કાગળો લખે, તે માણસે રાહ જોવી જ જોઈએ, ધીરજ રાખવી જ જોઈએ. તેણે મૂકેલો કોયડો કાંઈ એવો સીધો નથી કે જેમ મિલના સૂતરનું કપડું ખાદી નથી એ હું એક ક્ષણમાં કહી નાંખું તેમ એને ઉકેલું. રખેને આવા કાગળના જવાબ આપવાથી રામનામનો મહિમા ઓછો થાય, એવો ભય મને અવશ્ય લાગે. એથી જવાબ ન આપીએ તો શું ખોટું, એમ રહ્યાં જ કરે અને કોણ જાણે છે કે આ જવાબમાં મોહ નહિ રહ્યો હોય? પણ હશે તો જેમ થોડાં ઘણાં પુણ્યકર્મો રામને ચરણે મુકાય છે, તેમ આ મોહ પણ ભલે રામાર્પણ થાઓ.

તા ૧૫-૧૧-'૨૫

## ૨૦. અન્નાહાર

એક પત્ર લખનાર માંસાહારી કુટુંબમાં જન્મ્યા છે. અત્યાર સુધી તો તેનાં માબાપ તેને માંસ ખાવાને લલચાવી રહ્યાં છે તેની સામે ટક્કર ઝીલવામાં તે ફાવ્યા છે. "પણ હવે," તે કહે છે, "મારી પાસે એક પુસ્તક પડ્યું છે, તેમાં આ વિષે સ્વામી વિવેકાનંદનો અભિપ્રાય મારા વાંચવામાં આવ્યો અને મારો પોતાનો મત ઠીક ઠીક હાલી ઊઠ્યો છે. સ્વામીજી માને છે કે હિંદીઓ માટે આજની દશામાં માંસાહાર આવશ્યક છે, અને પોતાના મિત્રોને તે બેધડક માંસ ખાવાની સલાહ આપે છે. આથી પણ આગળ જઈને

સ્વામીજી કહે છે, 'જો આમ કરવામાં તમને કશું પાપ લાગતું હોય તો તે મારા ઉપર નાંખજો. તેનો ભાર મારે માથે.' હવે મારે સૂડી વચ્ચે સોપારી જેવું થઈ પડયું છે — માંસ ખાવું કે નહિ?"

આપ્તવાક્યની અંધપૂજા એ મનની નબળાઈનું ચિહ્ન છે. જો પત્રલેખકની ઊંડી ખાતરી હોય કે માંસ ખાવું એ અયોગ્ય છે, તો આખું જગત તેથી વિરુદ્ધ કહેતું હોય તેમાં તેને શું? નિશ્ચય બાંધવામાં જરાય ઉતાવળ ન કરવી, પણ એક વાર બાંધ્યો કે પછી આભ તૂટી પડે તોયે તેને અડગપણે વળગી રહેવું.

હવે સ્વામીશ્રીના અભિપ્રાય વિષે. તેમનો મૂળ લેખ તો મેં નથી જોયો. પણ મને લાગે છે કે તેમનો અભિપ્રાય ટાંકવામાં ભૂલ નથી થતી. પણ મારા વિચાર જુદા છે. અને તે સૌ જાણે છે. જે દેશકાળમાં મનુષ્યોને માટે સામાન્ય રીતે જીવવું શક્ય હોય, તે દેશકાળમાં માંસાહાર કરવાની જરૂર હોય એમ હું નથી માનતો. મને તો માંસાહાર માનવજાતિ માટે અયોગ્ય લાગે છે. જો આપણે પશુવર્ગથી ઊંચા હોઈએ, તો પશુવર્ગનું અનુકરણ કરવામાં આપણી ભૂલ જ છે. અનુભવ બતાવે છે કે જેમને વિષયવિકાર જીતવા છે, તેમને માટે માંસાહાર અયોગ્ય છે.

પણ ચરિત્ર બાંધવામાં અથવા વિકારોને કાબૂમાં રાખવામાં ખોરાકનું મહત્ત્વ છે તેના કરતાં વધારે માનવું એ પણ બરોબર નથી. એ બાબતમાં ખોરાક એક અગત્યની વસ્તુ છે ખરી, જેની અવગણના ન જ થવી જોઈએ. પણ આ દેશની જેમ, ધર્મ ખોરાકમાં જ આવી જાય છે એમ માનવું, તે તો ખોરાકમાં જરાય સંયમ ન રાખવો અને જે આવે તે ખવાય એમ માનવા જેવું જ અયોગ્ય છે. અન્નાહાર એ હિંદુધર્મનો એક ભારેમાં ભારે વારસો છે.

એ વગર વિચારે તો ન જ છોડી દઈ શકાય. એટલે અન્નાહારી થઈને આપણે મન અથવા શરીરે નબળા પડી ગયા છીએ અથવા કાર્ય કરવામાં મંદ અથવા અશક્ત થઈ ગયા છીએ, એ ભૂલ સુધારવાની તો જરૂર છે જ. મોટમોટા હિંદુ સુધારકોએ તેમના જમાનામાં પારાવાર કામ કર્યું છે અને તેઓ તો અન્નાહારી જ હતા. શંકરાચાર્ય અને મહર્ષિ દયાનંદે તેમના જમાનામાં જે કામ કર્યું તેનાથી વધુ કામ કોણ કરી શક્યું હતું?

પણ પત્રલેખકે મારા અભિપ્રાયને પણ આપ્તવાક્ય ન બનાવી દેવું. ખોરાકની પસંદગી શ્રદ્ધાની ઉપર ન રાખી શકાય. એનો તો દરેકે પોતાની બુદ્ધિ પ્રમાણે નિર્ણય કરવો રહ્યો. પશ્ચિમમાં જ આજે અન્નાહારના સંબંધમાં એટલું બધું સાહિત્ય લખાયું છે કે જે વાંચવાથી કોઈ પણ સત્યશોધકને લાભ થાય એમ છે. આ સાહિત્ય લખનારાઓમાં ઘણા પ્રસિદ્ધ વૈદકશાસ્ત્રીઓ પણ છે. અહીં હિંદુસ્તાનમાં તો અન્નાહારની દલીલ કરવાની જરૂર નથી પડી. કારણ અત્યાર સુધી એ વસ્તુ અતિશય ઇષ્ટ અને આદરપાત્ર ગણાતી આવી છે. પણ પત્રલેખકની જેમ જેઓને કંઈ અંદેશો હોય, તેઓને પશ્ચિમમાં અન્નાહારના સંબંધમાં જે પ્રવૃત્તિ ચાલી રહી છે તેનો અભ્યાસ કરવો કદાચ લાભદાયી થઈ પડે.

તા. ૧૦-૧૦-'૨૯

## ૨૧. પ્રતિજ્ઞાનો ભંગ થાય?

[ 'વિવિધ પ્રશ્નો' એ લેખમાંથી. –પ્રકાશક ]

એક ભાઈ લખે છે:

"જો કોઈ માણસ માનસિક દુર્બળતાને વશ થઈ આવેશમાં કોઈ પ્રતિજ્ઞા લઈ લે, અથવા તે પ્રતિજ્ઞાનું થોડા દહાડા પાલન

કર્યાં પછી તે પ્રતિજ્ઞા લેવામાં ભૂલ થઈ એમ સમજે, તો તે પ્રતિજ્ઞા છોડી દઈ શકાય કે કેમ ?"

ઉ૦—પ્રતિજ્ઞા હમેશાં કોઈ સત્કાર્યને માટે જ કરી શકાય છે. કુકર્મ કરવાની પ્રતિજ્ઞા જ ન હોઈ શકે. જો અજ્ઞાનને વશ થઈને કોઈ એવી પ્રતિજ્ઞા લે, તો તે તોડવાનો તેનો ધર્મ થાય છે. દા. ત., કોઈ મનુષ્ય વ્યભિચાર કરવાની પ્રતિજ્ઞા લે, તો તેવી પ્રતિજ્ઞાનો ત્યાગ કરવામાં જ તેની જાગૃતિ અને શુદ્ધિ રહેલી છે. એ પ્રતિજ્ઞાનું પાલન એ પાપ છે.

તા. ૨૧–૩–'૨૬

## ૨૨. પ્રતિજ્ઞાની ઢાલ

'નવજીવન' નિયમિત રીતે વાંચનાર એક ભાઈ લખે છે :

"હું હંમેશ કાંતું તો છું, પણ પ્રતિજ્ઞા લઈ કાંતવું કે વગર પ્રતિજ્ઞાએ ? ધારો કે કાંતવા માટે એક કલાકની પ્રતિજ્ઞા લીધી હોય, તો હરહંમેશ કાંતવું જ જોઈએ. વત્તોઓછો વખત ન જ કાંતી શકાય. કદાચ બહારગામ જવું હોય, વધુ દિવસ લાગ્યા હોય, અને ન કાંતી શકાયું, તો પ્રતિજ્ઞા ભંગ થઈ કહેવાય. તો એનો શું ઉપાય કરવો ?

"બીમાર હોઈએ, અગર ભલેને છેલ્લો શ્વાસ ચાલતો હોય, તોપણ કાંતવું જોઈએ. ન કાંતીએ તો ઈશ્વરના મહાન ગુનેગાર ગણાઈએ. તો તેને માટે શું કરવું ?

"પ્રતિજ્ઞા ન લીધી હોય તો મન દૃઢ રાખવું મુશ્કેલ. આજે ન કંતાયું તો કાલે તેનો અવેજ કાઢીશું. મનના તરંગો એવા ઉત્પન્ન થાય છે.

"મન દૃઢ રાખવા માટે આપ કહેશો. પરંતુ આજકાલ દેશનેતાઓનાં મન પણ દૃઢ નથી રહી શકતાં, તો મારા જેવાનો શો આશરો ?

"હવે એ એમાંથી કયો ઉપાય લેવો તે કૃપા કરી જણાવશોજી. સાથે જવાબ માટે એક આનાનો સ્ટૅમ્પ બીડેલ છે."

હું પોતે બચપણથી જ પ્રતિજ્ઞા લેવા ટેવાયેલો હોવાથી પ્રતિજ્ઞા પ્રત્યે મારો મોટો પક્ષપાત છે. પ્રતિજ્ઞાથી અનેક ભયોમાંથી હું ઊગરી ગયો છું એવો મારી પાસે મારો પોતાનો અનુભવ છે. બીજાઓને મેં ઊગરેલા જોયા છે. પ્રતિજ્ઞા વિનાનું જીવન પાયા વિનાના ઘર જેવું અથવા કાગળના વહાણ જેવું છે. પ્રતિજ્ઞા લેવી એટલે નિશ્ચળ થવું. જે મનુષ્ય નિશ્ચળ નથી તેનો વિશ્વાસ કોણ કરી શકે? એકબીજાની વચ્ચે કરારનામાં થાય છે એ પણ પ્રતિજ્ઞાપત્રો જ છે. મોઢેથી ઉચ્ચારેલું વેણ એ પણ કરારનામું જ છે. પૂર્વે પ્રતિષ્ઠિત માણસોનાં વચન બસ ગણાતાં હતાં. વચનમાત્રથી તેઓ લાખોના સોદા કરી શકતા હતા. પ્રતિજ્ઞાની ઉપર આ જગત નભે છે. મનુષ્યોના એકબીજાના વ્યવહાર પ્રતિજ્ઞાબદ્ધ ન હોય, તો જગત છિન્નભિન્ન થઈ જાય. હિમાલય પ્રતિજ્ઞાબદ્ધ છે. જો એ ગમે ત્યારે ચળી જતો હોય, તો હિંદુસ્તાનની હસ્તી હોય નહિ. સૂર્યચંદ્ર ઇત્યાદિ ગ્રહો પ્રતિજ્ઞાબદ્ધ ન હોય, તો મનુષ્યજાતિનો વ્યવહારમાત્ર બંધ થઈ જાય. પણ આપણે જાણીએ છીએ કે અસંખ્ય વર્ષો થયાં સૂર્ય નિયમિત રીતે ઊગતો આવ્યો છે અને ભવિષ્યમાં તે ઊગ્યા જ કરશે. તેમ જ શીતળ કિરણવાળો ચંદ્રમા પોતાની કળા પૂરતો આવ્યો છે ને હવે પછી પૂર્યે જશે. તેથી સૂર્યચંદ્રની શાખે આપણે આપણાં કામો કરીએ છીએ, તિથિઓ રચીએ છીએ, વખત જાણીએ છીએ અને જાળવીએ છીએ.

જે નિયમ ગ્રહાદિને લાગુ પડે છે ને જેનું તેઓ ભલીભાંતિ પાલન કરે છે, તે મનુષ્યને પણ લાગુ પડે છે. જે મનુષ્ય પોતાના જીવનને પ્રતિજ્ઞામય નથી કરતો, તે કદી સ્થિર

નથી થઈ શકતો. એવો અહંકાર કરતા મનુષ્ય જોવામાં આવે છે જે કહે છે: 'મારે વ્રતની જરૂર નથી, ફલાણું હું સહેજે કરું છું, ને કદી ન થયું તોયે શું? જ્યારે કરવું જ જોઈએ ત્યારે તો કરી જ લઉં છું. શરાબ છોડવાની પ્રતિજ્ઞાની મારે શી જરૂર છે? હું કંઈ ગાંડો બનતો નથી. કોઈ વેળાએ પ્યાલી ચડાવું છું.' આમ કહેનાર પોતાની કુટેવની ગુલામીમાંથી કદી છૂટતા જ નથી.

પ્રતિજ્ઞા ન લેવી એટલે અનિશ્ચિત રહેવું. અનિશ્ચિતને આધારે આ જગતમાં કશું કામ નથી થઈ શકતું. અનિશ્ચિત સિપાહી કે સેનાપતિ શું કરી શકે? 'બનશે ત્યાં લગી ચોકી કરીશ' એમ કહેનાર ચોકીદારને વિશ્વાસે કોઈ ઘરધણી આજ લગી સુખે સૂઈ શક્યો નથી. 'બનશે ત્યાં લગી જાગૃત રહીશ' એમ કહેનાર સેનાપતિએ આજ લગી વિજય મેળવ્યો નથી.

અનિશ્ચિત રીતે કાંતનારનાં અસંખ્ય દષ્ટાંતો મારી પાસે પડ્યાં છે. તેઓ બધા પાછળ પડ્યા છે. વ્રતધારી કાંતનારની કાંતવાની અસર તેના આખા જીવન ઉપર પડી છે. તેમની પાસે સૂતરના ઢગલા થયા છે. વ્રત કાટખૂણારૂપ છે. જેમ નાનકડો લાગતો કાટખૂણો જંગી ઇમારતોને ડોળદાર બનાવવા ને સ્થિર રાખવા સમર્થ છે તેમ વ્રતરૂપી કાટખૂણો જીવનને શુદ્ધ બનાવવા ને સ્થિર રાખવા સમર્થ છે.

હા, વ્રતને મર્યાદા જોઈએ. ગજા ઉપરવટ વ્રત લેનાર અવિચારી ગણાય. વ્રતમાં શરતોને અવકાશ છે. માંદગી અને મુસાફરી બાદ કરતાં બીજા દિવસોમાં હું રોજ એક કલાક કાંતીશ અથવા બસો વાર કાંતીશ, અથવા એક કલાક અને ઓછામાં ઓછા બસો વાર કાંતીશ, એવું વ્રત લેવાય ને સહેજે પાળી શકાય એવું છે. વ્રત એટલે કઠણમાં કઠણ વસ્તુ કરવી એવો અર્થ નથી, વ્રત એટલે સહેલી કે કઠણ વસ્તુ નિયમપૂર્વક કરવાનો નિશ્ચય.

વ્રતમાં સંયમ તો હોવો જ જોઈએ. એટલે વધારેમાં વધારે ખાવાનું, રોજ નાચ કરવાનું કે રોજ ગાળો દેવાનું કે એવું સ્વેચ્છાચારનું વ્રત હોય નહિ. આ સાવચેતી આપવી પડે છે, કેમ કે એવા દાખલા મારા સ્મરણમાં છે કે જેમાં અનીતિ કરવાને વ્રતનું રૂપ આપવામાં આવ્યું છે. અસહકાર પૂર જોસમાં ચાલતો હતો ત્યારે આવો પ્રશ્ન થયો હતો: 'હું સરકારની નોકરી કરવા બંધાયો છું તે હવે કેમ છોડું?' 'હું શરાબીની દુકાનમાં પાંચ વર્ષની બંધણીમાં છું, તે હવે કેમ છોડું?' આવા પ્રશ્નો કેટલીક વેળા માણસને મૂંઝવે છે. ઊંડે ઊતરતાં જણાશે કે પાપ કરવાનાં વ્રત હોય નહિ. વ્રતના ગર્ભમાં ઉન્નતિ છે, અવનતિ કદી નહિ.

છેવટમાં લખનારે કહ્યું છે: 'જો દેશનેતાઓનાં મન દૃઢ નથી રહી શકતાં, તો મારા જેવાનો શો આશરો?' આ પ્રશ્ન કમજોરીનો છે. દેશનેતાના ગુણનો સંગ્રહ કરાય. દેશનેતા સંપૂર્ણાવતાર નથી. તેમના કેટલાક ગુણોને લીધે તેઓ નેતા બને છે, તે વિચારીએ ને અનુસરીએ. તેમના દોષનું સ્મરણ સરખુંયે ન કરીએ. જે પુત્ર પિતાના દોષનો સંગ્રહ કરી પોતાનામાં ઉતારે છે, અથવા તેથી દૂર રહેવા પોતાને અસમર્થ માને છે, તે સુપુત્ર નથી. પિતાનો વારસો તેના ગુણનો હોય, દોષનો નહિ. પિતાના કરજમાં જે પુત્ર વૃદ્ધિ કરે તે નાલાયક છે. સુપુત્ર કરજ ફિટાડે છે ને મૂડી વધારે છે.

તા. ૧૧-૧૦-'૨૯

## ૨૩. પ્રતિજ્ઞાનું રહસ્ય

એક વિદ્યાર્થી લખે છે:

**"જે કાર્ય હું કરી શકું છું, મને કરવાની ઇચ્છા છે પણ નથી કરતો, અને જ્યારે એ કાર્ય કરવાનો સમય આવે છે ત્યારે કાં તો**

મન કમજોર થઈ જાય છે અથવા તે કરવાની પ્રતિજ્ઞાનું સ્મરણ જ નથી રહેતું, અને કદાચ સ્મરણ આવે છે તો મન તેની અવજ્ઞા કરી નાંખે છે, ત્યારે એવો કોઈ ઉપાય હશે કે જેથી પ્રતિજ્ઞા પ્રમાણે કામ કરવાને હું એવો બંધાઈ જાઉં કે અવશ્ય કરી જ નાંખું ?"

આવો પ્રશ્ન કોને નહિ થતો હોય ? પણ એ પ્રશ્નમાં ગેરસમજ રહેલી છે. પ્રતિજ્ઞા મનુષ્યની ઉન્નતિ કરે છે તેનું કારણ જ એ છે કે, પ્રતિજ્ઞા કરતા છતાં હજુ પડવાનો અવકાશ રહેલો હોય છે. પ્રતિજ્ઞા કર્યા પછી પડવાપણું જ ન રહે, તો પુરુષાર્થને કંઈ સ્થાન ન રહે. પ્રતિજ્ઞા એ તો વહાણવટીની દીવાદાંડી જેવી છે. એ તરફ ધ્યાન રાખે તો અનેક તોફાનોમાંથી પસાર થતો છતાં મનુષ્ય ઊગરી જાય. પણ દીવાદાંડી જેમ તોફાનને શાંત કરનારી નથી, પણ તોફાન છતાં તેમાં સુરક્ષિત રાખનાર અને તોફાનને પહોંચી વળવાની શક્તિ આપનારી છે, તેમ પ્રતિજ્ઞા પણ હૃદયસમુદ્રની અંદર ઊછળતા અનેક પ્રકારના તરંગોમાંથી મનુષ્યને બચાવનારી પ્રચંડ શક્તિ છે. આમ હોઈ પ્રતિજ્ઞા કરનારને પડવાપણું ન જ રહે એવો કોઈ ઉપાય આજ લગી જગતમાં જણાયો નથી, જણાવાનો નથી. અને એ વસ્તુસ્થિતિ યોગ્ય છે. એમ ન હોય તો સત્યની અને સત્યને લગતા બીજા યમાદિની જે ભારે કિંમત અંકાયેલી છે, એ કિંમત રહે જ નહિ. સામાન્ય જ્ઞાન મેળવવામાં, લાખ દસ લાખ રૂપિયા એકઠા કરવામાં માણસને ભારે પ્રયત્ન કરવો પડે છે. ઉત્તર ધ્રુવ જેવી નજીવી વસ્તુનાં દર્શન કરવાને અર્થે અનેક મનુષ્યો પોતાના દેહને જોખમમાં મૂકતાં ડરતા નથી, તો રાગદ્વેષાદિ મહારિપુઓને જીતવાને અર્થે આ બધા પ્રયત્નો કરતાં હજાર ગણો પ્રયત્ન કરવો પડે તેમાં શાને નવાઈ લાગે અથવા ક્ષોભ થાય ? એવી અમર જીત મેળવવાને સારુ તો પ્રયત્ન કરવામાં જ સફળતા રહેલી છે. પ્રયત્ન એ જ જીત છે. ઉત્તર ધ્રુવનાં દર્શન ન

થાય એટલે બધું ગયું એમ ગણાય, પણ રાગદ્વેષાદિને જીતવા જીવતાં જેટલા પ્રયત્નો થયા તેટલા આપણે આગળ વધ્યા જ ગણાઈએ. એટલે આવી વસ્તુના પ્રયત્નમાં યત્કિંચિત્ કરેલું પણ નિષ્ફળ નથી જતું એવો ભગવાનનો કોલ છે.

તેથી આ વિદ્યાર્થીને હું તો એટલું જ આશ્વાસન આપી શકું કે તેણે પ્રયત્ન કરતાં મુદ્દલ હારવું જ નહિ, પ્રતિજ્ઞાને છોડવી જ નહિ, અશક્ય શબ્દને પોતાના શબ્દકોષમાંથી કાઢી નાખવો, પ્રતિજ્ઞાનું સ્મરણ ભુલાય તો પ્રાયશ્ચિત્ત કરવું, તેનું ફરી સ્મરણ કરવું, જ્યાં ભુલાય ત્યાંથી ફરી ગણવું અને મનમાં દૃઢ વિશ્વાસ રાખવો કે છેવટની જીત તો તેની જ છે. કોઈ પણ જ્ઞાનીએ હજી સુધી આપણી પાસે એવો અનુભવ નથી વર્ણવ્યો કે અસત્યનો કોઈ કાળે જય થયો છે, પણ બધાએ એકમત થઈને પોકારી પોકારીને આપણી પાસે પોતાના અનુભવ રજૂ કર્યા છે કે અંતે સત્યનો જ જય છે. એ અનુભવોનું સ્મરણ કરી, શુભ કાર્ય કરતાં કોઈ સંકોચ ન ખાય, શુભ પ્રતિજ્ઞા કરતાં કોઈ ન ડરે. પં. રામભજદત્ત ચૌધરી એક પંજાબી કાવ્ય મૂકી ગયા છે તેનું ધ્રુવપદ આ છે:

'કદી નહિ હારના ભાવે સાડી જાન જાવે.

તા. ૧–૮–'૨૬

## ૨૪. વ્રતની આવશ્યકતા

['મંગળપ્રભાત'માંથી એક પ્રકરણ. —પ્રકાશક]

વ્રતના મહત્ત્વ વિષે હું છૂટુંછવાયું આ લેખમાળામાં લખી ગયો હોઈશ. પણ વ્રતો જીવન બાંધવાને સારુ કેટલાં આવશ્યક છે એ વિચારવું યોગ્ય લાગે છે. વ્રતો વિષે લખી ગયો એટલે હવે તે વ્રતોની આવશ્યકતા વિચારીએ.

એવો એક સંપ્રદાય, અને તે પ્રબળ છે, જે કહે છે: 'અમુક નિયમોનું પાલન કરવું ઉચિત છે, પણ તે વિષે વ્રત લેવાની આવશ્યકતા નથી, એટલું જ નહિ પણ તે મનની નબળાઈ સૂચવે છે અને હાનિકારક પણ હોય. વળી વ્રત લીધા પછી એવો નિયમ અગવડરૂપ લાગે, અથવા પાપરૂપ લાગે તોયે તેને વળગી રહેવું પડે એ તો અસહ્ય છે.' તેઓ કહે છે: 'દાખલા તરીકે દારૂ ન પીવો સારું છે તેથી ન પીવો, પણ કોઈ વાર પિવાયો તો શું થયું? દવા તરીકે તે પીવો જ જોઈએ. એટલે તે ન પીવાનું વ્રત એ તો ગળે હાંસડી ઘાલ્યા જેવું થાય. અને જેમ દારૂનું તેમ બીજી બાબતમાં. અસત્ય પણ ભલાને સારુ કાં ન કહીએ?' મને આ દલીલોમાં વજૂદ લાગતું નથી. વ્રત એટલે અડગ નિશ્ચય. અગવડોને ઓળંગી જવા સારુ તો વ્રતોની આવશ્યકતા છે. અગવડ સહન કરે છતાં તૂટે નહિ તે જ અડગ નિશ્ચય ગણાય. એવા નિશ્ચય વિના માણસ ઉત્તરોત્તર ચડી જ ન શકે એમ આખા જગતનો અનુભવ સાક્ષી પૂરે છે. જે પાપરૂપ હોય તેનો નિશ્ચય એ વ્રત ન કહેવાય. એ રાક્ષસી વૃત્તિ છે. અને અમુક નિશ્ચય જે પુણ્યરૂપે જણાયો હોય તે આખરે પાપરૂપ સિદ્ધ થાય, તો તે છોડવાનો ધર્મ અવશ્ય પ્રાપ્ત થાય છે. પણ એવી વસ્તુને વિષે વ્રત કોઈ લેતું નથી, લેવું જોઈએ નહિ. જે સર્વમાન્ય ધર્મ ગણાયો છે, પણ જે આચરવાની આપણને ટેવ નથી પડી, તેને વિષે વ્રત હોય. ઉપરના દૃષ્ટાંતમાં તો પાપનો આભાસમાત્ર હોય. સત્ય કહેતાં કોઈને હાનિ થઈ જશે તો? એવો વિચાર સત્યવાદી કરવા ન બેસે. સત્યથી આ જગતમાં કોઈને હાનિ થતી નથી ને થવાની નથી, એવો પોતે વિશ્વાસ રાખે. તેમ જ મદ્યપાનને વિષે. કાં તો એ વ્રતમાં દવા તરીકે અપવાદ મૂક્યો હોય, અથવા ન મૂક્યો હોય તો શરીરનું જોખમ વહોરવાનો વ્રતની પાછળ નિશ્ચય હોય.

દવા તરીકે પણ દારૂ ન પીવાથી દેહ જાય તોયે શું! દારૂ લેવાથી દેહ રહેશે જ એવો પટ્ટો કોણ લખાવી શકે છે? અને તે ક્ષણે દેહ નભ્યો ને બીજી જ ક્ષણે કોઈ બીજા કારણસર જાય તેનું જોખમ કોને માથે? અને એથી ઊલટું, દેહ જતાં છતાં પણ દારૂ ન લેવાના દૃષ્ટાંતની ચમત્કારિક અસર દારૂની બદીમાં ફસાયેલાં મનુષ્યો ઉપર થાય, એ જગતને કેટલો બધો લાભ છે? દેહ જાઓ અથવા રહો, મારે તો ધર્મ પાળવો જ છે એ ભવ્ય નિશ્ચય કરનાર જ ઈશ્વરની ઝાંખી કોઈ કાળે કરી શકે છે. વ્રત લેવું એ નબળાઈસૂચક નથી પણ બળસૂચક છે. અમુક વસ્તુ કરવી ઉચિત છે તો પછી કરવી જ એનું નામ વ્રત, અને એમાં બળ છે. પછી આને વ્રત ન કહેતાં બીજે નામે ઓળખો તેની હરકત નથી. પણ 'બનશે ત્યાં લગી કરીશ' એમ કહેનાર પોતાની નબળાઈનું અથવા અભિમાનનું દર્શન કરાવે છે; ભલે તેને પોતે નમ્રતાને નામે ઓળખાવે. એમાં નમ્રતાની ગંધ સરખીયે નથી. 'બને ત્યાં સુધી' વચન શુભ નિશ્ચયોમાં ઝેરસમાન છે એમ મેં તો મારા પોતાના જીવનમાં અને ઘણાંઓનાં જીવનમાં જોયું છે. 'બને ત્યાં સુધી' કરવું એટલે પહેલી અગવડે પડી જવું. 'સત્ય બને ત્યાં સુધી પાળીશ' એ વાક્યનો અર્થ જ નથી. વેપારમાં કોઈ બને ત્યાં સુધી અમુક તારીખે અમુક રકમ ભરવાની ચિઠ્ઠીનો ક્યાંયે ચેક કે હૂંડીરૂપે સ્વીકાર નહિ થાય. તેમ જ બને ત્યાં લગી સત્ય પાળનારની હૂંડી ઈશ્વરની દુકાને વટાવી નહિ શકાય.

ઈશ્વર પોતે નિશ્ચયની, વ્રતની સંપૂર્ણ મૂર્તિ છે. એના કાયદામાંથી એક અણુ પણ ફરે તો એ ઈશ્વર મટે. સૂર્ય મહાવ્રતધારી છે, તેથી જગતનો કાળ નિર્માણ થાય છે ને શુદ્ધ પંચાંગો રચી શકાય છે. તેણે એવી શાખ પાડી છે કે તે હમેશાં ઊગ્યો છે ને હમેશાં ઊગ્યાં કરશે, ને તેથી જ

આપણે આપણને સુરક્ષિત માનીએ છીએ. વેપાર માત્રનો આધાર એકટેક ઉપર રહ્યો છે. વેપારીઓ એક બીજા પ્રત્યે બંધાય નહિ તો વેપાર ચાલે જ નહિ. આમ વ્રત સર્વવ્યાપક વસ્તુ જોવામાં આવે છે. તો પછી જ્યારે આપણે પોતાનું જીવન બાંધવાનો પ્રશ્ન ઊઠે, ઈશ્વરદર્શન કરવાનો પ્રશ્ન રહ્યો છે, ત્યાં વ્રત વિના કેમ ચાલી શકે ? તેથી વ્રતની આવશ્યકતા વિષે આપણાં મનમાં કદી શંકા ન જ ઊઠો.

તા. ૧૪–૧૦–'૩૦

## ૨૫. ગુરુની શોધમાં

આત્મકથાના બીજા ભાગના પહેલા પ્રકરણમાં મેં લખ્યું હતું કે મને હજી કોઈ ગુરુ મળ્યા નથી. આને લીધે હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તી અનેક સજ્જનોએ મને ગુરુ કેમ મળે તે બતાવનારા લાંબા કાગળો લખ્યા છે. રોજ કાગળો આવ્યે જાય છે. કેટલાક મને ફલાણે ઠેકાણે જાઉં તો ફલાણા ગુરુ મળે એમ લખે છે. કેટલાક અમુક ગ્રંથો વાંચવાની ભલામણ કરે છે. આ બધા ભાઈઓ મારા શ્રેયને વિષે આટલી ચિંતા કરે છે તે માટે હું તેમનો સૌનો આભારી છું. પણ હું તેમને અને સૌને કહી દઉં કે મારી મુશ્કેલી એ તાત્ત્વિક છે. પણ તેની મને કશી ચિંતા નથી. એ તાત્ત્વિક છે કારણ મારી ગુરુની કલ્પના સામાન્ય કરતાં જુદી છે. મને તો પૂર્ણ પુરુષ વિના સંતોષ થાય એમ નથી. હું તો એવા ગુરુની શોધમાં છું, કે જે દેહવાળા હોવા છતાં નિત્ય અવ્યય, નિર્વિકાર, અને નિર્દ્વંદ્વ હોય, જે મૂર્તિમંત સત્ય અને અહિંસા હોય, અને એટલા કારણે જેનાથી 'લોકને ઉદ્વેગ ન હોય, અને જેને લોકથી કશો ઉદ્વેગ ન હોય.' હવે સૌને પોતપોતાની

લાયકાત પ્રમાણે અને પોતપોતાના પુરુષાર્થ પ્રમાણે ગુરુ મળી રહે છે. એટલે મારે જે ગુરુ જોઈએ છે તે મેળવવાની મુશ્કેલી દેખીતી છે. પણ તેની મને ચિંતા નથી. કારણ મેં ઉપર કહ્યું તેમાંથી ફલિત થાય છે કે મને મારા ગુરુનાં સાક્ષાત્ દર્શન થાય તે પહેલાં મારે નિર્દોષ, નિર્વિકાર થવું જોઈશે. ત્યાં સુધી મારે તેમને કેવળ ભાવથી જ ભજવા જોઈશે. મારી સફલતા મારા અખંડ નમ્ર સત્યપૂર્ણ પુરુષાર્થમાં રહેલી છે. માર્ગ હું જાણું છું. એ સાંકડો અને તલવારની ધાર જેવો દુર્ગમ છે. મને એ પંથે જવામાં આનંદ આવે છે. એમાંથી ક્યારે પણ સ્ખલન થાય છે ત્યારે મને રોવું આવે છે. પણ ઈશ્વરનું અભયવચન છે કે ‘ નહિ કલ્યાણકૃત્ કશ્ચિત્ દુર્ગતિં તાત ગચ્છતિ.’ — કલ્યાણમય પ્રયત્ન કરનારની કદી દુર્ગતિ નથી. એ અભયવચનમાં મારી નિઃશંક શ્રદ્ધા છે; એટલે મારી દુર્બળતાને લીધે મારી હજારો ભૂલ થતી હોય તોપણ, મારી શ્રદ્ધા કદી ઓછી થવાની નથી. અને હું સદાય આશા રાખીશ કે જ્યારે મારા તમામ વિકારો શાંત થઈ તે મારા આત્માને સંપૂર્ણપણે વશ થયા હશે, ત્યારે મને પ્રેમાળ જ્યોતિનાં દર્શન થયા વિના નહિ રહે. જે સજ્જનો મને કાગળો લખી રહ્યા છે તેઓ હવે તો મારી સ્થિતિ સમજશે અને મારી ચિંતા કરતા અટકશે અને મારી સાથે શોધમાં ભળશે એમ આશા રાખું ? બાકી તેમને સાક્ષાત્કાર થઈ ગયો હોય તો જુદી વાત છે.

તા. ૨૦—૬—’૨૬

## ૨૬. સાચો ગુરુ

ગુરુની વ્યાખ્યાવાળી મારી નોંધની પુષ્ટિમાં એક સજ્જન નીચેનો પત્ર લખે છે :

'ગુરુની આપની વ્યાખ્યા વાંચીને મને તો રામદાસ સ્વામીની સુંદર કડીઓ યાદ આવી.

विवेक ऐसा गुरु । चित्ता ऐसा शिष्य चतुरु ।
जीवा ऐसा मित्र उदारु । भुवनत्रयीं मिळेना ॥

(વિવેક જેવો ગુરુવર, ચિત્ત જેવો શિષ્ય ચતુર,
જીવ જેવો મિત્ર ઉદાર, ત્રિભુવનમાં મળે ના.)

રામદાસ સ્વામી તો એમ સ્પષ્ટ કહે છે કે માણસને પોતાની બહાર ગુરુ શોધવા જવાની જરૂર જ નથી. ઈશ્વર-શ્રદ્ધાથી જનિત વિવેક જે માર્ગ બતાવે તે પ્રમાણે ચાલો, એ વિવેકને જ આધીન રહો અને યજ્ઞાર્થે સર્વ પ્રવૃત્તિ કરો. આટલામાં એ મહારાષ્ટ્રીય સાધુએ બધું કહેવાનું કહી દીધું છે.

૨૭-૬-'૨૬

# ૨૭. 'પ્રભુ મોટો કે ગુરુ?'

ઉપરના મથાળા નીચે એક ગૃહસ્થે આ લેખ મોકલ્યો છે:

"કલકત્તાના ગોવિંદભવનની દિલ કંપાવનારી વિગતો સુણી આખો મારવાડી સમાજ ખળભળી ઊઠયો છે. પોતાને સનાતની કહેવડાવનાર જૂના વિચારના મારવાડીઓમાં પણ પુષ્કળ હોહાકાર મચી રહ્યો છે. 'નવજીવન'માં આપે તે સંબંધી એક ટૂંકો લેખ લખી એવો મત દર્શાવ્યો છે કે,

"૧. બહેનોએ મનુષ્યનું સેવનપૂજન છોડી દઈ પરમેશ્વરના પૂજનમાં જ લક્ષ રાખવું.

"૨. વળી સોલનના વિચાર મુજબ કોઈ પણ મનુષ્ય ગમે એટલો ઉચ્ચ કે મહાન મનાતો હોય, તદપિ જ્યાં સુધી તે જીવતો

છે ત્યાં સુધી તે પાર પહોંચેલો ન કહેવાય, માટે જીવતા માણસોનું સેવનપૂજન સ્ત્રીઓ માટે અયોગ્ય છે.

"આપના લેખનો આ ભાવાર્થ મને તો બહુ જ ગમ્યો છે. પરંતુ તેની સામે પહાડ જેવી ધાર્મિક મુશ્કેલીઓ ખડી છે તેનો આપે વિચાર નહિ કર્યો હોય. 'નવજીવન'માં એ બાબત થોડી વધુ ચર્ચાય એવા હેતુથી નીચેના મુદ્દા તરફ હું આપનું લક્ષ ખેચું છું.

"હિંદુધર્મના ઘણા મત—પંથોનો સિદ્ધાંત એવો છે કે મનુષ્ય સીધો પોતે પોતાની મેળે ઈશ્વરને મળી શકતો નથી, માટે આત્મા ને પરમાત્માની એકતા થવા માટે વચ્ચે ત્રીજા માણસની જરૂર છે. એ આત્મા અને પરમાત્માની એકતા કરાવવાનો દાવો કરનાર માણસની પદવી પરમેશ્વરથી પણ બહુ ઊંચી ગણવામાં આવે છે. આખા હિંદમાં પ્રચલિત થયેલો આ દુહો તો આપે સાંભળ્યો હશે:

ગુરુ ગોવિંદ દોનું ખડે, કિનકું લાગું પાય;
બલિહારી ગુરુદેવકી, જિને ગોવિંદ દિયો બતાય.

વળી દાદુ દયાળ નામના ગુજરાતના એક બ્રાહ્મણનો પંજાબમાં પંથ ચાલે છે. એ પંથમાં દાદુ દયાળના શિષ્ય સુંદરદાસ કવિએ રચેલો સુંદરવિલાસ નામનો ગ્રંથ ઘણો જાણીતો છે. એમાં લખ્યું છે:

ગોવિંદ કે કિયે જીવ જાત હૈ રસાતલ મેં;
ગુરુ જો કૃપા કરે તો છૂટે જમફંદ તે.

મતલબ કે પ્રભુએ કરેલા જીવો તો નરકમાં જશે, પણ જેના પર ગુરુએ કૃપા કરી માર્ગ દર્શાવ્યો હશે તે જ તરશે.

"ગોસ્વામી શ્રીતુલસીદાસજી મહારાજની રામાયણમાંથી પણ એક વચન વારંવાર ટાંકી બતાવવામાં આવે છે. તે આ રહ્યું:

મોરે તો મન પ્રભુ અસ વિશ્વાસા,
રામ સે અધિક રામ કર દાસા;

અર્થ ખુલ્લો જ છે કે રામથી પણ રામના દાસ અધિક છે, મોટા છે. વલ્લભી પંથનો સિદ્ધાંત એવો છે કે ગુરુ 'બ્રહ્મસંબંધ' કરે ત્યારે જ ઉદ્ધાર થઈ શકે છે. એ સિવાય ચહાય તેવો નીતિમાન, સદ્‌ગુણી કે ભક્તિયુક્ત હોય, તદપિ તેનો ઉદ્ધાર થતો નથી. વલ્લભાચાર્યને ભગવાન પ્રત્યક્ષ મળ્યા ને કહ્યું: 'તમે જેને શરણ લઈ મને સોંપશો તેને હું તારીશ.' એથી વલ્લભી પંથના ગુરુઓ

પોતાની સેવિકાઓને અને સેવકોને 'બ્રહ્મસંબંધ' કરે છે. વલ્લભાચાર્યે સિદ્ધાંતરહસ્ય નામનું પુસ્તક લખ્યું છે. તેના પહેલા ત્રણ શ્લોકોની મતલબ નીચે પ્રમાણે છે:

"સાક્ષાત્ ભગવાને મને કહ્યું છે તે હું અક્ષરેઅક્ષર જણાવું છું. બ્રહ્મસંબંધ લેવાથી દેહનાં તથા જીવનાં સર્વ પાપ બળીને ભસ્મ થઈ જાય છે. લોકોમાં અને વેદમાં પાંચ મહાપાપ વર્ણવ્યાં છે તે બિલકુલ માનવાં નહિ. બ્રહ્મસંબંધ લીધા સિવાય બીજા કોઈ પણ પ્રકારે સર્વ દોષની નિવૃત્તિ થઈ શકતી નથી.' આ વલ્લભાચાર્ય પ્રભુથી પણ મોટા હતા એવું દર્શાવવાને તેમને મહાપ્રભુજી એવું નામ આપવામાં આવ્યું છે. આ તો માત્ર થોડા જ દાખલા મેં બતાવ્યા, બીજા હજી ઘણા છે. પણ તેને પડતા મૂકી હવે ખુદ ગોવિંદભવનની બાબતમાં જ જણાવું છું. તે એ કે, ગઈ રામનવમી ઉપર કલકત્તાથી ગોવિંદભવનના એક મારવાડી ભક્ત ભક્તિનો પ્રચાર કરવા મુંબઈ પધાર્યા હતા. તેમની જાહેરાત ગુજરાતી પત્રોમાં પણ કરવામાં આવી હતી. કાલબાદેવી રસ્તા પરની એક વાડીમાં તેમનું વ્યાખ્યાન હતું. હું જોવા ગયો ત્યારે એ ભકતના માનમાં ઢોલ, તાંસાં, ઝાલર, ભૂંગળ, ઝાંઝ, નગારાં ને પિપૂડાં કેટલાક માણસો વગાડતા હતા. આશરે ત્રીસ પાંત્રીસ માણસો તો ગુલાબજળ ફૂલદાનીઓમાં ભરી તેમના પર છાંટતા હતા. કોઈ પંખા ચલાવી રહ્યા હતા, અને ફૂલના તો ટોપલેટોપલા ખાલી કરી વરસાવતા હતા. ઘણા માણસોને મેં તે સંબંધી પૂછયું ત્યારે એ સૌ જણે મને એમ જ વાત કરી કે આ મારવાડી બહુ મોટા ભકત છે, તેમને પ્રભુનો સાક્ષાત્કાર થઈ ગયો છે. એ બાબત ચૂંથવી મૂકી દઈ હું આપને પૂછવા ચાહું છું કે આપે બહેનોને મનુષ્યપૂજા તજી પ્રભુ ભજવાની શુભ શીખામણ દીધી, પરંતુ આ સઘળી વાતો આપની દલીલને તોડે છે તેનું શું? પ્રભુ પાસે પહોંચવાનો ને મોક્ષમાર્ગ બતાવવાનો ધંધો કરનાર માણસો આજે પ્રભુથી પણ બહુ મોટા બની પોતાના પગ ભોળા ભાવિકો પાસે પૂજાવી રહ્યા છે. અને તેમનું માહાત્મ્ય તો જૂના ગ્રંથોમાં ઘણું જ ગણાયું છે, એટલે એ તેમના પક્ષમાં એક લાભદાયી બાબત થઈ પડી છે. એટલે એ સંબંધમાં આપ શું કહેવા ઇચ્છો છો તે હું 'નવજીવન' દ્વારા જાણવા ઇચ્છું છું. હું જે સલાહ

માગું છું, એમાંથી ઘણાને લાભ થશે અને તે જાહેર સમાજને બહુ હિતકર નીવડશે.”

મારવાડી ભક્ત વિષે જે લખેલું છે તે હું જાણતો નથી. સિદ્ધાન્તરહસ્ય નામના પુસ્તકમાંથી ત્રણ શ્લોકોની મતલબ લખનારે મોકલી છે તે શ્લોકો પણ મેં જોયા નથી. પણ મજકૂર લેખમાં જે લખ્યું છે તેવી માન્યતા હિંદુધર્મમાં રહેલી છે તેને વિષે શંકા નથી. પ્રાતઃકાળમાં હું પોતે નીચેનો શ્લોક હંમેશાં ગાઉં છું :

गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः ।
गुरुः साक्षात् परब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥

અને ગુરુના માહાત્મ્ય વિષે હિંદુધર્મમાં રહેલી માન્યતાને સારુ સબળ કારણો છે એમ હું માનું છું. તેથી જ ગુરુ શબ્દનો શુદ્ધ અર્થ હું શોધી રહ્યો છું, અને વખતોવખત કહું છું કે હું નિત્ય ગુરુની શોધમાં છું. જે ગુરુમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરનો લય થાય અને જે સાક્ષાત્ પરબ્રહ્મ સમ હોય તે દેહધારી, વિકારી, રોગી મનુષ્ય ન હોય, પણ તેનામાં તો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરની બધી શક્તિ હોય; એટલે કે તે મુખ્યત્વે આપણી કલ્પનામાં જ હોય. અને તે ગુરુ — ઇષ્ટદેવ— કેવળ સત્યની મૂર્તિ પરમાત્મા જ હોય. તેથી ગુરુની શોધ એ પરમાત્માની શોધ બરોબર થઈ. આમ વિચાર કરતાં જે જે વસ્તુઓ લખનારે ટાંકી છે તેનો અર્થ સરળ થઈ જાય છે. જે ગોવિંદને બતાવી શકે તે અવશ્ય ગુરુ થવાને લાયક છે, અને તે ગોવિન્દના કરતાં ભલે મોટો ગણાય. ગોવિન્દના કરેલા જીવો અનેક દુઃખો ભોગવતા આપણે જોઈએ છીએ, પણ જે કોઈ આપણને એ ફંદમાંથી છોડાવી શકે તે સુખેથી ગોવિન્દના કરતાં મોટું પદ લે. તે જ આશય ‘રામ સે અધિક રામ કર દાસા’માં રહેલ છે. આ બધાં મહાવચનોનો આશય એટલો બધો સ્પષ્ટ છે કે જો આપણે તેને સરળ

હૃદયથી તપાસીએ, તો મુદ્દલ પ્રપંચમાં ન ફસાઈએ, અને અનર્થમાં ન પડીએ. દરેક મહાવચનમાં અનિવાર્ય શરત જોડેલી જ હોય છે. જે આપણને રાગદ્વેષાદિથી રહિત કરે, જે આપણને પ્રેમધર્મ શીખવે, જે આપણને ભયમુક્ત કરે, સાદાઈ શીખવે, ગરીબમાં ગરીબની સાથે ઐક્ય સાધવાની બુદ્ધિ આપે એટલું જ નહિ પણ ઐક્ય અનુભવવાનું હૃદયબળ આપે, તે આપણે સારુ અવશ્ય ઈશ્વરથી મોટો છે. એનો અર્થ એમ નથી થયો કે એવો ઈશ્વરનો દાસ એ સ્વતંત્રપણે ઈશ્વર કરતાં મોટો છે. સમુદ્રમાં આપણે પડીએ તો ડૂબી જઈએ, પણ એ જ સમુદ્રમાં દોડી જતી ગંગાના પાણીનો એક લોટો તેના મૂળની પાસેથી જ્યારે આપણે અત્યંત તરસ્યા હોઈએ તે વખતે પી જઈએ, તો એ ગંગાજળ આપણે સારુ સમુદ્રના કરતાંયે અધિક છે. પણ એ જ ગંગાજળ જે ઠેકાણે ગંગા સમુદ્રમાં મળે છે ત્યાંથી લેવા જઈએ, તો તે ઝેર સમાન થઈ પડે છે. એમ જ ગુરુને વિષે સમજવું જોઈએ. જેનામાં દંભ છે, દર્પ છે, જે સેવાનો ભૂખ્યો છે, તેને ગુરુ માની બેસવું એ તો અનેક પ્રકારનાં ગંદાં પાણીઓને સમુદ્ર તરફ ઘસડી જતી ગંગા નદીના ઝેરી પાણીના જેવું સમજવું જોઈએ.

અત્યારે તો ધર્મને નામે આપણે અધર્મ આચરીએ છીએ, સત્યને નામે પાખંડ પોષીએ છીએ, અને જ્ઞાની હોવાનો ડોળ કરીને અનેક પ્રકારની પૂજા ચોરી લઈ પોતે અધોગતિ પામીએ છીએ અને બીજાને સાથે ઘસડીએ છીએ. એવે સમયે કોઈને પણ ગુરુ કરવાની ચોખ્ખી ના પાડવાનો જ ધર્મ પ્રાપ્ત થાય છે. સાચો ગુરુ ન મળે તેથી માટીનું પૂતળું બેસાડીને તેને ગુરુ બનાવવામાં બેવડું પાપ છે. પણ સાચો ગુરુ ન મળે ત્યાં લગી દૃઢતાપૂર્વક ‘ નેતિ ’ ‘ નેતિ ’ કહેવામાં પુણ્ય છે, એટલું જ નહિ પણ તેથી કોઈક દહાડો સાચો ગુરુ મળવાનો પ્રસંગ પણ આવે.

ચાલતા પ્રવાહની સામે થવામાં ઘણી મુસીબતો રહેલી છે એના મને ઘણાયે કડવામીઠા અનુભવો થયેલા છે, અને હજુ થયા કરે છે. પણ તેમાંથી હું એક વસ્તુ શીખ્યો છું કે, જે વસ્તુમાં અનીતિ રહેલી છે, જેનું ખંડન થવું જ જોઈએ, તેનો વિરોધ આપણે એકાકી હોઈએ તોપણ કરવો જ ઘટે છે; અને તે વિરોધ કરતાં, તે સાચો હશે તો તે સફળ થવાનો જ છે, એવો વિશ્વાસ સદૈવ રાખવો ઘટે છે.

જે ભક્ત સ્તુતિનો કે પૂજાનો ભૂખ્યો છે, જેને માન ન મળે તો રિસાઈ જાય છે તે ભક્ત નથી. ભક્તની ખરી સેવા પોતે ભક્ત બનવામાં છે. તેથી આજકાલ ચાલતી મનુષ્ય-પૂજાનો જ્યાં બની શકે ત્યાં હું વિરોધ જ કરું છું અને સહુને વિરોધ કરવા પ્રેરું છું.

તા. ૧૦–૬–'૨૮

## ૨૮. એક વહેમ

એક સંસ્કારી અતિ પવિત્ર માતા લખે છે તેનો સાર આપું છું: "મારો પુત્ર મરી ગયો છે ત્યારથી મેં દૂધઘી છોડ્યાં છે. ભાતદાળ રોટલી છાસ ખાઈને નિર્વાહ કરું છું. સંસાર ફિક્કો લાગે છે, પણ કંઈ ને કંઈ સેવા કરીને વખત ગાળું છું. રામાયણાદિ વાંચું છું, પણ ઊંડે ઊંડે મારા પ્રિય પુત્રનું સ્મરણ પીડ્યા કરે છે."

આ માતાનું શરીર નબળું તો હતું જ પણ હવે બહુ નબળું થયું છે. શરીર નભશે કે નહિ એ પણ કહી ન શકાય. માતાના કાગળનો જેમ સાર ઉપર આપ્યો છે, તેમ તેમને જે જવાબ આપ્યો છે તેનો પણ સાર આપી જાઉં.

પુત્ર મરે કે પતિ મરે તેનો શોક મિથ્યા છે અને અજ્ઞાન છે. આ કેવળ જ્ઞાનવાર્તા સમજીને કાઢી નાખવાની વાત નથી, પણ હૃદયમાં ઉતારીને અમલ કરવાની વાત છે. જ્યાં બધાયને મરવાનું જ છે ત્યાં આજ કે કાલ એવો કાળભેદ જ રહે છે. તેને વિષે શોક શો ? મરે છે માત્ર શરીર; તેનો તો એ સ્વભાવ છે એટલે એમાં નવાઈ નથી. તેમાં રહેલો જીવ તો મરતો જ નથી એ નિશ્ચય છે, જીવનો સ્વભાવ અમરતા છે. આટલું નિશ્ચયપૂર્વક જ્ઞાન હોવા છતાં શોક શાને સારુ ?

પણ શોક તો થશે જ એમ હોય તો શોકનું નિવારણ ઉપવાસ અથવા ખોરાકનો સંકોચ છે શું ? અને તેથી ફાયદો કોને ? મરનારને ? તેમાંયે મરનાર દેહને કે અમર આત્માને ? ખાનાર દેહની રાખ થઈ ગઈ અથવા તેને જંતુઓ ખાઈ રહ્યાં છે. આત્મા તો નથી ખાતો, નથી પીતો, પછી માતા કે પત્ની કેમ ખાવાનો સંકોચ કરે ?

મતલબમાં, સતી સ્ત્રીના કે માતાના ખોરાકસંકોચની સાથે મરનારના દેહને કે આત્માને કશો સંબંધ નથી. દેહમુક્ત આત્માનું કલ્યાણ ઇચ્છનાર, સ્મરણ કાયમ રાખનાર ઉપવાસ કરી તે ઇચ્છા પૂરી નહિ કરી શકે, પણ તેના ગુણોને પોતામાં ગૂંથીને બંને વસ્તુ સાધી શકે, તેની પાછળ જ્ઞાનપૂર્વક દાન કરીને સ્મરણ કાયમ રાખવામાં ફાળો ભરી શકે.

ત્યારે ઉપવાસને, ખોરાકના સંયમને કંઈ સ્થાન નથી ? અહીં તો સ્થાન નથી જ. ખોરાકનો સંયમ અને ઉપવાસ કાં તો આત્મશુદ્ધિને સારુ અમુક મર્યાદામાં થાય, અથવા રોગનિવારણને સારુ હોય. રોગની વાત છોડી દઈશું. આત્મશુદ્ધિને અર્થે સ્વાદેંદ્રિયનો સંયમ છે. એટલે ખોરાકસંયમ કે ઉપવાસને આ મર્યાદા છે. ખોટું બોલ્યાનું પ્રાયશ્ચિત્ત ઉપવાસ નથી, તેનું પ્રાયશ્ચિત્ત સાચું જ બોલવાનું વ્રત છે, ખોટું

બોલવાને સારુ જે લાલચો ઊભી થઈ હોય તેનો ત્યાગ છે. પણ રસના વશ ન રહેતી હોય તેને સારુ ઉપવાસ હોય, ખોરાકસંયમ હોય. જેણે સર્વ સ્વાદને જીત્યા છે તે કેવળ દેહભાડા પૂરતું જ જમે છે. તેને ખાવાની વસ્તુ ગણીગાંઠી હોય, તેની માત્રા પણ માપેલી જ હોય. એવાં સ્ત્રીપુરુષ અન્નફળ ઔષધ રૂપે જ લે છે. એવાં વધારે ત્યાગ કરે તો પાપ કરે. કેમ કે ઔષધરૂપે જમનાર ન જમે એટલે શરીર ક્ષીણ થાય. શરીર સેવાનું સાધન છે. એ સાધનને ક્ષીણ કરે તે ચોરી કરે છે. આવા કરોડમાં કોઈક જ હોય છે. આ દૃષ્ટાંત લેવાનું તાત્પર્ય અર્થ સમજાવવા પૂરતું છે.

આપણે પ્રાકૃત દેહધારી રોજ સ્વાદ કરીએ છીએ. તેને ઉપવાસ કરવાના હોય જ, અન્નસંયમ હોય. પણ તે સ્વાદ મારવાને ખાતર જ એ ક્રિયાઓ કરે. મરનાર પાછળ કે એવી જાતનાં બીજાં બહાનાંથી કરે તો તેમાં આત્મવંચના છે, અને તેમાં પાપ પણ હોય.

તા. ૭–૬–'૩૧

## ૨૯. ભક્તિને નામે ભોગ

શ્રી. જયદયાલજી ગોયનકાના પ્રયાસથી આજકાલ મારવાડી સમાજમાં ભક્તિરસ ઉત્પન્ન કરવાનો પ્રયાસ ચાલી રહ્યો છે. તેને અંગે ભજનમંડળીઓ સ્થપાઈ છે ને ભજન-ભવનો પણ ચાલે છે. આવું એક ભવન કલકત્તામાં ગોવિંદ-ભવનને નામે નીકળ્યું છે. તેમાં શ્રી. જયદયાલજીની પ્રેરણાથી એક ભાઈને મૂકવામાં આવ્યા હતા. તેમણે ભક્તિને નામે વિષયભોગ ભોગવ્યા. તેમણે સ્ત્રીઓની પાસેથી પૂજા અંગીકાર કરી, તેમને સ્ત્રીઓ ભગવાન ગણી પૂજવા લાગી, તેમણે

સ્ત્રીઓને પોતાનું જૂઠું ખવરાવ્યું ને વ્યભિચારમાં ઉતારી. ભોળી સ્ત્રીઓએ માની લીધું કે 'આત્મજ્ઞાની'ની સાથેનો શરીરસંગ વ્યભિચાર ન ગણાય.

આ બનાવ દુઃખદાયક છે, પણ મને તેથી આશ્ચર્ય નથી થતું. ભક્તિને નામે વિષયભોગ ભોગવાતા ચોમેર જોવામાં આવે છે. અને જ્યાં લગી ભક્તિનું રહસ્ય સમજવામાં નથી આવ્યું, ત્યાં લગી ધર્મને નામે ધાડ જ પડે એમાં નવાઈ શી? જો બગભગતોમાંથી અનિષ્ટ પરિણામો ન નીપજે તો આશ્ચર્ય ગણાય.

રામનામનો, દ્વાદશમંત્રનો હું પૂજારી છું, પણ મારી પૂજા આંધળી નથી. જેનામાં સત્ય છે, તેને રામનામ નૌકારૂપ છે. પણ જે ઢોંગથી રામનામ ઉચ્ચારે છે, તેનો ઉદ્ધાર રામનામથી થાય એવુ હું માનતો નથી. અજામિલ ઇત્યાદિનાં દૃષ્ટાંતો આપવામાં આવે છે તે કાવ્યો છે અને તેમાંય રહસ્ય છે. તેમને વિષે શુદ્ધ ભાવનાનું આરોપણ છે. 'રામનામથી મારા વિષયો શાંત થશે,' એમ માનનારને રામનામ ફળે, તારે. 'રામને નામે હું મારા કામોને પોષું,' એમ વિચારી જે ઢોંગી રામનામનું ઉચ્ચારણ કરે છે, તે તરતો નથી, તે ડૂબે છે —

'જૈસી જીસકી ભાવના ઐસી ઉસકો હોય.'

ભક્તજનોએ બે વાત વિચારવા યોગ્ય છે.

એક, ભક્તિ એટલે નામઉચ્ચારણ જ નહિ, પણ તેની સાથે રહેલું સતત યજ્ઞકાર્ય. આજકાલ એવી માન્યતા જોવામાં આવે છે કે સંસારી કામને ધર્મ કે ભક્તિની સાથે કશો સંબંધ નથી. આ અસત્ય છે. સત્ય તો એ છે કે આ જગતનાં સર્વ કાર્યોને ધર્મઅધર્મની સાથે સંબંધ છે. એક સુતાર કેવળ દ્રવ્ય એકઠું કરવા સારુ સુતારી કરે છે, તેમાં લાકડાની ચોરી કરે છે ને કામ બગાડે છે. આ અધર્મ થયો.

બીજો સુતાર પરોપકારાર્થે—માનો કે દરદીને સારુ ખાટલો બનાવે છે, તેમાં ચોરી નથી કરતો ને પોતાની બધી શક્તિનો ઉપયોગ કરે છે, અને ખાટલો બનાવતો રામનામ લે છે. આ ધર્માર્થે થયેલું કામ છે. આ સુતાર ખરો રામભક્ત છે. ત્રીજો રામનામ લેવાને નિમિત્તે જાણી જોઈને કે અજ્ઞાનથી સુતારી ધંધો છોડી બેસે છે, પોતાને સારુ ને છોકરાંને સારુ ભિક્ષા માગે છે, દરદીને સારુ કંઈ બનાવવું હોય તોપણ કહેશે: 'મારે તો રામ સાચા. હું ન જાણું દરદીને, ન જાણું સુખીને.' આ અજ્ઞાનકૂપમાં પડેલો પામર પ્રાણી છે.

મનુષ્ય ભગવાનને વાચાથી જ નથી ભજતો, પણ વાચાથી, મનથી ને કાયાથી ભજે છે. ત્રણમાંથી એક પણ ન હોય તો તે ભક્તિ નથી. ત્રણેનો મેળ રસાયણી મેળવણ જેવો છે. રસાયણી મેળવણમાં એક પણ વસ્તુ તેની માત્રામાં ન હોય, તો તો જે વસ્તુ બનાવવાની હોય છે તે બનતી જ નથી. આજના ભક્તો વાણીના વિલાસમાં ભક્તિની પરિસીમા સમજતા જોવામાં આવે છે, ને તેથી છેવટે ભક્ત મટી ભ્રષ્ટાચારી થાય છે ને બીજાને ભ્રષ્ટ કરે છે.

બીજું, આકૃતિવાળો મનુષ્ય ભગવાનને કઈ રીતે ને ક્યાં ભજે? ભગવાન તો સર્વ સ્થળે છે. તેથી તેને ભજવાનું સારામાં સારું ને સમજી શકાય તેવું સ્થાન પ્રાણીમાત્ર છે. પ્રાણીમાત્રમાં જે દુ:ખી છે, જે અપંગ છે, જે નિરાધાર છે, તેની સેવા તે ભગવદ્‌ભક્તિ છે. રામનામ ઉચ્ચારણ પણ તે શીખવાને અર્થે હોય. રામનામ જો આમ સેવામાં ન પરિણમે તો તે નિરર્થક છે ને બંધનરૂપ થાય, જેમ ગોવિંદભવનના ભાઈને વિષે થયું.

આ દૃષ્ટાંત પરથી ભક્તમાત્ર ચેતે.

હવે બહેનોને બે બોલ. જે પુરુષ પોતાની પૂજા કરાવે છે તે તો ભ્રષ્ટ થાય જ છે; પણ બહેનો કાં ભ્રષ્ટ થાય? જો

બહેનોને મનુષ્યની પૂજા જ કરવી છે, તો કાં આદર્શોની પૂજા ન કરે? વળી જીવતાની પૂજા શાને સારુ? જ્ઞાની સોલનનું વાક્ય હૃદયમાં કોતરવા યોગ્ય છે: 'કોઈ પણ મનુષ્ય જીવતો છતો સારો છે એમ ન કહી શકાય.' આજે સારા તો કાલે નઠારા થયા છે. વળી દંભીને તો આપણે ઓળખી જ નથી શકતા. તેથી જ પૂજા કેવળ ભગવાનની હોય. મનુષ્યની પૂજા કરવી જ જોઈએ તો તેના મૃત્યુ પછી જ હોય. કેમ કે પછી આપણે તેના ગુણની જ પૂજા કરીએ છીએ, તેની આકૃતિની નહિ. પુરુષોએ આ વાત ભોળી બહેનોને આગ્રહ અને વિનયપૂર્વક ફરીફરીને બતાવવાની આવશ્યકતા છે.

તા. ૬-૫-'૨૮

## ૩૦. કેટલાક ધાર્મિક પ્રશ્નો

એક ભાઈએ કેટલાક ધાર્મિક પ્રશ્નો પૂછ્યા છે. એવી જાતના પ્રશ્નો ઘણી વેળા પુછાયા કરે છે. એવા પ્રશ્નોના ઉત્તરો હમેશાં આપવામાં કંઈક સંકોચ રહ્યા કરે છે. પણ એવા પ્રશ્નો ઉપર વિચાર કર્યો છે, નિર્ણય કર્યો છે, તે છતાં તેના ઉત્તર ન આપવા એ યોગ્ય નથી જણાતું, તેથી નીચેના પ્રશ્નોનો ઉત્તર યથામતિ, યથાશક્તિ આપું છું.

"પ્રાચીન સમયમાં થતા યજ્ઞ વિષે આપના શા વિચાર છે? એથી હવાશુદ્ધિ થાય છે કે નહિ? હાલ એવા યજ્ઞનું સ્થાન છે? કેટલીક સંસ્થાઓ યજ્ઞનો પુનરુદ્ધાર કરે છે, એથી શું લાભ હશે?"

યજ્ઞ શબ્દ સુંદર છે, શક્તિવાન છે. તેથી જેમ જ્ઞાન અને અનુભવ વધે તેમ, અથવા યુગ બદલાય તેમ તેનો અર્થ પણ વિસ્તરી શકે છે અને બદલાઈ શકે છે. યજ્ઞનો અર્થ

પૂજન, બલિદાન, પારમાર્થિક કર્મ એમ થઈ શકે. આ અર્થમાં યજ્ઞનો હમેશાં પુનરુદ્ધાર ઘટે છે. પણ જે જુદા જુદા યજ્ઞ અથવા જે જુદી જુદી ક્રિયાઓ યજ્ઞને નામે શાસ્ત્રોની અંદર વર્ણવાયેલી છે, તેનો પુનરુદ્ધાર ઇષ્ટ નથી અને શક્ય પણ નથી. કેટલીક ક્રિયાઓ હાનિકારક છે. એ ક્રિયાઓનો જે અર્થ આજે કરવામાં આવે છે, તે વૈદિક કાળમાં હશે કે નહિ એ વિષે પણ શંકા છે. શંકાને સ્થાન હોય કે નહિ, પણ આજે એમાંની કેટલીક ક્રિયાઓ આપણી બુદ્ધિ અને નીતિ કબૂલ ન કરી શકે એવી છે. શાસ્ત્રજ્ઞો એમ કહે છે કે પૂર્વે નરમેધ કરતા. એ આજે સંભવે? અશ્વમેધ કોઈ કરવા બેસે તો એ ક્રિયા હાસ્યજનક લાગે. યજ્ઞથી હવાશુદ્ધિ થાય છે કે નહિ એ વિચારની ખટપટમાં પડવું અનાવશ્યક છે, કેમ કે હવાની શુદ્ધિ જેવું નજીવું ફળ ઊપજી શકે છે કે નહિ એ વિચાર ધાર્મિક ક્રિયાને અંગે કરવાપણું ન હોય. અને હવાની શુદ્ધિને અર્થે તો આજે ભૌતિકશાસ્ત્રનું આધુનિક જ્ઞાન આપણને સારી મદદ આપી શકે છે. શાસ્ત્રોના સિદ્ધાંતો એક વસ્તુ છે, અને સિદ્ધાંત ઉપર રચાયેલી ક્રિયાઓ બીજી વસ્તુ છે. સિદ્ધાંત સર્વ કાળે, સર્વ સ્થળે એક જ હોય. ક્રિયાઓ કાળે કાળે અને સ્થળે સ્થળે બદલાયાં કરે.

"સાધારણ રીતે આપણામાં એમ કહેવાય છે, કે મનુષ્ય અવતાર ફરી ફરી નહિ મળે, માટે પ્રભુભજન કરો. આ મનુષ્યજન્મ ચૂકશો તો લખચોરાસી ફરવી પડશે. આ ઘટનામાં શું સત્ય છે? કબીર પણ એક ભજનમાં કહે છે:—(ભજનની છેલ્લી કડી) 'કહે કબીર ચેત અજ હૂં નહિ, ફીર ચૌરાસી જાઈ, પાય જન્મ શૂકર કૂકરકો ભોગેગા દુઃખ ભાઈ.' આમાં શું રહસ્ય લેવા લાયક છે?"

આ વાત હું અક્ષરશઃ માનનારો છું. ઘણી યોનિમાં ભટકીને મનુષ્યજન્મ મળી શકે છે, અને મોક્ષ અથવા દ્વંદ્વાદિમાંથી સર્વથા મુક્તિ મનુષ્યદેહની મારફતે જ મળી શકે છે. જો આત્મા અંતે એક જ હોય, તો અનેક આત્મારૂપે તેનું

અસંખ્ય યોનિઓમાં ભટકવું અશક્ય અથવા તો આશ્ચર્યકારક લાગવું ન જોઈએ. એ વસ્તુને બુદ્ધિ પણ સ્વીકારે છે, અને કેટલાંક તેમના પૂર્વજન્મનું સ્મરણ પણ પામી શકે છે.

"પ્રાણાયામથી સમાધિ સુધી જનારો યોગી, ને ઇન્દ્રિયસંયમી આ બે મનુષ્યોમાં કયો મનુષ્ય પોતાના આત્માનું કલ્યાણ વધારે કરતો હશે?"

આ પ્રશ્નમાં સંયમ અને યોગ એ વિરોધી વસ્તુઓ કલ્પાયેલી છે. હકીકતમાં એક એ બીજાનું કારણ છે, અથવા એક એ બીજાની પૂરણી છે. સંયમ વગરની સમાધિ એ કુંભકર્ણની નિદ્રા છે, અને સમાધિ વિના સંયમ મુશ્કેલ છે. અહીં સમાધિનો અર્થ વ્યાપક લેવો, હઠયોગીની સમાધિ જ નહિ. હઠયોગીની સમાધિ ઇંદ્રિયસંયમને સારુ આવશ્યક છે એવુંયે નથી. એ સમાધિ ભલે મદદગાર હોઈ શકે, પણ અત્યારે તો સામાન્ય સમાધિ જ ઇષ્ટ છે. સામાન્ય સમાધિ એટલે ધારેલી વસ્તુને વિષે તન્મય થવાની શક્તિ. ઇંદ્રિયસંયમ વિના યોગની સાધનાઓ નિરર્થક છે એટલું ભુલાવું ન જોઈએ.

"સ્વાશ્રયી માણસ પોતાનું અનાજ પોતે ખેતી કરી ઉત્પન્ન કરે, ખેતીમાં જરૂરી હથિયારો હળ વગેરે પણ પોતે બનાવે, સુતારકામ પણ પોતે કરે, લૂગડાં પણ પોતે બનાવે, રહેવાનું ઘર પણ પોતે બનાવે, ટૂંકમાં પોતાને જે ચીજોની જરૂર પડે તે પોતે જ બનાવે. પોતાની જરૂરિયાત માટે બીજાને રોકે નહિ. આવું સ્વાશ્રયી કરે, તો તે યોગ્ય કે અયોગ્ય છે? સ્વાશ્રયની આપે કેવી વ્યાખ્યા કરી છે?"

સ્વાશ્રય એટલે કોઈની પણ મદદ વિના ટટાર ઊભા રહેવાની શક્તિ. આનો અર્થ એવો નથી કે બીજાની મદદને વિષે બેદરકાર રહેવું અથવા તેનો ત્યાગ કરવો અથવા તે ન ઇચ્છવી કે ન માગવી. પણ ઇચ્છતાં છતાં, માગ્યાં છતાં મદદ ન મળે તોયે જે મનુષ્ય સ્વસ્થ રહી શકે, સ્વમાન જાળવી

શકે, એ સ્વાશ્રયી છે. જે ખેડૂત બીજી મદદ મળી શકે તે છતાં પોતે જાતે ખેડે, વાવેલણે, ખેતીનાં ઓજાર પોતે બનાવે, પોતાનાં કપડાં પોતે જ કાંતે, વણે, સીવે, પોતાનું અનાજ પોતે જ પકવે, અને ઘર પણ પોતે જ ચણે એ કાં તો બેવકૂફ હોય, કાં તો અભિમાની હોય અથવા તો જંગલી હોય. સ્વાશ્રયમાં શરીરયજ્ઞ આવી જ જાય છે. એટલે કે દરેક મનુષ્યે આજીવિકા પૂરતી શારીરિક મહેનત કરવી જોઈએ. તેથી જે માણસ આઠ કલાક સુધી ખેતીમાં કામ કરે છે, તેને વણકરની, સુતારની, લુહારની, કડિયાની મદદ લેવાનો અધિકાર છે. તે મદદ લેવાનો તેનો ધર્મ છે, અને તે મદદ તેને સહેજે મળી રહે છે. અને સુતાર લુહારાદિ કારીગરો ખેડૂતની મહેનતને લઈને અનાજાદિ મેળવી શકે છે. જે આંખ હાથની મદદ વિના ચલાવવાનો ઇરાદો કરે તે આંખ સ્વાશ્રયી નથી, પણ અભિમાની છે. અને જેમ આપણા શરીરને વિષે આપણાં અવયવો છે તે પોતપોતાના કાર્ય પરત્વે સ્વાશ્રયી છે, અને સ્વાશ્રયી રહેતાં છતાં એકબીજાને સહાય કરવાથી પરોપકારી છે, તેમ જ એકબીજાની સહાય લેવાને લીધે પરાવલંબી છે, તેમ જ હિંદુસ્તાનરૂપી શરીરનાં આપણે ત્રીસ કોટિ અવયવો છીએ, તેણે પોતપોતાના ક્ષેત્રમાં સ્વાશ્રયી બનવાનો ધર્મ પાળવો જોઈએ અને પોતે રાષ્ટ્રનું અંગ છે એમ સિદ્ધ કરવાને સારુ બીજાઓની જોડે મદદની આપલે કરવી જોઈએ. ત્યારે જ આપણે રાષ્ટ્રને ખીલવ્યું ગણાય અને રાષ્ટ્રવાદી થયા ગણાઈએ.

"આજકાલ લગ્નની ક્રિયા, સંધ્યા, યજ્ઞની ક્રિયા, પ્રભુપ્રાર્થના વગેરે સંસ્કૃત મંત્રોમાં કરાવવામાં આવે છે. કરાવનાર એ મંત્રો બોલે છે. કરનાર એનું રહસ્ય જાણ્યા વગર એમાં જોડાય છે. હાલ સંસ્કૃત માતૃભાષા રહી નથી. ઘણી સંસ્થાઓ (મંડળો) પ્રભુપ્રાર્થના, સંધ્યા, યજ્ઞ વગેરે સંસ્કૃત મંત્રોમાં લોકોને કરવાનું કહે છે. આ

લોકોને તે ભાષાનું જ્ઞાન હોતું નથી, તો તેઓ એકચિત્ત કેમ થાય? વળી સંસ્કૃત ઘણી જ કઠિન ભાષા છે. આથી તેના મંત્રો મોઢે કરવા, ને તેના અર્થો યાદ રાખવા એ એવડી ઉપાધિ હું માનું છું. જે વખતે સંસ્કૃત માતૃભાષા હતી, ત્યારે જનસમાજનું બધું કામ-કાજ એ ભાષા દ્વારા ચાલતું હતું અને એ યોગ્ય જ હતું. હાલ તેવી સ્થિતિ રહી નથી. દરેક પોતાની ક્રિયા પોતાની માતૃભાષામાં કરે એ લાભદાયક છે; પણ હાલ તેથી ઊલટું જ ચાલી રહ્યું છે. જનસમાજમાં ઉપર ગણાવ્યાં તે ધર્મનાં કર્તવ્યો સંસ્કૃતમાં જ કરવામાં આવે છે."

બધી હિંદુ ધાર્મિક ક્રિયામાં સંસ્કૃત હોવું જોઈએ એવો મારો અભિપ્રાય છે. તરજુમો ગમે તેટલો સરસ હોય તો પણ અમુક શબ્દોના ધ્વાનમાં જે રહસ્ય હોય છે તે તરજુમામાં મળતું નથી. વળી, હજારો વર્ષો થયાં જે ભાષા સંસ્કારી બની છે, અને જે ભાષામાં અમુક મંત્રો બોલવામાં આવ્યા છે, તે પ્રાકૃતમાં જ ઉતારવાથી અને તેટલેથી જ સંતુષ્ટ રહેવાથી તેનું ગાંભીર્ય ઓછું થાય છે. પણ દરેક મંત્રનો અને દરેક ક્રિયાનો અર્થ જેને સારુ તે મંત્રો બોલાતા હોય અથવા ક્રિયા થતી હોય, તેઓને તેમની ભાષામાં સમજાવવો જ જોઈએ એ વિષે મારા મનમાં જરા શંકા નથી. મારો એવો પણ અભિપ્રાય છે કે કોઈ પણ હિંદુની કેળવણી જ્યાં સુધી તેને સંસ્કૃત ભાષાનાં મૂળતત્ત્વોનું જ્ઞાન આપવામાં ન આવે ત્યાં સુધી અધૂરી જ છે. સંસ્કૃતના અહોળા પ્રમાણના જ્ઞાન વિના હિંદુધર્મની હસ્તી જ મારાથી કલ્પી શકાતી નથી. ભાષા કઠિન આપણે, આપણા શિક્ષણક્રમે કરી મૂકી છે, વસ્તુતઃ એ કઠિન નથી. પણ જો કઠિન હોય તો ધર્મનું પાલન એથીયે કઠિન છે. એટલે જેને ધર્મનું પાલન કરવું છે, તેને તો એ પાલન કરવાને સારુ જે સાધનો આવશ્યક હોય તે કઠિન છતાં સહેલાં જ લાગવાં જોઈએ.

તા. ૨૮-૩-'૨૬

## ૩૧. અધમ યોનિમાં અવતાર

" 'ધાર્મિક પ્રશ્નો' વાળા* લેખમાં આપે લખ્યું છે કે આત્મા એક જ હોય તો અનેક આત્મારૂપે તેનું અસંખ્ય યોનિમાં ભટકવું અશક્ય ન લેખાવું જોઈએ. તો શું એક જ આત્મા માણસના દેહમાંથી નીકળી પશુયોનિ અગર વનસ્પતિમાં જન્મ લે કે નહિ, એ સ્પષ્ટ જણાવશો ?"

ઉ૦ મારી અવશ્ય માન્યતા છે કે મનુષ્યયોનિમાં જન્મ લીધા પછી આત્માનું પતન પશુ, વનસ્પતિ, ઇત્યાદિ યોનિઓને વિષે પણ થઈ શકે છે.

તા. ૪-૪-'૨૬

---

* જુઓ પાન ૧૧૭.

## ૩૨. શ્રાદ્ધ અને મુક્તિ

"શ્રાદ્ધ વિષે આપનો શો મત ? શ્રાદ્ધ કરીએ એટલે સદ્‌ગતિ થતી હશે ? મરણ બાદ અસ્થિ કોઈ તીર્થસ્થાને લઈ જવામાં આવે છે તેનું શું રહસ્ય હશે ? સગર રાજાના પુત્રોનો ભગીરથે ગંગાજળે ઉદ્ધાર કરેલો તે શું ? અજામિલ પોતાના પુત્રનું નામ રટતાં મૂઓ એટલે શું દીકરામાં મમત્વ રાખવા છતાં કેવળ પુત્રને એક અણધાર્યું નામ આપવાથી ઊગરી જવાય ?"

ઉ૦ શ્રાદ્ધ વિષે હું તટસ્થ છું. એની કાંઈ આધ્યાત્મિક ઉપયોગિતા હોય તો તે હું નથી જાણતો. શ્રાદ્ધથી મરનારની સદ્‌ગતિ થતી હશે એ પણ હું નથી સમજતો. મૃત દેહનાં ફૂલ ગંગાજીમાં પધરાવવાથી એક પ્રકારની ધાર્મિક ભાવના વધતી હશે, તે ઉપરાંત ફાયદો થતો હોય તો તે પણ હું નથી જાણતો.

સગર રાજાની વાત એક રૂપક છે, ઐતિહાસિક નથી, એવો મારો અભિપ્રાય છે. નારાયણ નામ ઉચ્ચારણને વિષે જે વસ્તુ કહેવામાં આવે છે તે શ્રદ્ધા વધારવાને અર્થે છે. એ મંત્રોચ્ચારણનો અર્થ પણ સમજ્યા વિના, પોતાના દીકરાનું નામ નારાયણ હોય તેથી જ, જે માણસ મરતી વેળા નામ લે તેને મુક્તિ મળવી જ જોઈએ, એ વાત મારે ગળે ઊતરે તેમ નથી. પણ જેના હૃદયને વિષે નારાયણ વસે છે અને તેથી જે માણસ તે મંત્ર રટે છે, તેને મોક્ષ અવશ્ય મળે છે.

તા. ૧૫-૪-'૨૬

# ૩૩. ત્રણ મહત્ત્વના પ્રશ્નો

એક સજ્જને અતિ વિનયભાવે ત્રણ પ્રશ્નો હિંદીમાં પૂછ્યા છે. તેમનું હિંદી એવું સરળ છે કે તે પ્રશ્નો હિંદીમાં જ પણ ગુજરાતી લિપિમાં નીચે આપું છું. એ પ્રશ્નો ઉપર લખનારે પોતાના ખુલાસા ટાંક્યા છે તે પણ વિચારવા યોગ્ય છે છતાં સ્થળસંકોચને લીધે તેના ઉતારા અહીં નથી કરતો. પ્રશ્નો આ છે :

(૧) વર્ણભેદ—જન્મજાત—આપ માનતે હૈં. કિન્તુ કિસી આદમી કો કૌનસા ભી કર્મ કરને મેં હર્જ નહીં તથા કિસી ભી આદમી મેં બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યાદિ દ્વિજોં કે ગુણ આ સકતે હૈં યહ ભી આપકી માન્યતા હૈ. ઐસી હાલત મેં વર્ણ કે પદવી કી કયા જરૂરત હૈ? સિર્ફ જન્મ સે નામકા આરોપણ ક્યોં? જન્મ કો ઇતના મહત્ત્વ ક્યોં?

(૨) આપ અદ્વૈતતત્ત્વ માનતે હું ઔર યહ ભી કહતે હૈં કિ સૃષ્ટિ અનાદિ અનંત તથા સત્ય હૈ. અદ્વૈતતત્ત્વ સૃષ્ટિ કે અસ્તિત્વ કા ઇનકાર કરતા હૈ. આપ દ્વૈતી ભી નહીં, ક્યોંકિ આપ જીવાત્મા કે સ્વતંત્ર કર્તૃત્વ પર શ્રદ્ધા રખતે હૈં. ઇસ લિયે ક્યોં આપકો અનેકાંતવાદી યા સ્યાદ્વાદી કહના ઠીક નહીં હૈ?

(૩) આપને કઈ બાર લિખા હૈ કિ ઈશ્વર કે માયને દેહ-વિરહિત, વીતરાગી, સ્વતંત્ર ઔર ઉપાધિરહિત શુદ્ધાત્મા હૈ. અર્થાત્ ઈશ્વર ને સૃષ્ટિ નહીં પૈદા કી ઔર વહ પાપપુણ્ય કા નિકાલ ભી નહીં દેને બૈઠતા. તો ભી આપ ઈશ્વરેચ્છા કી બાત બાર બાર કરતે હી રહતે હૈં. ઉપાધિરહિત ઈશ્વર કો ઇચ્છા કૈસી હો સકતી હૈ ઔર ઉસકી ઇચ્છા કે અધીન આપ કૈસે હો સકતે હૈં? આપકી આત્મા જો કુછ કરને ચાહતી હૈ કર સકતી હૈ. યદિ એકદમ ન કર સકતી હો તો ઉસી આત્માકા પૂર્વસંચિત કર્મ હી ઉસકા કારણ હૈ ન કિ ઈશ્વર. આપ સત્યાગ્રહી હોને કે કારણ, સિર્ફ મૂઢાત્માઓં કો સમઝાને કે લિયે આપ યહ અસત્ય બાત નહીં કરતે હોંગે તો ફિર યહ ઈશ્વરેચ્છા કા દેવવાદ ક્યોં?

૧. વર્ણભેદ માનવામાં હું સૃષ્ટિના નિયમનું સમર્થન કરું છું. જન્મથી જ આપણે માતાપિતાના કેટલાક ગુણદોષો વારસામાં મેળવીએ છીએ. મનુષ્યયોનિમાં મનુષ્ય જ પેદા થાય છે એ જન્મ પ્રમાણેના વર્ણનું સૂચક છે. વળી અમુક અંશે આપણે જન્મથી વહોરેલા ગુણદોષોમાં ફેરફાર કરી શકીએ છીએ તે જોતાં કર્મને પણ સ્થાન છે. એક જન્મારામાં આગલા જન્મનાં ફળને તદ્દન નાબૂદ કરવાં લગભગ અશક્ય છે એ અનુભવની દૃષ્ટિએ બ્રાહ્મણ જન્મેલાને બ્રાહ્મણ માનવામાં દરેક રીતે લાભ છે. વિપરીત કર્મો કરી બ્રાહ્મણ આ જન્મે શૂદ્ર બને પણ જગત તેને બ્રાહ્મણ માન્યાં કરે તેમાં જગતને હાનિ નથી. વર્ણભેદનો અત્યારે ઊલટો અર્થ થાય છે, એ ખરું છે. તેથી તે છિન્નભિન્ન થઈ ગયેલ છે એ પણ ખરું છે, એમ છતાં જે નિયમ હું ડગલે ડગલે સિદ્ધ થતો જોઉં છું, તેનો ઇનકાર કઈ રીતે કરું? ઇનકાર કરું તો હું ઘણી ઉપાધિમાંથી છૂટી શકું એ જોઉં છું. પણ એ તો દુર્બુદ્ધિનો માર્ગ થયો. મેં તો પોકારીને કહ્યું છે કે વર્ણના સ્વીકારમાં હું ઊંચનીચના ભેદનો સ્વીકાર કરતો નથી. સાચો બ્રાહ્મણ તો દાસનો દાસ થઈને રહે. બ્રાહ્મણમાંયે ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર

રહેલા જ છે. માત્ર તેનામાં બ્રાહ્મણગુણ બીજાના કરતાં વિશેષ જોવામાં આવવા જોઈએ. વર્ણ પણ અત્યારે તો કુંભારના ચાક ઉપર ચડેલ છે; તેમાંથી ગોળો ઊતરશે કે ગાગર એ તો કાં દૈવ જાણે કાં બ્રાહ્મણ જાણે.

૨. મને હું અદ્વૈતવાદી માનું છું ખરો પણ દ્વૈતવાદનુંયે સમર્થન કરી શકું છું. સૃષ્ટિમાં પ્રતિક્ષણ પરિવર્તન થાય છે તેથી સૃષ્ટિ અસત્ય — અસ્તિત્વરહિત — કહેવાઈ. પણ પરિવર્તન છતાં તેનું એક એવું રૂપ છે, જેને સ્વરૂપ કહો, તે રૂપે છે એમ પણ જોઈ શકીએ છીએ તેથી તે સત્ય પણ છે. તેથી તેને સત્યાસત્ય કહો તો મને અડચણ નથી. એથી મને અનેકાંતવાદી કે સ્યાદ્વાદી માનવામાં આવે તો બાધ નથી. માત્ર સ્યાદ્વાદ હું જે રીતે ઓળખું છું, તે રીતે માનનારો છું, પંડિતો મનાવવા ઇચ્છે તેમ કદાચ નહિ જ. તેઓ મને વાદમાં ઉતારે તો હું હારી જાઉં. મેં તો મારા અનુભવે જોયું છે કે મારી દૃષ્ટિએ હું હમેશાં સાચો હોઉં છું. અને મારા પ્રામાણિક ટીકાકારની દૃષ્ટિએ હું ઘણી વાર ભૂલેલો ગણાઉં છું. તે તે દૃષ્ટિએ અમે બંને સાચા હોઈએ છીએ એ હું જાણું છું. એ જાણવાથી કોઈને હું સહસા જૂઠો, કપટી વગેરે માની જ નથી શકતો. સાત આંધળાએ હાથીનાં સાત વર્ણન આપ્યાં તે બધા પોતપોતાની દૃષ્ટિએ સાચા હતા, એકબીજાની દૃષ્ટિએ ખોટા હતા ને જ્ઞાનની દૃષ્ટિએ સાચાખોટા હતા. આ અનેકાંતવાદ મને બહુ પ્રિય છે. તેમાંથી હું મુસલમાનની પરીક્ષા મુસલમાનની દૃષ્ટિએ, ખ્રિસ્તીની તેની દૃષ્ટિએ કરતાં શીખ્યો. મારા વિચારોને કોઈ ખોટા ગણે છે ત્યારે મને તેમના અજ્ઞાનને વિષે પૂર્વે રોષ ચડતો. હવે હું તેઓનું દૃષ્ટિબિંદુ તેઓની આંખે જોઈ શકું છું તેથી તેમની ઉપર પણ પ્રેમ કરી શકું છું. કેમકે હું જગતના પ્રેમનો ભૂખ્યો છું. અનેકાંતવાદનું મૂળ અહિંસા અને સત્યનું યુગલ છે.

૩. ઈશ્વરને હું જે રૂપે માનું છું તે રૂપે જ વર્ણવું છું. લોકોને ભોળવીને હું શાને સારુ મારું અધઃપતન કરું? મારે તેઓની પાસેથી કયું ઇનામ લેવું હતું? હું ઈશ્વરને કર્તાઅકર્તા માનું છું. એ પણ મારા સ્યાદ્વાદમાંથી ઉદ્ભવે છે. જૈનની પાટે બેસીને ઈશ્વરનું અકર્તાપણું સિદ્ધ કરું, ને રામાનુજની પાટે બેસીને તેનું કર્તાપણું સિદ્ધ કરું. આપણે બધા અચિંત્યનું ચિંતવન કરીએ છીએ, અવર્ણનીયનું વર્ણન કરીએ છીએ, અજ્ઞેયને જાણવા ઇચ્છીએ છીએ તેથી આપણી ભાષા તોતડી છે, અધૂરી છે ને કેટલીક વેળા વક્ર છે. તેથી જ બ્રહ્મને સારુ વેદે અલૌકિક શબ્દયોજના કરી ને તેને 'નેતિ' વિશેષણથી ઓળખાવ્યો કે તેને ઓળખાવ્યું. પણ જો કે તે 'આ નથી' છતાં તે છે. અસ્તિ, સત્, સત્ય, ૦, ૧, ૧૧...એમ કહેવાય. આપણે છીએ, આપણને પેદા કરનાર માતાપિતા છે, તેને પેદા કરનાર છે...તો પછી સર્વનો પેદા કરનાર માનવામાં પાપ નથી પણ પુણ્ય છે, એમ માનવું ધર્મ છે. એ ન હોય તો આપણે નથી. તેથી જ આપણે બધા એકે અવાજે તેને પરમાત્મા, ઈશ્વર, શિવ, વિષ્ણુ, રામ, અલ્લાહ, ખુદા, દાદા હોરમજ, જીહોવા, ગૉડ ઇત્યાદિ અનેક અને અનંત નામે પોકારીએ છીએ. તે એક છે, બહુ છે; અણુથીયે નાનો, હિમાલયથી મોટો; સમુદ્રના એક બિંદુમાં સમાઈ જાય ને સાત સમુદ્ર મળીને પણ તેને ઝીલી ન શકે એવો ભારે છે. તેને જાણવા સારુ બુદ્ધિવાદ શા કામનો? તે તો બુદ્ધિથી અતીત છે. ઈશ્વરનું અસ્તિત્વ માનવામાં શ્રદ્ધાની આવશ્યકતા છે. મારી બુદ્ધિ અનેક તર્કવિતર્ક કરી શકે. મોટા નાસ્તિકવાદીની સાથે વાદમાં હું હારી જાઉં. તોયે મારી શ્રદ્ધા બુદ્ધિથી એટલી બધી આગળ દોડે છે કે હું આખા જગતના વિરોધની સામે પણ કહું: 'ઈશ્વર છે, છે ને છે જ.'

પણ જેને ઈશ્વરનો ઇન્કાર કરવો હોય, તેને તેમ કરવાનોયે અધિકાર છે. કેમકે તે તો દયાળુ છે, રહીમ છે, રહમાન છે. તે કંઈ માટીનો બનેલો રાજા નથી કે તેને પોતાની આણ કબૂલ કરાવવા સિપાહી રાખવા પડે, તે તો આપણને સ્વતંત્રતા આપતો છતો માત્ર પોતાની દયાના બળથી આપણી પાસે નમન કરાવે છે. પણ આપણામાંના કોઈ નમન ન જ કરે તો કહે છે: "સુખે ન કરો, મારો સૂરજ તો તમારે સારુયે તપશે, મારો મેઘ તમારે સારુયે વરસશે. મારી સત્તા ચલાવવાને સારુ મારે તમારી ઉપર બળાત્કાર વાપરવાની જરૂર જ નથી." એ ઈશ્વરને જે નાદાન હોય તે ભલે ન માને. હું તો કરોડો ડાહ્યામાંનો એક હોઈ તેને સહસ્ર વાર નમસ્કાર કરતો છતો થાકતો જ નથી.

તા. ૧૦–૧–'૨૬

## ૩૪. કેટલાક નૈતિક પ્રશ્નો

જે સજ્જને મ્યુનિસિપાલિટી ઇત્યાદિને લગતી સૂચનાઓ કરી છે તે નીચેના બધા સેવકોને ઉપયોગી એવા પ્રશ્નો પૂછે છે:

"૧. કોઈ પણ વ્રત લેતા પહેલાં કેટલી વસ્તુઓનો વિચાર કરવો જોઈએ કે જેથી ભવિષ્યમાં તેવી સ્થિતિ ઉપસ્થિત થતાં મૂંઝાવું ન પડે? અને ધારો કે પછીથી એ યાદ આવે તો તેનો ઉમેરો કરી શકાય કે કેમ? એક સામાન્ય વ્રતનો દાખલો આપી સમજાવશો?

"૨. પ્રાર્થના કરવાના અમુક ઠરાવેલા વખતના આપ હિમાયતી છો પરંતુ માણસ પોતાના સંજોગો પ્રમાણે રાત્રે સૂતા પહેલાં અને ઊઠીને તુરંત એમ બે વખત રાખે તો તે કંઈ અઘટિત તો નથી ને?

એક વસ્તુ હમેશાં નડે છે, અને તે એ કે પ્રાર્થના કરતાં બહુ જ ઓછી પળો જતી હશે કે જ્યારે ચિત્તની એકાગ્રતા રહેતી હોય. તેને માટે શું કરવું?

"૩. બીજું, રોજનીશી અમુક દિવસ લખાય છે, વળી અમુક દિવસ બંધ પડી જાય છે, અને એમ થાય છે કે રોજ ઊઠીને શું લખવું? અને એમાં એમ લખ્યું હોય કે 'આજે અમુક કારણસર ક્રોધ ચડયો, ફરીથી તેવું ન થવું જોઈએ, સંભાળો.' વળી પાછા અમુક દિવસ ગયા, અને ક્રોધ ચડયો. એમ અનેકવાર ફરીથી સૂચના કરી, પરંતુ એના એ જ રહ્યા હોઈએ તો પછી રોજનીશી કઈ રીતે મદદગાર થાય? જેવું ક્રોધનું તેવું જ કામનું છે. તો પછી કઈ રીતથી રોજનીશી લખવી? શું શું લખવું કે જેથી આપણને તે માર્ગદર્શક થઈ પડે? ઘણા વખતથી રોજનીશી રાખતો આવ્યો છું, પરંતુ યોગ્ય રીતે ન લખાયાને લીધે જેટલા દિવસ ન લખાઈ હોય તે મનમાં ખટકયા કરે છે.

"૪. આપ ઘણી વાર ગીતાની માફક સૂત્રોથી ટૂંકમાં કહી નાંખો છો. પરંતુ ઘણીવાર મારા જેવાને બહુ જ મુશ્કેલી નડે છે. દાખલા તરીકે મારા બીજા પ્રશ્નનો જવાબ ગીતામાંથી શોધું તો, 'અભ્યાસ અને વૈરાગ્ય' એમ મળે; અને આપ પણ એમ જ આપો એમ હું ધારું છું. હવે આપે 'અભ્યાસ'નો અર્થ જરાક વિસ્તારથી કર્યો તો એટલો કર્યો કે 'સત્યની ધાલાવેલી તે અભ્યાસ' ('મંગલ પ્રભાત' પાનું ૪) પણ મારા જેવા માટે તો એ ગીતાના જવાબ જેટલો મુશ્કેલ જવાબ રહ્યો. જેમ કાંતતાં કાંતતાં બહુ તૂટતું હોય, તો આપણે પ્રથમ તો એમ જ કહીએ કે ધીમે ધીમે મહાવરો વધશે એટલે પછી નહી તૂટે; અને સાથે સાથે તૂટવામાં જ્યાં જ્યાં દોષ હોય, ત્યાં ત્યાં બતાવીએ કે આમ કરો, તેમ કરો, આવી પૂણીઓ જોઈએ, આવી ત્રાક જોઈએ, આવી રીતે રેંટિયો ફેરવવો જોઈએ, વગેરે અનેક સૂચનાઓની પરંપરા ગોઠવી આપીએ છીએ, અને પરિણામે કાંતતાં કાંતતાં તૂટતું નથી, અથવા તૂટે તો કાંતનાર મૂંઝાતો નથી, તેવી રીતે ચિત્તને એકાગ્ર કરવાનો માર્ગ અભ્યાસ ખરો, પરંતુ એનાં પગથિયાં કે સાધન શું? તેનો અનુક્રમ કેવી રીતે ગોઠવવો? સો કહે છે

મનને મજબૂત કરવું, દૃઢનિશ્ચયી થવું, પરંતુ કેવી રીતે તે કોઈ બતાવતું નથી.

"(૫) ગીતાના ૧૨મા અધ્યાયના ૧૯મા શ્લોકમાં કહ્યું છે કે 'संतुष्टो येनकेनचित्' એટલે શું? ઈશ્વરે આપણને જે સ્થિતિમાં રાખ્યા હોય તેમાં જ સંતોષ માનવો? આપે જેલમાં સરકારે જેટલી સગવડ આપી એમાં કેમ સંતોષ ન માન્યો? સંતોષ માનવામાં વળી શરતો કે મર્યાદા હોઈ શકે?"

આ પ્રશ્નોના અનુક્રમે આમ જવાબ આપું:

(૧) જે વ્રત લેવું તે સ્પષ્ટ ભાષામાં લખી લેવું જોઈએ. તે વખતે કોઈ સાક્ષી મળી આવે તો તેની સમક્ષ લેવું. ભવિષ્યમાં તેનો અર્થ કડક કરવો ઘટે, મોળો નહિ. તેને હળવું કરવા સારુ રહી ગયેલું લાગે એવું કંઈ ઉમેરાય નહિ. ધારો કે મેં વ્રત લીધું કે 'હું કદી શરાબ નહિ પીઉં'. આમાં દેશ નથી સૂચવ્યો. હું વિલાયત ગયો. શરાબ પીવાનો આરોગ્યની દૃષ્ટિએ કોઈએ આગ્રહ કર્યો. મારાથી એમ ન કહેવાય કે વ્રત લેતી વખતે હું હિંદુસ્તાનમાં હતો, તેથી હિંદુસ્તાન પૂરતું જ તે વ્રત ગણાય ને વિલાયતમાં શરાબ લેવાની છૂટ છે. તેમાં દવાનો ઉલ્લેખ નથી, તેથી દવા અર્થે પીવાની છૂટ પણ ન લેવાય.

(૨) પ્રાર્થનાનો સમય બીજી પ્રવૃત્તિઓની જેમ નિશ્ચિત હોવો જોઈએ. એ વખત ગમે તે રાખ્યો હોય તેની ઓછી ફિકર હોય. સૂતા પહેલાં ને ઊઠ્યા પછી દાતણ કરીને પ્રાર્થનાનો સમય રાખવો ઉત્તમ છે. સૂવાઊઠવાનો સમય પણ નિશ્ચિત કરવાની આવશ્યકતા છે. ચિત્તની એકાગ્રતા એકદમ કોઈને નથી આવતી. 'દોરડીએ છેદાય છે પાકા કાળા પહાણ' ને ન્યાયે નિયમિત પ્રાર્થના કરતાં કરતાં એકાગ્રતા એની મેળે આવશે. ન આવે ત્યાં લગી ચિંતા ન કરતાં ખંતપૂર્વક પ્રાર્થના નિત્ય કર્યાં કરવી. 'કદી નહીં હારના, ભાવે સાડી જાન જાવે.'

(૩) રોજનીશી લખવાનો નિયમ કર્યા પછી કદી ન છોડવી. એનો લાભ તુરત નહિ તો પાછળથી જણાશે જ. રોજનીશી રાખવાની ટેવ જ ઘણા દોષોમાંથી આપણને બચાવી લેશે, કેમકે તે આપણા દોષની સાક્ષીરૂપે રહેશે. તેમાં કરેલા દોષોની નોંધ આવવી જ જોઈએ; તેની ઉપર ટીકા કરવાની કશી આવશ્યકતા ન હોય. ટીકા અધ્યાહાર હોય જ. 'આજે ब ઉપર ક્રોધ આવ્યો,' 'આજે क ને છેતર્યો,' આટલો ઉલ્લેખ બસ છે. 'આ બહુ ખોટું થયું, રે મન હવે એમ ન કરતું,' વગેરે લખવાની કશી આવશ્યકતા નથી. પોતાની સ્તુતિનાં વચન લખવાનાં હોય જ નહિ. કરેલા કામની ને કરેલા દોષોની નોંધ હોય એ બસ છે. બીજાના દોષોની નોંધ રોજનીશીમાં ન લેવી ઘટે.

(૪) આ પ્રશ્ન બરોબર નથી લાગતો. ગીતાની કે મારી ભાષા સૂત્રરૂપે નથી. ગીતાની ભાષાની સાથે મારી ભાષાની સરખામણી ન કરાય, ન શોભે. ગીતાની ભાષા મને આવડે તો મને ગમે, પણ હું તેથી દૂર છું. આપણને જે વિષયનો પરિચય ઓછો હોય તે વિષયનું જે વાંચીએ તે સૂત્રરૂપે જ લાગે. શાસ્ત્રીય ભાષા એટલે વિષય પૂરતી ભાષા. એ પરિચય વગરનાને સૂત્ર જેવી લાગે. આ જુદું ને પતંજલિનાં સૂત્રો એ જુદાં. પતંજલિનાં સૂત્રોમાં તો ઘણા અધ્યાહારો છે. તેવું ગીતાને વિષે ન કહેવાય. પણ ગીતામાં જૂના શબ્દોને નવા અર્થમાં ગીતાકારે મૂક્યા છે, તેથી એ સમજવામાં કઠિન લાગે છે. મારી ભાષા ટૂંકી છે એટલો તેમાં ગુણ છે ખરો. પણ તે અપૂર્ણ છે; જ્યારે ગીતાની પૂર્ણ છે. મારી ભાષા અપૂર્ણ છે એટલે ભાષા ઉપરનો કાબૂ ઓછો છે એમ કહેવાનો અહીં હેતુ નથી; જોકે કાબૂ ઓછો છે જ. મારા વિચારો અપૂર્ણ છે એમ અહીં સમજવું. તેથી મારી ભાષા સમજવામાં મુશ્કેલી આવે જ. જેમ મારા વિચાર પૂર્ણ થશે, તેમ તે

એવી રીતે મુકાશે કે સમજવે સહેલા લાગશે. આટલો મારી ભાષાનો દોષ કબૂલ કર્યા પછી હું કહું ખરો કે કેટલાક વાંચનાર પૂરો પ્રયત્ન નથી કરતા, તેથી પૂર્ણપણે મુકાયેલા વિચારો પણ તેઓ નથી સમજતા, ને પછી મને દોષ દે છે. જેમકે લેખકે લીધેલા દૃષ્ટાંતને જ લઈએ. કાંતવાની ક્રિયા પ્રત્યક્ષ છે, તેથી તેને પ્રત્યક્ષ બતાવી શકાય. ચિત્તની વ્યગ્રતા અપ્રત્યક્ષ છે. 'અભ્યાસથી વ્યગ્રતા મટશે,' એમ કહેવું પૂર્ણ છે. તેને પ્રત્યક્ષપણે બતાવવાનું આપણી પાસે આજ તો સાધન નથી. વિચારોની છબી પાડતાં કોઈ વાર શીખીશું તો જરૂર 'અભ્યાસ'નું પણ કાંતવાની જેમ પ્રત્યક્ષ ચિત્ર દોરી શકાશે. અત્યારે તો એમ જ કહેવાય કે ખંતથી પ્રાર્થનાને વળગી રહેતાં વ્યગ્રતા દૂર થશે જ. આમાં અભ્યાસીની સત્યતા અથવા સત્યપરાયણતા ઉપર આધાર રાખવો પડે છે. જે મનુષ્ય પ્રાર્થનાનો આડંબર કરતો હોય ને વ્યગ્ર રહેતો હોય, એને કોણ ઓળખે ? અથવા જે રોજ પોતાને છેતરતો હોય ને રોજ પ્રાર્થના વખતે અનેક ઘોડા ચલાવતો હોય, તેને કોણ ટોકે ? એટલે અભ્યાસની સફળતા કેવળ અભ્યાસીની પ્રામાણિકતા ઉપર નિર્ભર રહે છે. કાંતવાની ક્રિયામાં જો અપ્રામાણિકતા હોય તો તે પ્રત્યક્ષ દેખાય, એટલે કાંતનારને બતાવી શકાય.

(૫) 'संतुष्टो येनकेनचित्' નો અર્થ એ નથી કે આળસુને જે મળે તેથી તેણે સંતોષ માનવો. સતત અને પ્રામાણિક ઉદ્યમ કરતાં છતાં જે મળે તેથી સંતોષ માનવાની વાત છે. એટલે કે પુરુષાર્થ ઉપરાંત આસમાનીસુલતાની પણ પુરુષાર્થને સારુ જવાબદાર હોય છે, તેથી પ્રયત્ન સફળ થતો ન જણાય તો નિરાશ થવાની મુદ્દલ જરૂર નથી, એમ ગીતાકાર સૂચવે છે.

'હરિજનબંધુ' તા. ૨૨–૧૦–'૩૩

# ખંડ ૨ જો: મંદિર અને યાત્રા

## ૧. મૂર્તિપૂજા

એક જિજ્ઞાસુ લખે છે:

"૧. જે મૂર્તિપૂજાનું આપ સમર્થન કરો છો તેનો વિધિ શું છે? કોઈ મહાન વ્યક્તિની મૂર્તિનું માત્ર દર્શન શું મૂર્તિપૂજાને સારુ બસ છે કે તેની આગળ ભોગ ધરવો પણ આવશ્યક છે? મૂર્તિ પોતે તો તેની આગળ ધરેલી વસ્તુઓ ખાઈ શકતી નથી, ત્યારે તેની આગળ ભોજનાદિ સામગ્રી ધરવાનો શો અર્થ?"

મૂર્તિપૂજાને સારુ હું કોઈ ખાસ વિધિ સૂચવી શકતો નથી. દરેક મનુષ્ય અથવા સમાજ પોતાને સારુ યથાયોગ્ય વિધિ શોધી શકે છે, અને શોધી લે છે. કોઈ મનુષ્ય કે સમાજની પૂજાવિધિ તે મનુષ્યસમાજની સભ્યતાનું દિગ્દર્શન કરાવે છે. કારણ કે પૂજાવિધિ ધર્મનો એટલો ભાગ નથી હોતો જેટલો રૂઢિનો. જેવો ભક્ત તેવો ભગવાન. બીજા શબ્દોમાં ભગવાનનું સ્વરૂપ ભક્તની કલ્પના પ્રમાણે હોય છે. પણ જ્યાં સુધી તે કલ્પના ટકે છે, ત્યાં સુધી ભક્તને સારુ ભગવાનનું તે જ સ્વરૂપ સાચું હોય છે.

જિજ્ઞાસુનો બીજો પ્રશ્ન નીચે પ્રમાણે છે:

"૨. શરીરધારી મનુષ્યમાં—પછી ભલે તે ગમે તેટલો મહાન પુરુષ હોય—કંઈ ને કંઈ દોષ અથવા ત્રુટીઓ તો હોય જ છે. એટલે મનુષ્યમાત્રની મૂર્તિની પૂજા કરવાથી તેના દોષો પણ શું આપણામાં ન આવી જાય? કારણ કે ઉપાસ્યના ગુણદોષ બધાય

ઉપાસકમાં આવી જાય છે. જો એમ હોય તો આવી ઉપાસના આપને ઇષ્ટ લાગે છે ?"

આપણા ઉપાસ્ય બે પ્રકારના હોઈ શકે છે: એક તો અમુક વ્યક્તિનું કલ્પિત આદર્શ સ્વરૂપ, અને બીજું તેનું ઐતિહાસિક સ્વરૂપ. હું જે મૂર્તિપૂજાનું સમર્થન કરું છું તે ઉપર જણાવેલી આદર્શ વ્યક્તિની છે. સંપૂર્ણાવતાર કૃષ્ણચંદ્ર એક કાલ્પનિક આદર્શાવતાર છે. ઐતિહાસિક શ્રીકૃષ્ણમાં તો દોષો પણ છે. ઉપાસ્યના ગુણદોષો ઉપાસકમાં જરૂર આવે. તેથી આદર્શ ઉપાસ્ય જ ઇષ્ટ છે.

તે ભાઈ વળી પૂછે છે :

"૩. જીવાત્મા સહિત શરીર ચેતનમય અને જીવાત્મા રહિત શરીર જડ કહેવાય છે. જો આપણે જડ મૂર્તિમાં સર્વવ્યાપક ચેતનતત્ત્વ હોય છે એમ માની લઈએ, તો તે મૂર્તિમાં જ ઈશ્વરને પરિમિત શું કામ સમજીએ ? એક ચક્રવર્તી રાજાને તેના રાજ્યમાં એક નાનકડા ગામડાના રાજા કહીએ તો તેથી તેનું અપમાન નહિ થાય ?"

એક ચક્રવર્તી રાજાને તેના રાજ્યમાં એક નાનકડા ગામના રાજા કહેવાથી તેનું અપમાન નથી થતું. કારણ કે તેનો અર્થ એ નથી કે તેનું રાજ્ય તે ગામથી જ પરિમિત છે. એનો અર્થ તો એ છે કે જેમ તેનું શાસન તેના રાજ્યમાં લાખો ગામડાં ઉપર છે તેમ જ સંપૂર્ણ રીતે તે ગામ ઉપર પણ છે. ભક્તશિરોમણિ તુલસીદાસજીના ભગવાન સુદર્શનચક્રધારી કૃષ્ણચંદ્ર નહોતા, ધનુર્ધારી સીતાપતિ રામચંદ્ર હતા. તેથી જ તે કૃષ્ણની મૂર્તિમાં પણ શ્રીરામચંદ્રજીનું દર્શન કરતા હતા.

જિજ્ઞાસુનો ચોથો પ્રશ્ન નીચે પ્રમાણે છે :

"૪. આપે કેટલીય વાર લખ્યું છે કે અમુક કાર્ય — દાખલા તરીકે હિંદુમુસ્લિમ ઐક્ય — ની સિદ્ધિ માટે ઈશ્વર આગળ પ્રાર્થના

કરવી જોઈએ. ત્યારે જે લોકો વૃક્ષાદિને ઈશ્વરસ્વરૂપ માનીને તેમની આગળ માનતાઓ માને છે તેમાં શી હરકત છે ?"

માનતા માનવી એ તટસ્થતાનો અભાવ સૂચવે છે. તેમાં રાગ હોય છે, દ્વેષ પણ હોય. મારી આદર્શ પ્રાર્થના રાગરહિત છે. એટલે તે સર્વવ્યાપી અને અચિન્ત્ય ઈશ્વર પ્રતિ જ થઈ શકે. પણ જે લોકો ઝાડમાં પણ ઈશ્વરને કલ્પે છે, તે સ્વાર્થપૂર્ણ પ્રાર્થનાને બદલે હિંદુમુસ્લિમ ઐક્ય જેવા પારમાર્થિક કાર્યને માટે પ્રાર્થના કરે, તો તેમાં હું કંઈ નુકસાન જોતો નથી.

જિજ્ઞાસુ તેના પાંચમા પ્રશ્નમાં પૂછે છે :

"૫. શ્રદ્ધાની સાથે શું વિવેકની પણ જરૂર નથી હોતી ? વિવેકરહિત શ્રદ્ધાને શું આપ અંધ વિશ્વાસ નહિ કહેશો ? સંસારમાં અંધશ્રદ્ધાથી કેટલા બધા અનર્થો થાય છે એ તો આપ જાણો જ છો."

મારી શ્રદ્ધા જ્ઞાનમયી અને વિવેકપૂર્ણ શ્રદ્ધા છે. શ્રદ્ધાનું ક્ષેત્ર જ્યાં બુદ્ધિનું ક્ષેત્ર પૂરું થાય છે ત્યાંથી જ શરૂ થાય છે. બુદ્ધિનો જે વિષય હોય તે શ્રદ્ધાનો વિષય કદી હોઈ જ ન શકે. એટલે અંધશ્રદ્ધા તે શ્રદ્ધા ગણાય જ નહિ.

જિજ્ઞાસુનો છઠ્ઠો પ્રશ્ન નીચે પ્રમાણે છે :

"૬. જેમ મનુષ્યમાત્રને સારુ આપ સત્ય અને અહિંસાનો એક જ માર્ગ બતાવો છો, તેમજ બધાંને સારુ ઉપાસનાનો પણ માત્ર એક જ માર્ગ કેમ નથી બતાવતા ? વળી પોતપોતાની સગવડ પ્રમાણે ગમે તે ભાષામાં દરેક જણ પ્રાર્થના કરી લેશે તો તેમાં શી હરકત છે ?"

સત્ય ને અહિંસા એક સર્વવ્યાપક સિદ્ધાન્ત છે. તેથી ઊલટું ઉપાસના એક મનુષ્યકૃત આવશ્યક અને પ્રચંડ સાધન છે, જેમાં વિવિધતાને સારુ અવકાશ છે અને હોવો જોઈએ. પણ આ બધી વિવિધતા હોવા છતાં તેનો અંતિમ સાર એક છે તેથી આપણા શાસ્ત્રકારોએ કહ્યું પણ છે :

आकाशात् पतितं तोयं यथा गच्छति सागरम् ।
सर्वदेवनमस्कारः केशवं प्रति गच्छति ॥

આકાશથી વરસેલું વરસાદનું પાણી જેમ છેવટે બધું દરિયામાં પહોંચી જાય છે, તેમ જ બધાય દેવોને કરેલા નમસ્કાર અન્તમાં કેશવને પહોંચી જાય છે.

તા. ૨૯-૯-'૨૯

## ૨. 'મૂર્તિ-પૂજક' તેમ જ 'ભંજક'

મેં મારા એક ભાષણમાં પ્રસંગોપાત્ત કહેલું કે હું મૂર્તિપૂજક છું તેમ જ મૂર્તિભંજક છું. આ ઉદ્‌ગાર જે ભાષણમાં મેં કાઢેલા તે જો પૂરું ઊતરેલું હોય તો તેનો અર્થ સમજાય તેમ હતું. મેં એ ભાષણનો ઉતારો જોયો નથી. એક ભાઈ એ ઉદ્‌ગાર ટાંકીને લખે છે :

"મારા જેવા કે જેની મૂર્તિપૂજામાં શ્રદ્ધા ઊડી ગઈ છે, અને છતાં જે કેટલીક વાર મૂર્તિપૂજાના રૂપને (જેવી રીતે મરી ગયેલા પિતાની છબીને અથવા મરી ગયેલા મિત્રના પત્રને) આદર આપે છે, તેને આપ ઉપલા શબ્દો સમજાવી માર્ગસૂચક થશો તો ઉપકાર થશે."

અહીં મૂર્તિના જુદા જુદા અર્થ છે. મૂર્તિને બુતના અર્થમાં લઈએ તો હું મૂર્તિભંજક છું. મૂર્તિને ધ્યાન કરવાના કે માન આપવાના કે સ્મરણ કરાવવાના સાધન અર્થે લઈએ તો હું મૂર્તિપૂજક છું. મૂર્તિ એટલે આકૃતિમાત્ર એટલો જ અર્થ નથી. જેઓ એક પુસ્તકની પણ આંધળી પૂજા કરે, તે મૂર્તિપૂજક એટલે બુતપરસ્ત છે. બુદ્ધિનો પ્રયોગ કર્યા વિના, સારાસારનો વિવેક કર્યા વિના, અર્થ તપાસ્યા વિના વેદમાં કહેલું ગણાય તે બધું માનવું તે મૂર્તિપૂજા છે ને ત્યાજ્ય છે એટલે બુતપરસ્તી છે. જે

મૂર્તિને જોઈ તુલસીદાસ પુલકિતગાત્ર થતા, ઈશ્વરમય — રામમય — બનતા તે આકૃતિને પૂજવાથી શુદ્ધ મૂર્તિપૂજક હોઈ વંદનીય અને અનુકરણીય હતા.

વહેમમાત્ર બુતપરસ્તી અથવા નિંદ્ય મૂર્તિપૂજા છે. જેઓ ગમે તે રિવાજને ધર્મ માને છે, તેઓ નિંદ્ય મૂર્તિપૂજક છે. એથી તેવી જગ્યાએ હું મૂર્તિભંજક છું. મને શાસ્ત્રનાં પ્રમાણ ટાંકીને કોઈથી અસત્યને સત્ય, ક્રૂરતાને દયા, વેરભાવને પ્રેમ નહિ કરી બતાવી શકાય; તેથી ને તે રીતે હું મૂર્તિભંજક છું. દ્વિઅર્થી કે ક્ષેપક શ્લોક બતાવી અથવા ધમકી આપીને અંત્યજનો તિરસ્કાર કે ત્યાગ કે તેની અસ્પૃશ્યતા મને કોઈ શીખવી ન શકે; તેથી હું મને મૂર્તિભંજક માનું છું. માબાપની અનીતિને પણ હું અનીતિરૂપે જોઈ શકું છું તેથી દેશ ઉપર અથાગ પ્રેમ હોવા છતાં હું દેશના પણ દોષો જોઈને ઉઘાડા કરી શકું છું; તેથી હું મૂર્તિભંજક છું.

પણ મને વેદાદિને વિષે સંપૂર્ણ અને સ્વાભાવિક રીતે આદર છે; હું પાષાણમાં પણ પરમેશ્વરને જોઈ શકું છું તેથી સાધુ પુરુષોની પ્રતિમાઓ પ્રત્યે મારું મસ્તક એની મેળે ઝૂકે છે; તેથી હું મને પોતાને મૂર્તિપૂજક માનું છું.

એટલે ગુણદોષ બાહ્ય કાર્યમાં છે તેના કરતાં વિશેષ અંતરના ભાવમાં છે. કોઈ પણ કાર્યની પરીક્ષા તેના કર્તાના ભાવથી થાય છે. તે જ માતાનો વિકારી સ્પર્શ પુત્રને નરકવાસ કરાવે છે; તે જ માતાનો નિર્વિકારી સ્પર્શ પુત્રને સ્વર્ગ અપાવે છે. છરીનો દ્વેષભાવે મુકાયેલો કાપ પ્રાણ હરે છે; તે જ છરીનો પ્રેમભાવે મુકાયેલો કાપ પ્રાણ દે છે. બિલાડીના તે જ દાંત ઉંદરના ઘાતક છે; બિલાડીના તે જ દાંત તેનાં બચ્ચાંના રક્ષક છે.

દોષ મૂર્તિની પૂજામાં નથી. દોષ અણસમજભરી પૂજામાં છે.

તા. ૩–૫–'૨૫

# ૩. હિંદુ મંદિર એટલે ?

એક હરિજનસેવક લખે છે :

"હરિજનોના ઉદ્ધાર માટે આપે ઉપાડેલી પ્રવૃત્તિ અતિ મંગલ અને પવિત્ર કાર્ય છે એટલું સ્વીકારી લીધા પછી મને કહેવાનું મન થઈ જાય છે કે, અત્યારે જે માર્ગે આપ એ પ્રવૃત્તિને ઘસડી રહ્યા છો એ માર્ગ હરિજનોનું કશું હિત કરવાને બદલે તેમનું ભારે અહિત કરનારો છે. હું મંદિરપ્રવેશ સંબંધમાં કહેવા માગું છું. હરિજનોને અન્ય સવર્ણ હિંદુઓના જેટલા જ સામાજિક અને આર્થિક હકો હોવા જોઈએ એમ હું માનનારો અને આચરનારો છું. પરંતુ હિંદુઓનાં મંદિરોમાં પ્રવેશ કરવાથી હરિજનોનું શું હિત સધાવાનું છે એ મને સમજાતું નથી.

"અત્યારનાં હિંદુ મંદિરો ઈશ્વરનાં ધામ નથી રહ્યાં, એ મંદિરોમાં ક્યાંયે ઈશ્વરનો વાસ નથી રહ્યો એટલું જ નહીં, અત્યારનાં હિંદુ મંદિરો તો ભયંકર પાપો અને અનર્થોનાં જન્મસ્થાન અને પોષણ-સ્થાન બની રહેલાં છે. કાશીવિશ્વનાથનું મંદિર, જગન્નાથપુરીનું મંદિર, ગુરુવાયુરનું મંદિર કે અકવાડા ગામનું 'જાદડિયા હનુમાન'નું મંદિર એ દરેકેદરેક ચોરી, જૂઠ અને વ્યભિચારની વખારો છે. આ મંદિરોમાં સૈકાઓ થયાં જમા થઈ રહેલો પાપપુંજ કદી સાફ થવાનો નથી. એનો તો નાશ જ થવો ઉચિત છે, અને એ નાશ જેટલો સત્વર થશે તેટલો હિંદુ કોમનો અને દેશનો ઉદ્ધાર વહેલો થશે.

"હરિજનો તરફ સવર્ણ હિંદુઓએ અસ્પૃશ્યતાને નામે જે ત્રાસ વર્તાવ્યો છે તેમાં જાણ્યેઅજાણ્યે પણ હરિજનોને જો એક લાભ થયો હોય, તો તે એ કે, તેઓ હિંદુઓનાં આ મંદિરોમાં પ્રવેશ પામતા બચી શક્યા છે. હરિજનોના અતિ પ્રિય મિત્રો અને ઉદ્ધારકો પણ તેમનું આટલું હિત ન કરી શક્યા હોત. એ હિત હરિજનોદ્ધારના વિરોધી એવા સનાતની હિન્દુઓએ અજાણ્યે પણ કરી નાખ્યું છે. આજ આપ હરિજનોનો આ મંદિરોમાં પ્રવેશ કરાવવાનો પ્રયત્ન કરીને તેમનું ભારે અહિત કરી રહ્યા હો એમ લાગે છે.

"આમ જે મંદિરોએ હિન્દુસ્તાનનું આર્થિક અને નૈતિક સત્યાનાશ વાળી નાખ્યું છે, તેમાં આજનો કોઈ પણ અક્કલમંદ હિંદુ પ્રવેશ તો કરવા માગતો જ નથી; પણ વધારામાં તેનો તત્કાલ નાશ માગે છે. આપે આટલું આટલું જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી, આટલી તપશ્ચર્યા વેઠ્યા પછી, આત્માની, હૃદયની અને બુદ્ધિની અન્યને અસાધ્ય એવી ઉન્નતિ પ્રાપ્ત કર્યા પછી, આપને આ મંદિરો તરફ એવો શો મોહ રહી ગયો છે કે બીચારા ભોળા અને અજ્ઞાન, વિશ્વાસુ હરિજનોને આપ તેમાં ખેંચી જવા માટે જિન્દગીનું બલિદાન સુધ્ધાં આપી દેવા જેટલી તત્પરતા બતાવો છો, એ કોઈ રીતે સમજાતું નથી.

"लोकोत्तराणां चेतांसि कोऽपि विज्ञातुमर्हति । એ ન્યાયે આપનું માનસ સમજવાનો મિથ્યા પ્રયત્ન હું કરતો નથી. પરંતુ મને, અને હું જાણું છું તેમ મારા જેવા ઘણા હિન્દુ જુવાનોને જે વાત લાગી આવે છે તે સ્પષ્ટ જણાવવા રજા લઉં છું કે, મંદિરમાં પ્રવેશ મળવાથી હરિજનોનું કશું હિત થવાનું નથી. ઊલટું મંદિરગામી હિંદુઓમાં જે દુર્ગુણો વસી રહેલા હોય છે તેનો ચેપ હરિજનોને લાગવાનો પૂરો ભય છે. કૃપા કરી બીચારા ભલાભોળા નિષ્પાપ હરિજનોને એ માર્ગે ઘસડાતા બચાવી લેશો.

"વિશેષ આશ્ચર્ય તો એ લાગે છે કે, હરિજનોને માટે મંદિર-પ્રવેશ મેળવવા સારુ આપ કાયદાની સહાયતા શોધી રહ્યા છો! એવા કોઈ કાયદાથી કદી કોઈ સમાજનું હિત થયું આપે જાણ્યું છે? શારદા કાયદો આજે મોજૂદ છેઃ એનો વહીવટ અને એની અસર કેટલાં અને કેવાં થઈ રહ્યાં છે એ આપ જાણો છો? રાજદ્વારી બાબતો વિષે તો આપને લખાય નહીં એટલે એમાં ઊંડો ઊતરવાને બદલે માત્ર એક જ વાક્યમાં પતાવી દઉં છું કે, કાયદાની મદદ વડે મંદિરપ્રવેશ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કેવળ ધુમાડાના બાચકા ભરવા જેવો છે. આપને એ કેમ સૂઝ્યો હશે તે મારા જેવાની મર્યાદિત બુદ્ધિમાં ન ઊતરી શકે એવી વાત છે.

"હરિજનો માટે અમે તો સામાજિક અને આર્થિક સમાનતા માગીએ છીએ. અમારી નિશાળોમાં તેઓ ભણે; અમારે કૂવેથી પાણી ભરે; અમારા તળાવે કપડાં ધુએ, અમારી બજારે હટાણું કરે

—વગેરે: અને અમારાં મંદિરોથી વેગળા રહે. હરિજનોના ઉદ્ધારનો સાચો રાહ તેમને માટે આ સામાજિક સમાનતા મેળવવાનો છે. હરિજનો પોતે પણ એ માગે છે. તેમને ઈશ્વરની ભક્તિ કે પૂજાપ્રાર્થના કરવી હશે અને એ ઈશ્વર ખરેખર જો કદાચ હયાત હશે જ, તો તો તે ભક્તિ કે પૂજાપ્રાર્થના તેઓ પોતાનાં મંદિરોમાં કે મંદિરોને અભાવે ઘરમાં બેસીને પણ કરી શકશે. એ માટે તેમને હિંદુઓનાં સડેલાં મંદિરોમાં જવાની મુદ્દલ જરૂર નથી. હિંદુઓનાં મંદિરો એ હિંદુ કોમને માથે મોટું કલંક છે, દેશને માથે મોટું પાપ છે, અને પ્રજાની પ્રગતિમાં મોટું વિઘ્ન છે. હરિજનો બડભાગી છે કે એ મંદિરોના સંસર્ગથી તેઓ મુક્ત રહ્યા છે.”

આ કાગળ નિર્મળ ભાવથી ને શુભ હેતુથી લખાયો છે, ને ઘણા તો નહિ પણ કેટલાક નવયુવકોના વિચાર દર્શાવનાર છે, તેથી છાપું છું.

પણ મારી દૃષ્ટિએ આ કાગળમાં આવેશ સિવાય બીજું કંઈ નથી. લખનારની પાસે મંદિરોને વિષે જે તેણે કહ્યું છે તે કહેવાને સારુ કશો પુરાવો નથી. સંભવ એવો છે કે કાશીવિશ્વનાથ, પુરી કે ગુરુવાયુરનાં તેણે દર્શન ન કર્યાં હોય. આ મંદિરોમાં કંઈ પણ કુવ્યવહાર ચાલતોયે હોય તોપણ લાખો હિંદુ યાત્રાળુ ને દર્શન કરનારા તેથી અણજાણ ને અલિપ્ત છે. સૌ જ્યાં જે લેવાને જાય છે તે ત્યાંથી મેળવે છે. બાપ પોતાની દીકરીને દીકરીરૂપે જોશે, તેનો પતિ સ્ત્રીરૂપે, તેનો દીકરો માતારૂપે ને વ્યભિચારી પોતાના શિકારરૂપે જોશે. વ્યભિચારીની હસ્તીને લીધે પિતા, પતિ અને પુત્રે શું પેલી સ્ત્રીનો ત્યાગ કરવો? હું કાશીવિશ્વનાથ અને પુરી બંને મંદિરમાં ગયો છું. મારે કબૂલ કરવું જોઈએ કે હું શ્રદ્ધાથી પ્રેરાઈને દર્શનાર્થે નહોતો ગયો, પણ અસંખ્ય નિર્દોષ લોકોને મેં ભક્તિભાવે જતા જોયા તેમની ઉપર મને દયા ન આવી, પણ તેમની ઉપર પ્રેમ છૂટયો; તેમની ભક્તિને હું સમજી શકયો. આ અસંખ્ય ભક્તોને તો તે મંદિરમાં કાંઈ અત્યાચાર

થતા હોય તો તેનું ભાન પણ ન હતું. એટલું યાદ રાખવું ઘટે છે કે અત્યાચારો છૂપી રીતે થાય છે, તેનું જ્ઞાન થોડા જ માણસોને હોય છે. ભક્તો ભગવાનમાં પૂર્ણતાનું આરોપણ કરે છે. ભક્તોના ભગવાન હમેશાં નિર્દોષ, પૂર્ણ હોય છે. અભક્તોના ભગવાન દોષનો પુંજ હોય છે. અસંખ્ય હિંદુના કૃષ્ણ પૂર્ણાવતાર છે. ટીકાકારોના કૃષ્ણ વ્યભિચારી, જુગારી, અસત્યવાદી વગેરે છે. મન જ મનુષ્યના બંધ અને મોક્ષનું કારણ છે. આ ત્રણે કાળે સ્થિર એવું મહાન સત્ય મજકૂર નવયુવકે જાણવું અને સમજવું જોઈએ. દેહધારી જેમ દેહ વિના આત્મા નથી કલ્પી શકતા, તેમ મંદિર વિના ધર્મ કલ્પી શકતા નથી. મંદિર વિના હિંદુધર્મ ન ચાલે. મંદિરમાં સડો નથી: કોઈ મનુષ્યમાં છે, બધામાં કદી નહિ. કેવળ પૂજાનો વિધિ કરનારને મન મૂર્તિ પાષાણ છે, ભક્તને મન કેવળ ચૈતન્ય છે. મંદિરમાં સુધારાને અવકાશ છે. મંદિરો તોડી નાંખવાં યોગ્ય નથી. મંદિર તોડો એટલે ધર્મ તૂટ્યો.

વળી જે સડો છે તે પણ બધાં મંદિરોમાં નથી. ગામડાંનાં અનેક મંદિરોમાં સડો નથી. ગ્રામવાસીઓમાં જે અનેક વહેમો છે તેને મંદિરોની સાથે સંબંધ નથી. મંદિરો તે તે ધર્મોની સભ્યતાનું સંગ્રહસ્થાન છે. પૂર્વે મંદિરોમાં દેવ હતા, ત્યાં દૈવત હતું, ત્યાં નિશાળ હતી, ત્યાં ધર્મશાળા હતી, ત્યાં મહાજનની બેઠક હતી. એવાં મંદિર આજ પણ ઘણી જગ્યાએ જોવામાં આવે છે. હરિજનનાં મન મંદિરમાં એવાં લાગ્યાં છે કે તેઓ પોતાનાં જેવાંતેવાં મંદિર વસાવે છે. એ મંદિરમાં તેઓની દીનતાનું આપણને દર્શન થાય છે. હરિજનો સવર્ણ હિંદુનાં મંદિરમાં ન જઈ શકે ત્યાં લગી તેમની દીનતા કદી ન જાય, તેમનું હિંદુત્વ અપૂર્ણ રહે, તેઓ હિંદુધર્મની છઠ્ઠી આંગળી થઈ બહિષ્કૃત જ રહે. તેમના હિંદુધર્મમાં આવકાર પામવાની પ્રથમ અને વ્યાપક નિશાની

મંદિરપ્રવેશ છે, એ વિષે કોઈ હિંદુએ શંકા ન જ લાવવી જોઈએ. મંદિર બહાર રહેવાથી હરિજનનું ભલું થયું છે એમ માનવું ગાઢ અજ્ઞાન છે. તેમના મંદિર બહાર રહેવાથી તે બધામાંથી બહાર જ રહ્યા છે. અને આજ પણ તેમનો મંદિરપ્રવેશ અટકાવવાનો પ્રયત્ન સનાતનીઓ કરી રહ્યા છે એ સૂચવે છે કે તેઓ તેમનો બહિષ્કાર કાયમ રાખવા માગે છે.

તેથી મજકૂર કાગળમાં નિર્મળ ભાવ હોવા છતાં તે લેખ દુઃખદ છે. સુધરેલા નવયુવકની દયાજનક સ્થિતિનું તે દર્શન કરાવે છે. નવયુવકો તો કદાચ આ વાક્યથી ક્રોધ પણ કરે, મને અને મારા જેવાને દયાપાત્ર માને. પણ મારો અનુભવ આવા નવયુવકનું અજ્ઞાન પ્રત્યક્ષરૂપે પ્રગટ કરે છે.

હું બચપણમાં અનેક મંદિરોમાં ગયો છું, તેની મારી ઉપર મુદ્દલ ખરાબ અસર નથી થઈ. આજે મારા અનેક સ્નેહીઓને મંદિરોમાં જતા જોઉં છું. તેઓ મંદિરમાં દોષોને જાણતા નથી. મંદિરમાં જનારના દોષોનું તેમને ભાન છે. તેથી તેઓ પૂર્ણપણે અલિપ્ત છે. હું મંદિરમાં નથી જતો તેમાં હું મારી વડાઈ માનતો કે જોતો નથી. મને એ મંદિરની ભૂખ નથી રહી, તેથી હું ત્યાં નથી જતો. હરિજનોને સારુ મંદિરપ્રવેશની છૂટ મેળવવી એટલે તેઓને મંદિરમાં લઈ જવા જ એવું નથી. જેમની ઇચ્છા હશે તે જશે. જશે તેને મેલ નહિ ચડે. નહિ જાય તે ખોશે એવો સંભવ અવશ્ય છે.

હવે બે શબ્દ કાયદા વિષે. જે આવેશમાં મંદિરોને વગર પુરાવે કે તુચ્છ પુરાવે વગોવ્યાં છે તે જ આવેશમાં લખનારે કાયદા વિષેનું પોતાનું અજ્ઞાન જાહેર કર્યું છે. એને મારો થોડોઘણો પરિચય હોવા છતાં તેણે એટલું વિચાર્યું નથી કે કાયદાઓ ઉપર ઓછામાં ઓછો આધાર રાખનારો

હું જો મંદિર વિષે કાયદાની આવશ્યકતા માનું છું તો તેનું કંઈક સબળ કારણ હશે. હવે તે કારણ સમજો. આજે કાયદો કહે છે એક પણ જાહેર મંદિર હરિજનને સારુ ખુલ્લું નથી, અને જે રખેવાળ (ટ્રસ્ટી) તેઓને સારુ મંદિર ખોલે તે શિક્ષાપાત્ર છે. આવી સ્થિતિ દૂર કરવાને સારુ કાયદો ન માગીએ તો મંદિર કદી ખૂલે જ નહિ, એવી સ્થિતિ છે. કાયદાની મદદ અનિવાર્ય છે. ખરાબ કાયદો તો સારા કાયદાથી જ રદ થઈ શકે. બીજો ઉપાય જ નથી. અહીં કાયદાની દખલગીરી નથી માગી પણ દખલગીરીનું નિવારણ માગ્યું છે. ખરાબ કાયદો રદ કરવાને પણ કાયદાની જરૂર પડે છે, એટલું જે કબૂલ કરે તે સમજી શકશે કે હરિજનને વિષે કાયદા પસાર કરાવવાની જે હિલચાલ છે તે એવા પ્રકારની છે.

'હરિજનબંધુ,' તા. ૨૯–૩–'૩૩

## ૨

[ એક મિત્રને ગાંધીજીની હરિજનો માટે મંદિરપ્રવેશની હિલચાલથી આશ્ચર્ય થયું છે. ગાંધીજી પોતે જ મંદિરમાં કયે દિવસે માનતા હતા, પોતે કયે દિવસે મંદિરમાં ગયા છે, વગેરે સવાલો પૂછ્યા, અને મંદિરોને અસ્પૃશ્યતાના કરતાં પણ વધારે અધમ તરીકે વર્ણવીને જણાવ્યું કે તમે મંદિરો ખોલાવીને હરિજનોને શો લાભ પહોંચાડવાના છો, એ તો નરકમાં પ્રવેશ કરવા જેવું છે. એનો જવાબ : ]

હું મંદિરપ્રવેશની વાત આજે નવી નથી કરતો, પણ કેટલાંક વર્ષો થયાં — બલ્કે અસ્પૃશ્યતાનિવારણની વાત કરું છું ત્યારથી જ — કરતો આવ્યો છું. જ્યારે મેં અસ્પૃશ્યતા-નાશને માટે પ્રાણ તજવાની જાહેર પ્રતિજ્ઞા નહોતી કરી, ત્યારે પણ હરિજનોનો મંદિરપ્રવેશ અસ્પૃશ્યતાનિવારણનું

અગત્યનું અંગ છે એમ મેં જાહેર કર્યું હતું. મેં પોતે અનેક મંદિરો ખોલવાની ક્રિયા કરી છે, અને જમનાલાલજીને કેટલાંય ખુલ્લાં મુકાવવાને પ્રેર્યા છે. મંદિર, મસ્જિદ કે દેવળ ત્રણુમાં હું કશો ભેદ કરતો નથી. મનુષ્યમાત્ર એક નહિ તો બીજે રૂપે પ્રતિમાપૂજક છે, અને પ્રત્યેક જણુ ભલે જુદે જુદે ભાવે, અને જુદી જુદી રીતે પણુ પોતાની પ્રતિમા દ્વારા પરમેશ્વરને જ પૂજે છે. તમને ખબર ન હોય કે હું તો મારી જિંદગીમાં વધારે નહિ તો હજારેક વાર તો મંદિરમાં ગયો હઈશ—કોઈ વાર શિષ્ટાચારને વશ થઈને તો ઘણી વાર સંપૂર્ણ ભાવ અને ભક્તિપૂર્વક. તમે એટલા બધા અસહિષ્ણુ હશો કે મંદિરોને અસ્પૃશ્યતાના કરતાં વધારે ભયંકર સડો માનો છો એવું હું જાણુતો નહોતો. આજે કરોડો જણુ મંદિરોમાંથી જે આશ્વાસન મેળવે છે તે મંદિરોને જમીનદોસ્ત કરીને તેમની પાસેથી લઈ લો અને પછી જુઓ કે કેટલું ભયાનક પરિણામ આવે છે. મંદિર-પ્રવેશને તમે નરકપ્રવેશ કહો છો! તો શું તમે એમ માનો છો કે ભારતભૂષણુ માલવીયજી જેમના પોતાના ઘરમાં મંદિર છે, અને જેઓ હમેશાં પૂજા કરનારા છે, તેઓ દરરોજ નરકમાં પ્રવેશ કરે છે, અને ભગવાનની દૃષ્ટિમાં તમારા અને મારા કરતાં ઊતરતા છે? આ બાબત ઊંડા ઊતરીને વિચારી જુઓ.

'હરિજનબંધુ', તા. ૧૯–૩–'૩૩

## ૪. મંદિર કેવું જોઈએ

[ વરતેજમાં ભાઈ મૂળચંદ પારેખ અંત્યજોને માટે પોતાનો સમય આપી રહ્યા છે. ભાવનગર રાજ્ય જેવા અંત્યજપ્રેમી રાજ્યની તેમને હૂંફ તો છે જ. થોડા સમય ઉપર અંત્યજઆશ્રમ તેમણે

બાંધ્યું, હવે મંદિર બાંધવાનો નિશ્ચય કર્યો છે. બંનેને માટે ૧૩૦૦૦ રૂપિયા જોઈએ તેમાંથી ગાંધીજી મારફત ૫,૫૦૦ મેળવ્યા અને ૭,૫૦૦ ભાવનગરના રાજ્ય પાસેથી મેળવ્યા. આ મંદિરનો પાયો નાંખવાની ક્રિયા માટે ગાંધીજી વરતેજ ગયા હતા. પાયો નાંખતાં ગાંધીજીએ 'અંત્યજોદ્ધાર' અને મંદિરો વિષે કેટલાક ઉદ્ગારો કાઢ્યા તે સંઘરવા જેવા છે: ]

હિંદુ અંત્યજની સેવા કરે છે તેમાં તે તેની ઉપર ઉપકાર નથી કરતો, પણ પોતાની ઉપર જ ઉપકાર કરે છે. પોતાના અંત્યજ કહેવાતા ભાઈઓની હસ્તીને માટે જવાબદાર થઈને હિંદુઓએ જે પાપો કર્યાં છે તેનાં શુદ્ધિ અને પ્રાયશ્ચિત્ત તેઓ જેટલાં કરે તેટલાં ઓછાં. એટલે અંત્યજસેવાનો જ્યારે થોડો પણ અવકાશ મળે છે ત્યારે તેને હું ધન્ય ઘડી સમજું છું અને પાપનું કાંઈક પ્રાયશ્ચિત્ત કરું છું એમ લાગે છે. કોઈ પણ જણ એમ ન મલકાય કે હું સેવા કરું છું એટલે મારે પ્રાયશ્ચિત્ત કરવાપણું કશું ન હોય. હું તમને કહેવા માગું છું કે એક પણ હિંદુએ કરેલા અત્યાચાર માટે બધા ભાગીદાર છે. જગતનો એ જ ન્યાય છે કે એક માણસ પાપ કરે ત્યાં સુધી જગત બધું જવાબદાર છે. એ ન્યાયને હિંદુ મુસલમાન બંને ઘટાવી લે. જ્યાં સુધી જગતમાં જુદા જુદા વાડા છે ત્યાં સુધી દરેક વાડાવાળા પોતાના એકેએક માણસના પાપને માટે જવાબદાર છે.

મંદિર એટલે ઈંટ અથવા આરસનું ઘર નથી, કે તેમાં મૂર્તિની સ્થાપના થઈ ગઈ તેથી તે મંદિર બનતું નથી. મંદિર તે જ કહેવાય કે જેમાં પ્રાણપ્રતિષ્ઠા થઈ છે; બ્રાહ્મણને બોલાવીને હવન કરાવીને મંદિર ખોલવામાં પાખંડ પણ હોવાનો સંભવ છે. સાચી વાત તો એ છે કે જેણે મંદિર બંધાવવા સંકલ્પ કર્યો હોય તેણે સંકલ્પની ઘડીથી પોતાનું જીવન પ્રાયશ્ચિત્તનાં કામોમાં જ વ્યતીત કર્યું હોવું જોઈએ, અને પોતાનાં

બધાં પુણ્યોનો ભાર એ મંદિરમાં નાખ્યો હોય. મંદિરના ચલાવનારા અને પૂજારી પણ તપશ્ચર્યામય જીવનવાળા હોય, અને એ મંદિરમાં પેસતાં જ પેસનારનું અંતર હાલી જાય. એવું આ મંદિર ન થવાનું હોય, એની પાછળ આત્મશુદ્ધિ અને વિચારશુદ્ધિ ન હોય, તો એ ખાલી મકાન છે, પૃથ્વી પર બોજારૂપ છે એમ સમજજો; એ મંદિર કહેવાશે એટલે એટલો ભાગ મંદિર ગણવાને લીધે નિરર્થક બનશે, એનો કશો ઉપયોગ ન થાય. કદાચ મંદિરને નામે હાનિકારક સંસ્થા પણ થઈ પડે—અનેક પાપોનું ધામ થઇ પડે. આ દોષો અહીં નથી એમ માનીને મેં એનું ખાતમુહૂર્ત કર્યું છે. વિચાર થઈ ગયો કે મંદિર કરવું, અને પાયો નાંખ્યો, અને કોક દિવસ મંદિર બાંધવાની આશા રાખી બેસવું એમાં સાર નથી. ઉતાવળે આંબા ન પાકે તેમ ધર્મના છોડ ઉતાવળે નથી ઊગતા. એને માટે ખરો વિશ્વાસ જોઈએ, ઉદ્યમ જોઈએ, ધીરજ જોઈએ.

અંત્યજ ભાઈઓને એટલું કહીશ કે હિંદુધર્મ કહે છે કે આપ મૂઆ વિના સ્વર્ગે ન જવાય એ અક્ષરશઃ સાચું છે. તમારે તમારી ઉન્નતિ સાધવાની છે. તમારું ભલું હિંદુઓ કરશે એમ ન માની બેસજો, તેઓ તો તમારી સેવા કરીને પોતાનું જ ભલું કરે છે. તમે તમારું પોત બતાવવા ઇચ્છતા હો, તો જાગૃત થાઓ. જે દોષો તમારામાં આરોપીને હિંદુઓ તમારો ત્યાગ કરે છે તે દોષો ટાળજો. તમારામાંથી વ્યસની હોય, પરમાટી ખાનારા હોય, તે મંદિરમાં ન જઈ શકે એવો નિયમ કરજો. બીજા ઉચ્ચ કહેવાતા હિંદુઓના દોષો સામે આંગળી ન કરજો. 'સમરથ કો નહિ દોષ ગુસાંઈ' ન્યાયે જગત તેમને માફ કરે પણ તમને ન કરે. બીજાના સેંકડો ગણા દોષો હોય તો પણ તમારા દોષ કાઢી નાખવાનો પ્રયત્ન કરજો.

તા. ૨૯–૧–'૨૮

# ૫. આદર્શ મંદિર

શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતે જ્યારે હરિજનસેવા અર્થે કાઠિયાવાડમાં પ્રવેશ કર્યો ત્યારે રાજકોટમાં આદર્શ મંદિર બાંધવાની યોજના ચર્ચાઈ હતી. આનો ઉલ્લેખ તો હું અગાઉ કરી ચૂક્યો છું. તેમાં મુખ્ય ભાગ ત્યાંના પ્રખ્યાત વકીલ શ્રી. પરશુરામ ગોપાળ મસુરેકરે લીધો હતો. એમની જ સહીથી એ યોજનાને અંગે એક જાહેર નિવેદન નીકળ્યું છે. તેમાં નીચેની હકીકત ધ્યાન ખેંચનારી છે :

"સમસ્ત હિંદુ જનતાના હિત અર્થે એક મંદિર બંધાવવું અને તેમાં રામચંદ્રજીની મૂર્તિની પ્રતિષ્ઠા કરવી.

મંદિરનું ધોરણ કોઈ પણ સાંપ્રદાયિક વિશેષ ધોરણ પ્રમાણે નહિ ચાલતાં હિંદુધર્મના વ્યાપક પરમ સિદ્ધાંતો પ્રમાણે રહે.

મંદિર માટે નક્કી કરવામાં આવેલ નિયમો અને ધોરણને માન્ય કરનાર સૌ કોઈ હિંદુ—અસ્પૃશ્ય ગણાતા વર્ગોના લોકો સુધ્ધાં—નાતજાતના કોઈ પણ પ્રકારના ભેદ વગર, અને સમાન હક્કપૂર્વક, આ મંદિરમાં આવી દર્શન, પૂજા, કથા ઇત્યાદિનો લાભ લઈ શકે.

મૂર્તિ અથવા મંદિરનાં શણગાર અર્થે કે સાધનમાં સોનારૂપા કે ઝવેરાતના ઉપયોગનો પ્રતિબંધ રહે.

મંદિર ઠાઠમાઠ કે ભભકાનું સ્થાન નહિ પરંતુ સાદાઈપૂર્ણ પવિત્રતા અને શાંતિનું ધામ હોય એવી યોજના રાખવી.

આ મંદિર બંધાવવાનો ઉદ્દેશ મુખ્યતઃ હરિજન એટલે કે અસ્પૃશ્ય ગણાતા તમામ હિંદુઓની સેવા કરવાનો હોઈને, મંદિર સાથે નીચે દર્શાવેલ પ્રકારની બીજી સગવડો અને પ્રવૃત્તિઓ જરૂરિયાત પ્રમાણે ઉમેરતા જવું.

क મોટી ઉંમરના માટે રાત્રિશાળા.

ख પુસ્તકાલય અને વાંચનાલય.

ग ધર્માર્થ ઔષધાલય.

घ ધર્મશાળા.

ચ કથા, કીર્તન, વ્યાખ્યાનો ઇત્યાદિ.

પૂજારી અસ્પૃશ્યતામાં ન માનતો હોય.

ખરું મંદિર કેવું હોય તેના નમૂનારૂપે આ મંદિર હશે, એટલે બીડી, પાન, તમાકુ, તપખીર કે બીજાં વ્યસનો કે કુટેવો વગરનો અને પવિત્ર આચારવિચારનો તથા સંસ્કારી હોય તેવા માણસને જ મંદિરનો પૂજારી નીમવામાં આવે.

પૂજારી પૂજા તથા નિત્યનિયમ ઉપરાંત મંદિરની સંભાળ રાખવાનું તથા મંદિર તરફથી ચાલતી અન્ય પ્રવૃત્તિઓ ચલાવવાનું કાર્ય કરે.

મંદિરના સંચાલન અને દેખરેખ માટે વ્યવસ્થાપક સમિતિ નીમવામાં આવે.

મંદિરના નિયમન ઉપર તથા ચાલતી અન્ય પ્રવૃત્તિઓ ઉપર દેખરેખ રાખવાનું અને ખીલવવાનું તેમજ નવી પ્રવૃત્તિઓ ચાલુ કરવાનું કાર્ય સમિતિ કરે.

પૂજારીની નિમણૂક સમિતિ કરે.

મંદિરનાં મકાનો, સાધનસામગ્રી તેમજ અન્ય પ્રવૃત્તિઓ માટે સમિતિ ફંડ મેળવે અને ખર્ચનો વિગતવાર અંદાજ નક્કી કરે.

ઊપજ તથા ખર્ચના હિસાબની જવાબદારી સમિતિ હસ્તક રહે.

આગળ જણાવેલ સિદ્ધાંતને બાધકારક ન નીવડે એ રીતે મંદિરની વ્યવસ્થા માટે સમિતિ ધારાધોરણ ઘડે."

એ નિવેદનમાં જણાવ્યું છે કે અસ્પૃશ્યતાને માનનારા પણ કેટલાકે યોજના વધાવી લીધી છે, અને તેઓએ તેમાં આર્થિક મદદ દેવાનું પણ કબૂલ કર્યું છે.

આ યોજનાને સારુ શ્રી. મસુરેકરને ધન્યવાદ ઘટે છે. હું ઉમેદ રાખું છું કે કાગળ ઉપરથી તે કાર્યમાં ઊતરશે.

એમાં ઘણા મનુષ્ય જોડાય ત્યારે જ તેનો આરંભ થાય એવું ન હોવું જોઈએ. મારે મન આદર્શ મંદિર એટલે આદર્શ પૂજારી. આદર્શ મંદિર ઈંટચૂનાનું નહિ હોય. ઈંટચૂનાની પાછળ જો આદર્શ પૂજારી હોય તો ગારાનો અને

ઘાસનો કૂબો પણ શોભી નીકળશે ને ત્યાં જઈ શ્રદ્ધાળુ ભક્ત શાંતિ મેળવશે. અને જ્યાં તેવો પૂજારી નહિ હોય ત્યાં આરસનું મીનાકારીથી જડિત મંદિર ખંડિયેર તુલ્ય હોવાનો સંભવ છે. એવાં પ્રખ્યાત ખંડિયેર આજે હિંદુસ્તાનમાં પડ્યાં છે. મ્હૈસૂરમાં એવાં પ્રાચીન સ્થાનો પડ્યાં છે જે એક સમયે મહાન મંદિરો હોવાં જોઈએ. કાલી, અજંતા, ધારાપુરીની ગુફાઓ એક વાર મંદિર હતી. તેમાંથી પૂજારીને અભાવે ભગવાન અલોપ થઈ ગયા છે, તે ત્યાં યાત્રાળુને બદલે કળાના રસિયા કળા જોવાને સારુ અવારનવાર જાય છે.

તેથી હું આશા રાખું છું કે રાજકોટના ભાવિ મંદિરને સરસ પૂજારી મળી રહેશે.

પણ એવો પૂજારી તુરત મળો વા ન મળો, મંદિરની યોજનાનો અમલ તો આજથી થઈ શકે છે. પ્રથમ કાર્ય ખુલ્લામાં વિશાળ જમીન મેળવવાનું છે. તે ગામથી જરા દૂર હોય તો હું તો તેને લાભકારક માનું. ત્યાં મંદિરને સારુ ચોક પસંદ કરી આસપાસ યોજનામાં સૂચવેલી બીજી સંસ્થાઓ ઊભી કરી શકાય. એ સંસ્થામાં કાર્ય કરનારા રોજ મંદિરના ચોકમાં બેસી ભગવાનનું નામ લે એટલે મારે મન મંદિરનો પાયો નંખાયો કેમ કે ભગવદ્‌વાક્ય છે કે જ્યાં પાંચ જણ ભેળા થઈ વાસુદેવનું નામ લે છે ત્યાં ભગવાન વસે છે. અને જ્યાં તે વસે છે ત્યાં મંદિર છે.

રાજકોટની યોજના ફળો અથવા ન ફળો, વહેલી ફળો અથવા મોડી ફળો, યોજના ઉત્તમ છે. સૌ તેનો અમલ થોડેઘણે અંશે કરી શકે છે. જ્યાં પૂજારી અને ભક્તો અનુકૂળ હોય ત્યાં ચાલુ મંદિર જીવતાં થઈ શકે છે. આજે ઘણાંમાં પ્રાણ ઊડી ગયા જેવા છે. તેની આસપાસ બીજી સંસ્થાઓ રચી શકાય છે. ગામડાંમાં આવી જાતનાં નવાં મંદિરનો મેં સૂચવ્યો છે તેવો પાયો નાખી શકાય છે. પ્રાચીન

મંદિરોની ઉત્પત્તિ આમ જ થયેલી જણાય છે, એક એક ભક્તની તે કલ્પના છે. જેને જેવી શ્રદ્ધા હતી તે પ્રમાણે તે તે મંદિરો થયાં છે. મદ્રાસનાં કેટલાંક મંદિરોનો ઇતિહાસ આજે મળી શકે છે. તે તે મંદિરોના નોખા આગમો છે, તેમાં મંદિરની રચના, મૂર્તિનો આકાર, તેનું માપ, પૂજાનો વિધિ, શુદ્ધિના નિયમો વગેરે ઘણું જોવામાં આવે છે. અને હિંદુ સંસારની શ્રદ્ધા આ ગ્રંથો અથવા પત્રિકાઓને પણ ઇશ્વરપ્રણીત શાસ્ત્રને નામે ઓળખે છે.

'હરિજનબંધુ', તા. ૩૦–૪–'૩૩

# ૬. શબ્દોના નવા પ્રયોગ

એક સજ્જન લખે છે:

"આપ શબ્દોના નવા પ્રયોગ કરતા રહો છો; આનો અનર્થ થવાનો ભય છે. દાખલા તરીકે આપે કહ્યું છે, 'આપણે સૌ મૂર્તિ-પૂજક છીએ, મંદિર હિંદુધર્મનું આવશ્યક અંગ છે.' આમાં 'મૂર્તિપૂજા' અને 'મંદિર'ને આપ એક અર્થમાં લો છો. જનતા બીજા અર્થમાં લે છે. એટલે આપે સ્પષ્ટ કરવું જોઈએ કે આપે આ શબ્દોનો વિસ્તૃત અર્થ કર્યો છે."

લેખકની દૃષ્ટિથી ઉપરનાં વચનોમાં કંઇક વજૂદ છે, મારી દૃષ્ટિએ નહિ. મેં અર્થનો વિસ્તાર અવશ્ય કર્યો છે, લૌકિક અર્થનો ત્યાગ નથી કર્યો. લેખક લૌકિક અર્થનો ત્યાગ કરે છે અને મારા વિસ્તૃત અર્થનો સ્વીકાર કરવાનો પ્રયત્ન કરે છે. આ પ્રયત્નમાં જ દોષ છે. જો લૌકિક અર્થનો ત્યાગ કરીએ તો પછી કયા અર્થનો વિસ્તાર કરીશું? હું પાષાણાદિની મૂર્તિમાં પણ માનું છું. વાત એ છે કે

ભાષા કદી મનુષ્યના વિચારો પૂર્ણ રીતે દર્શાવી નથી શકતી. એટલે શબ્દોના અર્થોનો વિસ્તાર થતો જ રહેશે. પ્રત્યેક અર્થને માટે નવો શબ્દ બનાવતા રહેવું એ અસંભવિત છે, અનાવશ્યક છે. જ્યારે વિરોધી વિચાર બતાવવાને માટે એક જ શબ્દોનો પ્રયોગ થાય છે, ત્યારે શંકા અને અનર્થનો ભય અવશ્ય રહે છે. અહીં તો એવો કશો ભય નથી, કેમ કે મેં તો લૌકિક અર્થનો વિસ્તાર જ કર્યો છે. વસ્તુતઃ વિસ્તાર નહીં સ્પષ્ટીકરણ કર્યું છે. લૌકિક અર્થ પાષાણને પરમેશ્વર બનાવે છે, જ્યારે સાચી વાત એ છે કે પાષાણ પરમેશ્વર નથી, પાષાણમાં પરમેશ્વર છે. લોકો કહેશે, પાષાણમાં પરમેશ્વર હોય તો તે પાષાણ પરમેશ્વર કેમ નહીં? શરીર આત્મા નથી, શરીરમાં આત્મા છે. છતાં કરોડો બોલે છે અને માને છે કે શરીર જ આત્મા છે. એમની દૃષ્ટિએ એ પણ સાચું છે, અથવા એમના કહેવામાં પણ સત્યનો અંશ છે, એટલે કે લૌકિક અર્થ સર્વથા ત્યાજ્ય નથી. જેમ વિચારનો વિસ્તાર થાય છે, તેમ શબ્દના અર્થનો પણ વિસ્તાર થતો રહેશે. હું જે કાંઈ કરી રહ્યો છું તે નવી વાત નથી. મારા વિચારોમાં જ કંઈક નવીનતા જોવામાં આવે છે. આ અનિવાર્ય છે કારણ કે મારી એ સાધના છે. સત્યને શોધવામાં વિચાર કરવો પડે છે, સંકુચિત અર્થથી સંતોષ નથી થતો. ધ્યાન કરવાથી એના એ જ શબ્દના એના એ જ અર્થમાંથી પણ સમાધાન મળી રહે છે. કહે છે કે વેદ કેવળ 'ઓમ્'નો વિસ્તાર છે. તુલસીદાસ કહે છે, રામ જ 'ઓમ્' છે, રામ જ વેદ છે, બધું એમાં જ સમાયેલું છે, એ જ છે અને બીજું બધું મિથ્યા છે. પણ લૌકિક રામ તો દશરથનંદન છે. તુલસીદાસ કહે છે, 'મારો રામ દશરથનંદન ભલે હોય, પણ એથી બહુ અધિક પણ છે, અને તે સચ્ચિદાનંદ પૂર્ણ બ્રહ્મ.' આમાં જરાય વિરોધ નથી;

વિચારવિસ્તાર છે, અર્થવિસ્તાર છે. તુલસીદાસે ધ્યાન કર્યું અને ધ્યાનમાં નિરંજન નિરાકાર સર્વવ્યાપક રામનું દર્શન કર્યું. આથી કશો અનર્થ નથી થયો. ઊલટા અવતારના રહસ્યને આપણે વધારે સમજતા થયા, આપણી બુદ્ધિ ને હૃદયને શાંતિ મળી, અને દશરથના રામનો કેમ વ્યાપક અર્થ થયો એ પણ સમજી ગયા. આવી જ રીતે પથ્થરથી માંડીને પરમાણુ સુધી ચાલ્યા જઈએ, તો મૂર્તિ જ મૂર્તિ નજરે પડે છે, અને પરમાણુમાં પણ પરમાત્મા છુપાયલો જોવામાં આવે છે. એટલે આખું જગત મૂર્તિપૂજક છે. જગન્નાથની મૂર્તિ જેમાં છે એવું મકાન જગન્નાથમંદિર કહેવાય છે, અને જે સ્થાને પાંચ માણસ બેસીને નિત્ય નામસ્મરણ કરે તે પણ મંદિર જ છે. એટલે મંદિર હિંદુધર્મનું આવશ્યક અંગ છે, એટલું જ નહિ પણ મંદિર ધર્મમાત્રનું એક આવશ્યક અંગ છે,—પછી ભલે તેને કોઈ 'ચર્ચ' કહે, કોઈ 'મસ્જિદ' કહે, કોઈ 'ગુરુદ્વાર' કહે, કોઈ 'અપાસરો' કહે. જ્યાં સુધી શરીર અને આત્માનો સંબંધ રહેશે, ત્યાં સુધી મંદિર અને ભગવાનનો મેળ સંધાયેલો જ રહેશે. શરીર નરકની ખાણ છે, અને ઈશ્વરને રહેવાનું સ્થાન પણ છે. એ જ રીતે મંદિર પણ નરકની ખાણ થઈ શકે છે, અને ભગવાનનું સ્થાન તો છે જ. 'જેવી જેની ભાવના તેવી તેની સિદ્ધિ.'

'હરિજનબંધુ', તા. ૯—૪—'૩૩

## ૭. હરિજનો અને મંદિરપ્રવેશ

થોડા દિવસ પર રાવબહાદુર રાજાની આગેવાની નીચે હરિજનોનું એક પ્રતિનિધિમંડળ મંદિરપ્રવેશના બિલની બાબતમાં વાઇસરૉય સાહેબની પાસે ગયું હતું. તેમની અરજીમાંના નીચેના ઉતારા વાચકો રસપૂર્વક વાંચશે.

"બીજા હિંદુ વર્ણોની સાથે અમારા લોકોને પણ મંદિરમાં જવાની છૂટ મળે એ અમારી સામાજિક મુક્ત માટે ભારેમાં ભારે અગત્યની વસ્તુ છે. જ્યાં સુધી હિંદુ સમાજમાં અમારો દરજ્જો સુધર્યો નથી, ત્યાં સુધી અમે કાયમની મુક્તિની આશા રાખીએ એ ફોગટ છે એ અમે બરાબર સમજીએ છીએ. તેથી અમે આશા રાખીએ છીએ કે આપ નામદારની સરકાર મંદિરપ્રવેશ અને અસ્પૃશ્યતાનિવારણનાં બિલો પસાર કરવામાં મદદ કરશે . . .

"અત્યારે અસ્પૃશ્યતાના વહેમનો જબરદસ્તીથી અમલ કરાવવામાં હિંદુસ્તાનની અદાલતો મદદ આપી રહેલી છે. અંગ્રેજી કાયદાએ આ વહેમને આપબળે ઝૂઝવા દેવાને બદલે આ વહેમી રૂઢિને ટકાવી રાખવા સારુ અદાલતો અને રાજ્યતંત્રનો ઉપયોગ કરવાની સવર્ણ હિંદુઓને છૂટ આપી દીધી છે. હિંદુઓના ધાર્મિક રીતરિવાજમાં સરકાર વચ્ચે ભલે ન પડી શકે, પણ જે વર્તન અમારી પ્રત્યે ચાલી રહ્યું છે એના જેવી મનુષ્યત્વનો ઘાત કરનારી રૂઢિઓનો અમલ કરવામાં મદદ આપવાનું તો સરકારે બંધ કરવું જ જોઈએ. અસ્પૃશ્યતાનિવારણ વિષેનું જે બિલ વડી ધારાસભામાં દાખલ કરવાનો પ્રયત્ન ચાલે છે, તે આ અસંગતિને દૂર કરે છે, અને કોઈ પણ માણસ કે કોમના ધર્મમાં દખલ કરતું નથી.

"મંદિરપ્રવેશનું બિલ, જેને માટે અમે આપ નામદારનો ટેકો માગીએ છીએ, તે એવી રીતે ઘડવામાં આવેલું છે કે, આ પ્રશ્ન સાથે સંબંધ ધરાવનાર લોકોની સંમતિથી શાંતિપૂર્વક અને ધીરે ધીરે સુધારો આગળ વધે એને માટે કાયદાનું એક તંત્ર પેદા થાય. અમારા દરજ્જાના સવાલનો ઉકેલ આણવા માટે દરેક ગામ કે જિલ્લાને ઘટતી સમાધાની પર આવવાની સગવડ મળશે. આ સવાલ પ્રાચીન હિંદુધર્મને વળગી રહેલા ચાર કરોડ છ લાખ માણસોની કોમના ગૌરવ અને દૈનિક જીવન પર ઊંડી અસર પાડનારો છે. અમે હિંદુધર્મના જ છીએ, અને કશી ધાંધલ કે ઉત્પાત કર્યાં વિના એ ધર્મમાં માનભર્યું સ્થાન મેળવવા આતુર છીએ. એટલે આ સવાલનો શાંતિપૂર્વક નિકાલ આણવામાં અમે આપ નામદારની મદદ માગીએ છીએ."

આમ છતાં હરિજનોને મંદિરપ્રવેશની પડી નથી એમ કહેવું એમાં નિષ્ઠુરતા છે. મંદિરપ્રવેશ અને આર્થિક તથા રાજકીય ઉન્નતિ એમાંથી કઈ વસ્તુ પર ભાર દેવો એને વિષે મતભેદ અવશ્ય છે. પણ ડૉ. આંબેડકર સુધ્ધાં મંદિરપ્રવેશનો વિરોધ કરતા નથી. જો મંદિરપ્રવેશની હિલચાલ ન ચાલે તો એનો આરોપ સવર્ણ હિંદુઓની ઉપર સૌથી પહેલા ડૉ. આંબેડકર મૂકે, અને એ વાજબી ગણાય. સાચી વાત એ છે કે, મંદિરપ્રવેશ એ બીજા કોઈ પણ પ્રકારની ઉન્નતિની અવેજી નથી. ધર્મની બાબતમાં અસ્પૃશ્યતા નાબૂદ થઈ છે અને હરિજનો હવે હિંદુ સમાજમાં દૂરિત અને બહિષ્કૃત રહ્યા નથી એની મંદિરપ્રવેશ એ અચૂક કસોટી છે. બધા જ હરિજનો સવર્ણ હિંદુઓ કરતાં આર્થિક અને રાજકીય ક્ષેત્રમાં ચડી જાય અને છતાં સવર્ણ હિંદુઓ પોતે ગમે તેવા કંગાલ અને પતિત બનેલા હોય તોયે હરિજનોને અસ્પૃશ્ય ગણે, એવી સ્થિતિ કલ્પવી અશક્ય નથી. કેટલાયે હરિજનો એવા છે જેઓ પૈસેટકે સુખી છે અને ધારાસભા કે મ્યુનિસિપાલિટીઓના સભાસદો છે; છતાં જ્યાં સુધી તેમને મંદિરપ્રવેશનો હક મળ્યો નથી, ત્યાં સુધી તેઓ સનાતની હિંદુઓને મન જેવા ને તેવા અસ્પૃશ્ય જ રહેવાના. મંદિર-પ્રવેશનો નિષેધ અને તેને પરિણામે ઊપજતી દૂરિતપણાની દશા એ હરિજનોને કાયમના દલિત રાખનારો મોટામાં મોટો પ્રતિબંધ છે. જ્યારે એ પ્રતિબંધ દૂર થશે ત્યારે—અને ત્યારે જ—ધાર્મિક અસ્પૃશ્યતા નાબૂદ થઈ કહેવાશે. તેથી કેટલા હરિજનો મંદિરપ્રવેશ માગે છે અથવા એ હક મળ્યા પછી કેટલા મંદિરમાં જશે એ સવાલ જ અપ્રસ્તુત છે.

સવર્ણ હિંદુઓ જો હિંદુધર્મને શુદ્ધ કરવા માગતા હોય અને ચાર કરોડ ઉપરાંત સ્વધર્મીઓને ન્યાય આપવા ઇચ્છતા હોય, તો તેમણે હરિજનોનો એ હક કબૂલ રાખવો જ.

જોઈએ. એટલે સુધારકો પોતાનો પ્રયત્ન ઢીલો ન પડવા દે. વડી ધારાસભામાં બિલોની ચર્ચા મુલતવી રહી એટલા માટે આપણે નિરાશ થવાનું કે સૂઈ જવાનું નથી. એ બિલો બિનસરકારી સભ્યોએ રજૂ કરેલાં છે, એટલે જો તે હિંદુ સભ્યોની ચોખ્ખી બહુમતીથી પસાર થશે અને જો એને ધારાસભાની બહાર હિંદુ લોકમતનો ટેકો મળ્યો હશે, તો એ બિલોનું પસાર થવું એ હિંદુ સમાજની એ વિષેની ઇચ્છાનું સૂચક હશે. જો કોઈ બળવાન સત્તા બળાત્કારે એ બિલો હિંદુઓ પર ઠોકી બેસાડે, તો મારે મન એની કશી કિંમત ન રહે. હું એમાં રસ લઉં છું તે એટલા માટે કે સુધારાની આડે આવતું કાયદાનું વિઘ્ન દૂર કરવા માટે તેના વિના ચાલે એમ નથી. આજે સનાતની ઘણા હોય કે એક હોય તોપણ સુધારાને આગળ વધતો અટકાવી શકે છે. ધાર્મિક સહિષ્ણુતાને સારુ આ બિલો આવશ્યક છે. એથી બીજો એનો કશો ઉપયોગ નથી.

આ જોતાં એટલું સિદ્ધ થાય છે કે, જાહેર મંદિરો કદી પણ ખુલ્લાં મુકાવવાં હોય, તો કાયદામાં ફેરફાર થવો જોઈએ અને લોકમત કેળવાવો જોઈએ. ખાનગી મંદિરો તો ઘણાં છે. તે જો ઊઘડે, અને જ્યાં લોકો માગે ત્યાં સૌને માટે ખુલ્લાં એવાં નવાં મંદિરો બંધાય, તો ઉપલા કામનો વેગ વધે. પંડિત મોતીલાલજીનાં દીકરી શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત હમણાં કાઠિયાવાડમાં થોડુંક ફરીને આવ્યાં હતાં. તેમણે મને ખબર આપી કે રાજકોટમાં હિંદુમાત્રને — હરિજનો, સુધારકો અને સનાતનીઓ આવે તો તેમને પણ — માટે મુક્ત દ્વારવાળું એક મંદિર બાંધવાની હિલચાલ ચાલી રહી છે. મંદિર પ્રાચીન ઢબનું બાંધવાનો વિચાર છે, એટલે તેમાં વિદ્યામંદિર, ધર્મશાળા તેમ જ ઉપાસનામંદિરનો સમાવેશ થશે. હું અવશ્ય આશા રાખું છું કે, જેમના હાથમાં આ

યોજના હોય, તેઓ તેને ખંતથી વળગી રહેશે ને પાર ઉતારશે. એને માટે ઘણા દ્રવ્યની જરૂર ન હોવી જોઈએ. તે વિભાગવાર બાંધી શકાય. દક્ષિણ ભારતનાં વિશાળ મંદિરો એ જ રીતે બાંધી શકાયાં હશે. સારી ખુલ્લી જગા અને ધર્મનિષ્ઠ, પ્રામાણિક પૂજારી મેળવીને આ કામની શરૂઆત તરત જ કરી શકાય. મંદિરના પૂજારીમાં જો મેલ હોય તો ખાલી ઈંટચૂનાની ઇમારત કશા કામની નથી.

પણ આ તો વિષયાંતર થયું. હાલ તરત મારો ઉદ્દેશ આટલું સત્ય સમજાવવાનો છે કે મંદિરપ્રવેશની હિલચાલ નીચેની ઢબે ચલાવવી જોઈએ :

૧. કાયદાની મુશ્કેલી દૂર કરવાને કાયદો કરવાની જરૂર છે એ વિષે લોકમત કેળવવો.

૨. ખાનગી મંદિરોના માલિકોને તેમનાં મંદિરોમાં હરિજનોને પ્રવેશ આપવા સમજાવવા.

૩. જ્યાં જરૂર જણાય અને જ્યાં હરિજનોને સુગમ એવી જગાએ પ્રાચીન ઢબનાં સંયુક્ત મંદિરો બાંધવા માટે લોકો પૈસા આપે ત્યાં નવાં મંદિરો બાંધવાં.

'હરિજનબંધુ', તા. ૯-૪-'૩૩

## ૮. ભૌતિક અને નૈતિક ગંદકી

એમાં શંકા નથી કે હરદ્વાર અને બીજાં પ્રસિદ્ધ યાત્રાસ્થાનો એક વેળા ખરેખર પવિત્ર હતાં. જગ્યાનું સૃષ્ટિસૌંદર્ય, તેમની મૂળથી ચાલતી આવેલી લોકપ્રિયતા વગેરે બતાવે છે કે, તે હિંદુધર્મની સંશુદ્ધિનાં અને સંરક્ષણનાં ધામ હતાં. પણ મારે કબૂલ કરવું પડે છે કે હિંદુધર્મ પ્રત્યેની મારી ઊંડી લાગણી અને પ્રાચીન સભ્યતા તરફ મારો સ્વાભાવિક આદર હોવા છતાં હરદ્વારમાં મનુષ્યકૃત

એક પણ વસ્તુ મને મુગ્ધ કરનારી હું ઇચ્છા છતાં નથી જોઈ શક્યો.

પહેલી વાર ૧૯૧૫માં હું હરદ્વાર આવ્યો ત્યારે ભારત-સેવાસંઘની સેવાસમિતિના સરદાર પંડિત હૃદયનાથ કુંઝરુના હાથ નીચે સ્વયંસેવક તરીકે કામ કરવા આવ્યો હતો. એટલે હું ઘણી ચીજો સહેજે જોઈ શક્યો, અને કેટલાયે માણસોના નિકટ સંબંધમાં આવ્યો. આ પરિચયો કોઈ બીજી સ્થિતિમાં હું ન કરી શકત. મોટી ભારે આશા લઈને તથા પૂજ્યભાવથી ભર્યો હું અહીં આવ્યો હતો; પણ જ્યારે એક બાજુએ ગંગાના નિર્મળ પ્રવાહે અને હિમાલયના પવિત્ર પહાડોએ મને મુગ્ધ કર્યો, ત્યારે બીજી તરફ મનુષ્યકૃતિ જોઈને મને સખત આઘાત લાગ્યો, અને અહીંની ભૌતિક અને નૈતિક મલિનતા જોઈને મને બહુ ખેદ થયો. આ મુસાફરીમાં પણ હરદ્વારની દશામાં મેં કાંઈ બહુ સુધારો ન જોયો. પહેલાંની જેમ આજે પણ ધર્મને નામે ગંગાના આ ભવ્ય અને નિર્મળ પ્રવાહને મલિન કરવામાં આવે છે. તેના તીર ઉપર ઈશ્વરનું દર્શન કરવા માટે ધ્યાન ધરવાની જગાએ શૌચાદિ ક્રિયાઓ કરતાં અસંખ્ય સ્ત્રીપુરુષો પોતાની મૂઢતા અને વિચારશૂન્યતા પ્રગટ કરે છે, અને આમ કરી કુદરતી આરોગ્યના તેમ જ ધર્મના નિયમનો ભંગ કરે છે. બધાં ધર્મશાસ્ત્રોમાં નદીઓનો પ્રવાહ, તેમના કાંઠા, જાહેર રસ્તાઓ અને આવજાના બધા માર્ગો ગંદા કરવાની મના છે. વિજ્ઞાનશાસ્ત્ર શીખવે છે કે મનુષ્યના મળમૂત્રાદિનો રીતસર ઉપયોગ કરવાથી સારામાં સારું ખાતર બને છે. આરોગ્યશાસ્ત્રીઓ ઉપર્યુક્ત સ્થાનોમાં મળાદિનાં વિસર્જનને માનવસમાજ પ્રત્યેનો અક્ષમ્ય અપરાધ ગણે છે. આ તો પ્રમાદ અને અજ્ઞાનને લીધે થતી ગંદકીની વાત થઈ. વળી ધર્મને નામે ગંગાજળ બગાડવામાં આવે છે એ તો જુદું જ. મને વિધિસર પૂજા કરાવવા માટે નિયત સ્થાને

લઈ જવામાં આવ્યો હતો. ફૂલ, સૂતર, ગુલાલ, ચોખા અને પંચામૃત વગેરે વસ્તુઓ, જે પાણી લાખો લોકો પવિત્ર સમજીને પાપ ધોવા માટે પીએ છે, તે પાણીમાં નાંખવામાં આવી. મેં તેની સામે વાંધો લીધો તો કહેવામાં આવ્યું કે જમાનાઓની આ પરંપરા છે. તે ઉપરાંત એમ પણ સાંભળ્યું છે કે શહેરની ગટરોનું ગંદું પાણી પણ નદીમાં જ ચલાવવાનો ગંભીર ગુનો અહીં થાય છે.

યાત્રાળુઓની ભારે ભીડ હોવા છતાં સ્ટેશન સાવ નાનું છે, અને નામની પણ સગવડો ત્યાં નથી. શેરીઓ સાંકડી અને ગંદી છે, અને રસ્તાઓ પર પણ ધ્યાન અપાતું નથી લાગતું. આમ અમલદારો તેમ જ જનતાએ હરદ્વારને કદરૂપું બનાવવામાં મણા નથી રાખી.

આ હરદ્વારના ભૌતિક મેલની વાત થઈ. મને વિશ્વાસપાત્ર ખબર મળી છે કે નૈતિક ગંદકી આથી પણ ક્યાંયે ચડી જાય એવી છે. હરદ્વારમાં રાતદિવસ ચાલતા ભયંકર વ્યભિચારની વાતો જે મારા સાંભળવામાં આવી, તે અહીં કહી જાય તેમ નથી. પંડાઓએ મને માનપત્ર આપ્યું તેમાં તેમણે પોતાના ભોળપણામાં ચોખ્ખું કબૂલ્યું હતું કે, હરદ્વાર શહેરમાં બ્રહ્મચર્ય પાળવું જોઈએ એવી શાસ્ત્રઆજ્ઞા છે તેથી તેઓ તે સ્થાન યાત્રાળુઓ માટે સુવાંગ રાખી પોતે હરદ્વારના અંકિત ક્ષેત્રની બહાર રહે છે. આ ઉપરથી એમ કોઈ ન માને કે અંકિત ક્ષેત્રમાં વિષયભોગો થતા નથી. આવું બધું છતાં હરદ્વાર એક આદર્શ તીર્થ ન થઈ શકે એવું કંઈ કારણ નથી. હિંદુધર્મની પ્રાચીન સંસ્કૃતિનું પુનરુત્થાન કરવાનો દાવો કરનારી અહીં ત્રણ સંસ્થાઓ છે: ઋષિકુળ, મહાવિદ્યાલય અને શ્રદ્ધાનંદજીનું ગુરુકુળ. આ ઉપરાંત હરદ્વારમાં, જ્વાલાપુરમાં અને આસપાસમાં ધનાઢ્ય મહંતો પણ છે. આ બધી અથવા તેમાંની એક પણ સંસ્થા ધારે

તો હરદ્વારને આદર્શ તીર્થસ્થાન બનાવી શકે છે. જે જાહેર સભામાં મેં હરદ્વારની ભૌતિક અને નૈતિક મલિનતા સંબંધે મારું દુઃખ ઠાલવ્યું, તેના પ્રમુખ આચાર્ય રામદેવજીએ પ્રતિજ્ઞા કરી મને આશ્વાસન આપ્યું છે કે, પોતાના ગુરુકુળની મારફતે આ સુધારાઓ માટે તેઓ પૂરેપૂરો પ્રયત્ન કરશે. કેટલાક મૂગા સેવકો પણ આ પરિસ્થિતિ સુધારવા માટે બનતો પ્રયત્ન કરી રહ્યા છે. હરદ્વારમાં સ્વદેશી ખાંડ જ વપરાય છે, પણ દર વર્ષે સાત લાખ રૂપિયા જેટલા વિદેશી કાપડની આયાત થાય છે. જ્વાલાપુરમાં, જે હરદ્વારનું મુખ્ય અંગ છે, ત્યાં એક દારૂની અને એક ખાટકીની દુકાન પણ છે. હરદ્વારમાં સંપૂર્ણ દારૂનિષેધ ન થવાનું કશું કારણ નથી. અને હિંદુ યાત્રાસ્થાનમાં ખાટકીની દુકાન હોય એ એક આશ્ચર્ય છે. આચાર્યની આશા છે કે તેઓ હરદ્વારને સ્વચ્છ કરી શકશે, અને માંસ, દારૂ તથા વિદેશી કાપડને ત્યાંથી કાઢી શકશે. એ આકાંક્ષા સેવવા જેવી છે. ઈશ્વર એ આકાંક્ષા પૂરી પાડો. જો ગુરુકુળના વિદ્યાર્થીઓ પોતાના અભ્યાસની સાથે ધર્મ અને દેશની આવી રીતે સેવાનો ઉમેરો કરે, તો તેમને સાચામાં સાચું શિક્ષણ મળે.

તા. ૩-૧૧-'૨૯

## ૯. જાત્રાનાં સ્થળો

દાક્તર લક્ષ્મીપ્રસાદે ડાકોરજીનો જે ચિતાર આપ્યો છે એમાં કંઈ અતિશયોક્તિ નથી એમ અમે જાતઅનુભવથી જાણીએ છીએ. સ્વચ્છતાના નિયમો જાળવવા ઇચ્છનાર કોઈ માણસ ડાકોરજીમાં ચોવીસ કલાક ન રહી શકે એવી સ્થિતિ છે. તળાવની આસપાસ લોકો ગમે તેમ ગંદકી કરે તેનો

કોઈ ભાવ પૂછતું નથી. મુસાફરો ગમે તેમ ગુજારો કરે છે. આપણને ડાકોરજીને વિષે અભિમાન નથી તેથી ત્યાંનું સ્ટેશન પણ ખંડેર જેવું જોવામાં આવે છે. જ્યાં દર વર્ષે લાખો માણસો જાય છે, ત્યાં ઓછામાં ઓછી સગવડ!

ડાકોરજીની આંતરવ્યવસ્થા જુઓ તો તેમાં પણ આપણને મેલ જ નજરે આવે છે. પૂજારીઓ ઠોઠ અને જડ જેવા લાગે છે. ડાકોરજીના દાગીના બાબત રિસીવર નિમાયા છે. કેવળ ધર્મના સ્થાન વિષે અદાલતે ચડવું એ વૈષ્ણવોથી કેમ સહન થઈ શકે છે! જે સંપ્રદાય નીતિનું પોષણ કરનારો છે, જેને નરસિંહ મહેતા, મીરાંબાઈ વગેરેએ શોભાવ્યો છે, તે સંપ્રદાય અત્યારે નીતિનો ઘાતક બનેલો જોવામાં આવે છે.

ડાકોરજી જનારા કોણ છે? સરળ હૃદયના ભોળા જાત્રાળુઓ જાય છે એમાં તો શક નથી. પણ પાખંડીઓ પોતાનું પાખંડ પ્રવર્તાવવા જાય છે એ પણ ચોક્કસ છે.

આ અનીતિ — અસ્વચ્છતા — રૂપ અંધારું કેમ ટળે? વૈષ્ણવોની શી ફરજ છે? ડાકોરજી એક જ જાત્રાનું ધામ અપવિત્ર થઈ રહ્યું છે એમ નથી. કાશીવિશ્વનાથમાં પણ અમે આવી જ દશા અનુભવી છે. વૈષ્ણવ ટ્રસ્ટીઓ જો પ્રહ્‌લાદના વારસ બને, તો ડાકોરમાં રહેલા અનેક હિરણ્યકશિપુને તગડી શકે. તેઓ વૈષ્ણવ સંપ્રદાયને દીપાવવા ઇચ્છે, તો ઘણા સુધારા કરી શકે. જાત્રાળુઓમાં જ્ઞાન આવે તો મુખ્ય સત્તા તો તેઓમાં રહેલી જ છે. પણ જાત્રાળુને જ્ઞાન થાય એનો અર્થ એ થયો કે, કરોડો હિંદુઓ પોતાના ધર્મની પ્રૌઢતા, તેનું ધાર્મિક તત્ત્વ સમજતા થાય. એ અવસર દૂર છે.

ભાટિયા પલટણ ત્યાં જતાં શીખી છે. આ પલટણમાં રણછોડજી વસે તો તેઓ પણ કંઈક કરી શકે. તેઓનું કામ

માત્ર બંદોબસ્ત રાખી સંતોષ માનવાનું નથી. પણ જ્યાં અનીતિ જુએ ત્યાં તેને ડાંભવાનું છે. આને સારુ તેઓ સાહિત્ય તૈયાર કરી લોકોને આપી શકે છે.

મહારાજો તો બહુયે કરે. પણ તેઓના હાથમાં 'નવજીવન' જતું હશે કે કેમ એ પણ અમે નથી જાણતા. વૈષ્ણવ વાંચનારા તેઓનું ધ્યાન આ સડા તરફ ખેંચી શકે છે. વૈષ્ણવ ભક્તો મહારાજોને તેમનો ધર્મ સમજાવી શકે છે.

સ્વરાજ્યવાદીએ ખાસ વિચારવા જેવો આ પ્રશ્ન છે. જો આપણે આપણાં જાત્રાનાં મહાસ્થાનો ન સુધારી શકીએ, તો સ્વરાજ્ય મળ્યે શું ઉજાળી શકીશું? સ્વરાજ્ય મળ્યાથી આ સ્થળો એની મેળે સુધરશે એવું તો કોઈ નહિ જ માનતું હોય.

ડાકોરની મ્યુનિસિપાલિટી કંઈક કરે એમ દાક્તર લક્ષ્મીપ્રસાદે સૂચવ્યું છે. મ્યુનિસિપાલિટી એટલે લોકો. આવી સંસ્થાઓ આત્મા વિનાની હોય છે. તે તો ગાડાંના જેવી છે. હાંકનાર જેમ હાંકે તેમ તે હંકાય. લોકોની લાગણી ઉશ્કેરાય, લોકો સ્વચ્છતા માગે, ત્યારે જ મ્યુનિસિપાલિટી સ્વચ્છતા દાખલ કરે. છતાં જ્યાં લોકોની જ પેદા કરેલી મ્યુનિસિપાલિટી નથી હોતી, ત્યાં કેટલીક વેળા અકસ્માતે કંઈક સુધારા થઈ જાય છે. કારણ મ્યુનિસિપાલિટી નથી હોતી, પણ અમુક વ્યક્તિની હોશિયારી અથવા તેની દિલસોજી હોય છે.

તા. ૨-૧૧-'૧૯

## ૧૦. બે દૃશ્યો

૧૯૨૧ની સાલમાં હું જગન્નાથપુરી ગયો હતો ત્યારે

ત્યાં મેં સહેજે ન ભુલાય એવું બહુ જોયેલું. પણ એ બધામાં બે વસ્તુઓ તો હું કદી ન ભૂલું તેવી હતી. એક તો રાતદહાડો મારા મગજમાં વારંવાર આવ્યાં જ કરે છે.

તે દિવસોમાં જગન્નાથપુરીમાં એક બહુ જ ભલો અને પરગજુ સુપરિન્ટેન્ડન્ટ હતો. તેના આશરા હેઠળ એક અનાથાલય ચાલતું. તે જોવા મને એ લઈ ગયેલો. તેમાં અનેક હૃષ્ટપુષ્ટ, પ્રફુલ્લિત બાળકો સાદડીઓ ગૂંથવાનું, ટોપલીઓ બનાવવાનું, કાંતવાવણવાનું અને એવા જ બીજા ઉદ્યોગો કરી સુખી જીવન ગાળતાં હતાં. પેલા પોલીસ સુપરિન્ટેન્ડન્ટ ભાઈએ મને કહેલું કે તે બધાં બાળકો દુષ્કાળપીડિત માબાપોનાં હતાં અને કેટલાંકને તો હાડપિંજરની દશામાં જ અનાથાલયમાં દાખલ કરેલાં.

આ આશ્રમ દેખાડ્યા પછી એ ભલો સુપરિન્ટેન્ડન્ટ અને એક ખુલ્લી જગ્યામાં લઈ ગયો. અહીં, જગન્નાથજીના મંદિરની જ દીવાલોની છાયામાં, નગરની આસપાસ બાર માઈલની અંદર રહેનારા દુષ્કાળપીડિત લોકોને હારબંધ બેસાડવામાં આવેલા. આમાંથી કેટલાકના પ્રાણોની રક્ષા તો ઉદાર ગુજરાતીઓને અને ગુજરાતીઓ પાસેથી મેળવેલા ધનથી ચોખા ખરીદી તેમને મૂઠી મૂઠી વહેંચી આપનાર શ્રી. અમૃતલાલ ઠક્કરને આભારી હતી. આ લોકોમાં પ્રાણની જ્યોતિ ધીમે ધીમે ઝાંખી પડતી જતી હતી. તેઓ નિરાશાની જીવન્ત મૂર્તિ સમાન હતા. તેમની પાંસળીઓ એક એક કરીને ગણી શકાય તેમ હતી. એક એક નસ ઊપસીને બહાર આવી પડી હતી. કોઈના શરીર ઉપર માંસનું કે સ્નાયુનું નામ નહોતું. તતડી ગયેલી કરચલીવાળી ચામડી અને હાડકાં એટલું જ નજરે પડતું હતું. આંખોનું નૂર ઊડી ગયેલું હતું. બધાંના ચહેરા ઉપર જાણે મરી છૂટવાની ઇચ્છા પ્રસરેલી હતી. જે મૂઠીભર ચોખા તેમને મળતા તે ઉપરાંત આ

જગતમાં બીજી કશી વસ્તુમાં તેમને કશો રસ ન રહ્યો હોય તેમ જણાતું હતું. પૈસા લઈને પણ તેઓ કામ કરવા તૈયાર નહોતા. મહોબત ખાતર કરે કે નહિ, કોણ જાણે! આપણે આપેલા મૂઠી ચોખા ખાઈને તેઓ જીવન ટકાવી રહ્યા હતા એ પણ કેમ જાણે આપણા ઉપર મહેરબાની ન કરતા હોય! આવી સ્થિતિમાં આવી પડેલાં આ સ્ત્રીપુરુષો — આપણી જ બહેનો અને આપણા જ ભાઈઓ — આ પ્રમાણે ધીમે ધીમે રિબાઈને મોતને શરણે જતાં હતાં એ મારા અનુભવમાં ભારેમાં ભારે કરુણાજનક ઘટના મેં જાણી છે. તેમને માટે તો જિંદગી એટલે લાચારીથી વેઠવો પડતો અખંડ ઉપવાસ. અને જ્યારે તેઓ સદાવ્રતનો ભાત ખાઈ પ્રસંગોપાત્ત પોતાનો ઉપવાસ તોડે છે, ત્યારે કેમ જાણે આપણા સુખચેનભર્યા નિષ્ઠુર જીવન માટે આપણને શરમાવા ન કહેતાં હોય?

મેં સુપરિન્ટેન્ડન્ટને પૂછ્યું: "આ લોકોને પેલાં 'અનાથ' બાળકોની જેમ કેમ ન રાખી શકાય?" તેણે કહ્યું: "એ લોકો ત્યાં રહે જ નહિ, અને કામ પણ ન કરે." વળી હજારો સ્ત્રીપુરુષો, કોઈ સંસ્થાના આશ્રય તળે કામ કરવા તૈયાર હોય તોપણ તેમને સમાવવા જેટલી જગ્યા ન હોય, એટલું સુપરિન્ટેન્ડન્ટ ઉમેરી શકતો હતો.

હિંદુસ્તાનના જેવો બીજો કોઈ પણ એવો દેશ નહિ હોય કે જ્યાં હમેશનો ભૂખમરો અને પરિણામે અસંખ્ય લોકોનું હળવે હળવે મોતને આધીન થવું એ એક સદાનો પ્રશ્ન થઈ પડ્યો હોય. આ વસ્તુઓ હિંદુસ્તાનના મનુષ્યત્વને હણી રહી છે, આનો ફડચો પણ નવીન જ હોવો જોઈએ. તે શોધતા આપણે પ્રથમ આ ભારે સંકટનું કારણ શોધવું રહ્યું. ઓરિસ્સામાં આ લોકોને બારણે જળપ્રલય અથવા અનાવૃષ્ટિને લીધે હમેશાં દુકાળ રહે છે. તેઓ કોઈ પણ જાતનો એવો

ધંધો નથી કરતાં કે જેનો આવા પ્રસંગોએ તેઓ આશરો લઈ શકે. પરિણામે તેઓ હમેશાં આળસુ થઈ પડચા રહે છે. આ જાતનું આળસ એટલું લાંબું ટકી રહ્યું છે કે હવે તે એક આદત થઈ પડી છે. ઓરિસ્સામાં ભૂખ્યાં પેટ અને નિરુદ્યમીપણું એ હજારો માણસોના જીવનનાં સાથી થઈ પડચાં છે અને ઓરિસ્સાને વિષે જે કહી શકાય છે તે ઓછાવત્તા પ્રમાણમાં હિંદુસ્તાનના બીજા ભાગોને વિષે પણ કહી શકાય.

આપણે રેલોનો ઇલાજ વખતે શોધી કાઢીએ. પણ તે પહેલાં વર્ષો વીતશે. આપણે વખતે લોકોને ખેતીના વધારે સુગમ ઉપાયો શીખવીએ. પણ તેમાં વળી એથીયે વધુ વર્ષો વીતી જશે. અને જ્યારે જલપ્રલયોને હમેશને માટે નાબૂદ કરી, ખેતીની તાજામાં તાજી રીતો શીખી લઈ તેને દાખલ કરી લઈશું, ત્યારે પણ ખેડૂતો જો ઇચ્છે તો કામ કરવા માટે નવરા તો રહેવાના જ. પણ આ સુધારા માટે યુગો જોઈએ. તે દરમ્યાન લાખો ભૂખ્યાં ભૂખમાંથી કેમ બચી જાય? જવાબ ખોળતાં રેંટિયો મળે છે. પણ જે લોકો મુદ્દલ કામ કરવાની જ ના કહે છે તે કાંતશે ખરા? હા, જો આપણે, ભણેલા-ગણેલા, પૈસેટકે સુખી ગણાતા લોકો — કાર્યકર્તાઓ — રેંટિયો ઉપાડી લઈએ તો. પોતાનાં વસ્ત્ર માટે જેઓને કાંતવાની કશી જરૂર ન હોય તેવાં હજારો ભાઈબહેનો દિલથી આ પીડિત લોકોની નજરોનજર કાંતે તો તેની અસર થયા વિના રહે જ નહિ; એટલું જ નહિ પણ રેંટિયાનું શાસ્ત્ર બીજાઓને શીખવવા માટે અને તેને લગતું પરચૂરણ સમારકામ કરી આપવા માટે કેળવાયેલા કુશળ શિક્ષકોની જે જરૂર છે, તે પણ આપણે પોતે જ્યારે રેંટિયો લઈશું ત્યારે પુરાશે. છેવટનું કારણ એ પણ છે કે, જો હજારો માણસો સ્વેચ્છાએ દેશને અર્થે કાંતી આપતા હોય, તો ખાદી સસ્તી થાય અને તેની સાથે ઝીણા સૂતરનો ઉદ્યોગ પણ

વધ્યા વિના રહે નહિ. માટે જો આપણે આપણાં ભૂખે મરતાં ભાંડુઓને અપનાવીશું, તો આપણે કાંતવાની શરતની નિંદા કરતા અટકીશું એટલું જ નહિ પણ આમવર્ગની દિવસે દિવસે વધતી જતી ગરીબીની પીડાના અમોઘ ઔષધ તરીકે તેને વધાવી લઈશું.

તા. ૨-૧૧-'૨૪

# ૧૧. તીર્થના અનુભવો

[ ગાંધીજીની આત્મકથામાંથી આ ભાગ લીધા છે.
—પ્રકાશક ]

## ૧
## કાશી

કાશી સવારના ઊતર્યો. મારે કોઈ પંડાને ત્યાં જ ઊતરવું હતું. ઘણા બ્રાહ્મણોએ મને વીંટી લીધો તેમાંથી મને જે કંઈક સુઘડ અને સારો લાગ્યો તેનું ઘર પસંદ કર્યું. મારી પસંદગી સરસ નીવડી. બ્રાહ્મણના આંગણામાં ગાય બાંધી હતી. ઉપર એક મેડી હતી ત્યાં મને ઉતારો આપ્યો. મારે વિધિસર ગંગાસ્નાન કરવું હતું. ત્યાં લગી ઉપવાસ કરવો હતો. પંડાએ બધી તૈયારી કરી. મેં તેને કહી રાખ્યું હતું કે, મારાથી સવા રૂપિયા ઉપરાંત દક્ષિણા નહિ અપાય, એટલે તે જોગી તૈયારી કરે. પંડાએ વગર તકરારે મારી વિનંતિ કબૂલ રાખી. ' અમે પૂજા તો એક જ સરખી ધનિક ગરીબ સહુને કરાવીએ, દક્ષિણા યજમાનની જેવી ઇચ્છા ને શક્તિ. ' પંડાજીએ પૂજાવિધિમાં કંઈ ગોટો વાળ્યો એમ મને ન લાગ્યું. બારેક વાગ્યે પરવારીને હું કાશીવિશ્વનાથનાં દર્શન કરવા ગયો. ત્યાં જે જોયું તેથી દુઃખ જ પામ્યો.

મુંબઈમાં ૧૮૯૧ની સાલમાં જ્યારે હું વકીલાત કરતો હતો, ત્યારે એક વાર પ્રાર્થનાસમાજમંદિરમાં 'કાશીની યાત્રા' નામનું વ્યાખ્યાન સાંભળ્યું હતું, એટલે કંઈક નિરાશાને સારુ તો હું તૈયાર થઈ રહ્યો હતો. પણ જે નિરાશા થઈ તે ધાર્યા ઉપરાંત હતી.

સાંકડી લપસણી ગલીમાં થઈને જવાનું. શાંતિનું નામ જ નહિ. માખીઓનો બણબણાટ, મુસાફરો ને દુકાનદારોનો ઘોંઘાટ અસહ્ય લાગ્યાં.

જ્યાં મનુષ્ય ધ્યાન અને ભગવત્ચિંતનની આશા રાખે, ત્યાં તેમાંનું કશું ન મળે! ધ્યાન જોઈએ તો તે અંતરમાંથી મેળવવું રહ્યું. એવી ભાવિક બહેનોને મેં જોઈ ખરી કે જે પોતાની આસપાસ શું ચાલી રહ્યું છે તે કશું જાણતી નહોતી; માત્ર પોતાના ધ્યાનમાં જ નિમગ્ન હતી. પણ એ કંઈ સંચાલકોની કૃતિ ન ગણાય. કાશીવિશ્વનાથની આસપાસ શાંત, નિર્મળ, સુગંધી, સ્વચ્છ વાતાવરણ — બાહ્ય તેમ જ આંતરિક — પેદા કરવું ને જાળવવું એ સંચાલકોનું કર્તવ્ય હોય. તેને બદલે મેં લુચ્ચાઓની છેલ્લી ઢબની મીઠાઈની અને રમકડાંની બજાર ભાળી.

મંદિરે પહોંચતાં દરવાજા આગળ ગંધાતાં સડેલાં ફૂલ. માંહે સરસ આરસની ભોંય હતી તેને કોઈ અંધશ્રદ્ધાળુએ રૂપિયાથી જડી ભાંગી નાંખી હતી; ને રૂપિયાઓમાં મેલ ભરાયો હતો.

હું જ્ઞાનવાપિ નજીક ગયો. મેં અહીં ઈશ્વરને ખોળ્યો પણ તે ન જડ્યો. તેથી મનમાં ધૂંધવાઈ રહ્યો હતો. જ્ઞાનવાપિ પાસે પણ મેલ જોયો. કંઈ દક્ષિણા ધરવાની શ્રદ્ધા નહોતી. તેથી મેં તો ખરે જ એક દુકાની ધરી અને પૂજારી પંડાજી તપ્યા. તેમણે દુકાની ફેંકી દીધી. બેચાર

ગાળો 'ચોપડાવી' ને બોલ્યા : 'તું આમ અપમાન કરશે તો નરકમાં પડશે.'

હું સ્વસ્થ હતો. મેં કહ્યું, 'મહારાજ, મારું તો થવાનું હશે તે થશે. પણ તમારા મોંમાં એલફેલ ન શોભે. આ દુકાની લેવી હોય તો લો નહિ તો એ પણ ખોશો.' 'જા તેરી દુકાની મુઝે ન ચહીએ' કહી વધારે સંભળાવી. હું દુકાની લઈ ચાલતો થયો ને માન્યું કે મહારાજે દુકાની ખોઈ ને મેં બચાવી. પણ મહારાજ દુકાની ખુએ તેવા નહોતા. તેમણે મને પાછો બોલાવ્યો, 'અચ્છા ધર દે. મેં તેરે જૈસા નહિ હોના ચાહતા. મેં ન લૂં તો તેરા બૂરા હોવે.'

મેં મૂગે મોઢે દુકાની આપી ને નિઃશ્વાસ મૂકી ચાલતો થયો. ફરી બે વાર કાશીવિશ્વનાથ જઈ ચૂક્યો છું પણ તે તો 'મહાત્મા' બન્યા પછી. એટલે ૧૯૦૨ના અનુભવ તો ક્યાંથી પામું? મારું 'દર્શન' કરવાવાળા મને દર્શન ક્યાંથી કરવા દે? 'મહાત્મા'નાં દુઃખો તો મારા જેવા 'મહાત્મા' જ જાણે. બાકી ગંદકી ને ઘોંઘાટ તો મેં એવાં ને એવાં જ અનુભવ્યાં.

ભગવાનની દયા વિષે જો કોઈને શંકા હોય તો આવાં તીર્થક્ષેત્રો જુએ. તે મહાયોગી પોતાને નામે કેટલાં ધતિંગ, અધર્મ, પાખંડ ઇત્યાદિ સહન કરે છે? તેણે તો કહી મેલ્યું છે :

ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।

એટલે કે 'કરણી તેવી ભરણી.' કર્મને મિથ્યા કોણ કરનારું છે? પછી ભગવાનને વચમાં પડવાપણું જ ક્યાં છે? તેણે તો પોતાનો કાયદો બનાવીને હાથ ધોઈ નાંખ્યા છે.

## ૨

## કુંભ

[ઈ. સ. ૧૯૧૫માં]

આ સમયે મારામાં હરવાફરવાની શક્તિ ઠીક હતી,

તેથી હું ઠીક ઠીક ભટકી શક્યો હતો. તે વખતે એટલો પ્રસિદ્ધ નહોતો થયો કે રસ્તાઓમાં ફરવાનું ભાગ્યે જ બની શકે. ભ્રમણમાં મેં લોકોની ધર્મભાવના કરતાં તેમનું બેબાકળાપણું, તેમની ચંચળતા, પાખંડ, અવ્યવસ્થા બહુ જોયાં. સાધુઓનો રાફડો ફાટ્યો હતો. તે કેવળ માલપૂડા ને ખીર જમવાને જ જન્મ્યા હોય એવા જણાયા. અહીં મેં પાંચ પગાળી ગાય જોઈ. હું તો આશ્ચર્ય પામ્યો. પણ અનુભવી માણસોએ મારું અજ્ઞાન તુરત દૂર કર્યું. પાંચ પગાળી ગાય તો દુષ્ટ લોભી લોકોનું બલિદાન હતું. આ ગાયની કાંધમાં વાછડાના જીવતા પગ કાપીને, કાંધને છેદી તેમાં તે ચોંટાડી દેવામાં આવતા હતા, ને આ બેવડી ઘાતકી ક્રિયાનું પરિણામ અજ્ઞાની લોકોને ધૂતવાને સારુ વાપરવામાં આવતું હતું. પાંચ પગાળી ગાયનાં દર્શન કરવા કયો હિંદુ ન લલચાય? તે દર્શનને સારુ તે જેટલું દાન દે તેટલું થોડું.

કુંભનો દિવસ આવ્યો. મારે સારુ એ ધન્ય ઘડી હતી. હું યાત્રાની ભાવનાથી હરદ્વાર નહોતો ગયો. મને તીર્થક્ષેત્રોમાં પવિત્રતાની શોધે જવાનો મોહ કદી નથી રહ્યો. પણ સત્તર લાખ માણસો પાખંડી હોય નહિ. મેળામાં સત્તર લાખ માણસો આવ્યાં હશે એમ કહેવાયું હતું. આમાં અસંખ્ય માણસો પુણ્ય કમાવાને સારુ, શુદ્ધિ મેળવવાને સારુ આવેલાં એને વિષે મને શંકા નહોતી. આવા પ્રકારની શ્રદ્ધા કેટલે સુધી આત્માને ચડાવતી હશે એ કહેવું અશક્ય નહિ તો મુશ્કેલ તો છે જ.

પથારીમાં પડ્યો પડ્યો હું વિચારસાગરમાં ડૂબ્યો. ચોમેર ફેલાયેલા પાખંડમાં મજકૂર પવિત્ર આત્માઓ પણ છે. તેઓ ઈશ્વરના દરબારમાં સજાપાત્ર નહિ ગણાય. જો હરદ્વારમાં આવે સમયે આવવું જ પાપ હોય, તો મારે જાહેર રીતે વિરોધ કરી કુંભને દિવસે તો હરદ્વારનો ત્યાગ જ કરવો

જોઈએ. જો આવવામાં ને કુંભને દહાડે રહેવામાં પાપ ન હોય, તો મારે કંઈક ને કંઈક કડક વ્રત લઈને ચાલતા પાપનું પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ, આત્મશુદ્ધિ કરવી જોઈએ. મારું જીવન વ્રતો ઉપર રચાયેલું છે, તેથી કંઈક કઠિન વ્રત લેવાનો નિશ્ચય કર્યો. કલકત્તા અને રંગૂનમાં મારે નિમિત્તે યજમાનોને થયેલા અનાવશ્યક પરિશ્રમનું મને સ્મરણ થયું, તેથી મેં ખોરાકની વસ્તુઓની મર્યાદા બાંધવાનો ને અંધારા પહેલાં જમી લેવાનું વ્રત લેવાનો નિશ્ચય કર્યો. મેં જોયું કે જો હું મર્યાદા નહિ જાળવું તો યજમાનોને ભારે અગવડરૂપ થઈશ ને સેવા કરવાને બદલે દરેક જગ્યાએ મારી સેવામાં જ લોકોને રોકતો થઈ જઈશ. તેથી ચોવીસ કલાકમાં પાંચ વસ્તુઓ ઉપરાંત કંઈ ખાવાનું ન લેવાનું ને રાત્રિભોજનત્યાગનું વ્રત લીધું જ. બન્નેની કઠિનાઈનો પૂરો વિચાર કરી લીધો. આ વ્રતોમાં એક પણ બારી ન રાખવાનો નિશ્ચય કર્યો. માંદગીમાં દવારૂપે ઘણી વસ્તુઓ લેવી કે ન લેવી, દવાને વસ્તુમાં ગણવી કે ન ગણવી આ બધી વાતો વિચારી લીધી ને નિશ્ચય કર્યો કે ખાવાના કોઈ પણ પદાર્થો પાંચ ઉપરાંત ન લેવા. આ બે વ્રતોને તેર વર્ષો થયાં. તેમણે મારી પરીક્ષા ઠીક કરી છે, પણ જેમ પરીક્ષા કરી છે તેમ તે મારે સારુ ઢાલરૂપ પણ ઠીક બન્યાં છે. આ વ્રતોએ મારી જિંદગી લંબાવી છે એવો મારો અભિપ્રાય છે. તેથી હું ઘણીયે વેળા માંદગીઓ-માંથી બચી ગયો છું એમ માનું છું.

## ૩

## લક્ષ્મણ ઝૂલા

મેં લક્ષ્મણ ઝૂલાની સ્તુતિ ખૂબ સાંભળી હતી. હૃષીકેશ ગયા વિના હરદ્વાર ન છોડવાની મને ઘણાની ભલામણ થઈ. મારે તો ત્યાં ચાલતા જવું હતું. એટલે એક મજલ

હૃષીકેશની ને બીજી લક્ષ્મણ ઝૂલાની હતી.

હૃષીકેશમાં ઘણા સંન્યાસીઓ મળવા આવ્યા હતા. તેમાંના એકને મારા જીવનમાં બહુ રસ લાગ્યો. ફિનિક્સ મંડળ મારી સાથે હતું. તે બધાને જોઈને તેમણે ઘણા પ્રશ્નો પૂછ્યા. અમારી વચ્ચે ધર્મની ચર્ચા થઈ. મને ધર્મની તીવ્ર લાગણી છે એમ તેમણે જોયું. હું ગંગાસ્નાન કરીને આવ્યો હતો એટલે શરીર ઉઘાડું હતું. તેમણે મારે માથે શિખા ન જોઈ ને શરીરે જનોઈ ન જોઈ તેથી તે દુઃખ પામ્યા ને મને પૂછ્યું :

'તમે આસ્તિક છો છતાં જનોઈ અને શિખા ન રાખો તેથી અમારા જેવાને દુઃખ થાય. આ બે હિંદુધર્મની બાહ્ય સંજ્ઞાઓ છે, ને તે દરેક હિંદુએ રાખવી જોઈએ.'

દશેક વર્ષની ઉંમરે પોરબંદરમાં બ્રાહ્મણોની જનોઈને છેડે બાંધેલી ચાવીના રણકાર હું સાંભળતો તેની મને અદેખાઈ થતી. રણકાર કરતી કૂંચીઓ જનોઈએ બાંધીને ફરીએ તો કેવું સારું એમ લાગતું. કાઠિયાવાડમાં વૈશ્ય કુટુંબમાં જનોઈનો રિવાજ તે વેળા નહોતો. પણ પ્રથમ ત્રણ વર્ણે જનોઈ પહેરવી જ જોઈએ એવો નવો પ્રચાર ચાલી રહ્યો હતો. તેને અંગે ગાંધી કુટુંબમાં કેટલાક જનોઈ પહેરતા થયા હતા. જે બ્રાહ્મણ અમને બેત્રણ સગાને રામરક્ષાનો પાઠ શીખવતા હતા, તેમણે અમને જનોઈ પહેરાવી અને મારી પાસે કૂંચી રાખવાનું કશું કારણ નહોતું, છતાં મેં બેત્રણ કૂંચીઓ લટકાવી. જનોઈ તૂટી ગઈ ત્યારે તેનો મોહ ઊતરી ગયો હતો કે નહિ એ તો યાદ નથી, પણ મેં નવી ન પહેરી.

મોટી ઉંમર થતાં બીજાઓએ મને જનોઈ પહેરાવવાનો પ્રયત્ન હિંદુસ્તાનમાં તેમ જ દક્ષિણ આફ્રિકામાં કરેલો, પણ મારી ઉપર તેમની દલીલની અસર ન થઈ. શૂદ્ર જનોઈ ન

પહેરે તો બીજા વર્ણ કેમ પહેરે ? જે બાહ્ય વસ્તુનો રિવાજ અમારા કુટુંબમાં નહોતો તે દાખલ કરવાનું મને એક પણ સબળ કારણ નહોતું મળ્યું. મને જનોઈનો અભાવ નહોતો, પણ તે પહેરવાનાં કારણનો અભાવ હતો. વૈષ્ણવ હોવાથી હું કંઠી પહેરતો. શિખા તો વડીલો અમને ભાઇઓને રખાવતા. વિલાયત જતાં ઉઘાડું માથું હોય, ગોરાઓ તે જોઈ હસે અને જંગલી ગણે એવી શરમથી શિખા કપાવી હતી. મારી સાથે રહેતા મારા ભત્રીજા છગનલાલ ગાંધી દક્ષિણ આફ્રિકામાં બહુ ભાવપૂર્વક શિખા રાખી રહ્યા હતા. તે શિખા તેમના જાહેર કામમાં વચ્ચે આવશે એમ વહેમથી મેં તેમનું મન દુભવીને તે છોડાવી હતી. આમ શિખાની મને શરમ હતી.

સ્વામીને ઉપરની હકીકત મેં કહી સંભળાવી ને કહ્યું :

'જનોઈ તો હું ધારણ નહિ કરું. અસંખ્ય હિંદુઓ જે નથી પહેરતા છતાં હિંદુ ગણાય છે, તે મારે પહેરવાની હું જરૂર નથી જોતો. વળી જનોઈ ધારણ કરવી એટલે બીજો જન્મ લેવો; એટલે આપણે ઇરાદાપૂર્વક શુદ્ધ થવું, ઊર્ધ્વગામી થવું. અત્યારે હિંદુ સમાજ અને હિંદુસ્તાન પડેલાં છે, તેમાં જનોઈ પહેરવાનો આપણને અધિકાર જ ક્યાં છે ? હિંદુ સમાજ અસ્પૃશ્યતાનો મેલ ધુએ, ઊંચનીચની વાત ભૂલી જાય, બીજા ઘર કરી ગયેલા દોષો કાઢે, ચોમેર ફેલાયેલાં અધર્મ, પાખંડ દૂર કરે, ત્યારે તેને જનોઈનો અધિકાર ભલે હો. એટલે જનોઈ ધારણ કરવાની તમારી વાતનો મને ઘૂંટડો નથી ઊતરતો, પણ શિખા વિષેની તમારી વાત મારે અવશ્ય વિચારવી પડશે. તે તો હું રાખતો. તે મેં શરમ અને બીકને માર્યે કપાવી નાંખી છે. તે ધારણ કરવી જોઈએ એમ મને લાગે છે. મારા સાથીઓ જોડે આ વાત હું વિચારી લઈશ.'

સ્વામીને જનોઈ વિષેની મારી દલીલ ન ગમી. જે કારણો મેં ન પહેરવાનાં બતાવ્યાં તે તેમને પહેરવાના પક્ષનાં લાગ્યાં. જનોઈ વિષેનો હૃષીકેશમાં મેં જણાવેલો વિચાર આજ પણ લગભગ એવો જ કાયમ છે. જ્યાં લગી જુદા જુદા ધર્મ રહ્યા છે, ત્યાં લગી પ્રત્યેક ધર્મને કંઈક ખાસ બાહ્ય સંજ્ઞાની કદાચ આવશ્યકતા હોય. પણ જ્યારે બાહ્ય સંજ્ઞા કેવળ આડંબરરૂપે થઈ પડે, અથવા પોતાના ધર્મને બીજા ધર્મથી તારવી કાઢવા સારુ વપરાય, ત્યારે તે ત્યાજ્ય થઈ પડે છે. અત્યારે જનોઈ હિંદુધર્મને ઊંચે લઈ જવાનું સાધન છે એમ હું જોતો નથી, એટલે તેને વિષે હું તટસ્થ છું.

શિખાનો ત્યાગ મને પોતાને શરમ ઉપજાવનારો હતો તેથી સાથીઓની સાથે ચર્ચા કરી તે ધારણ કરવાનો મેં નિશ્ચય કર્યો. પણ હવે આપણે લક્ષ્મણ ઝૂલા જવું જોઈએ.

હૃષીકેશ અને લક્ષ્મણ ઝૂલાનાં કુદરતી દૃશ્યો બહુ ગમ્યાં. કુદરતની કળા ઓળખવાની પૂર્વજોની શક્તિ વિષે ને કળાને ધાર્મિક સ્વરૂપ આપવાની તેમની દૂરંદેશી વિષે મનમાં અતિમાન થયું.

પણ મનુષ્યની કૃતિથી ચિત્તને શાંતિ ન થઈ. જેમ હરદ્વારમાં તેમ હૃષીકેશમાં લોકો રસ્તાઓ અને ગંગાનો સુંદર કિનારો ગંદો કરી મૂકતા હતા. ગંગાનું પવિત્ર પાણી બગાડતાં પણ તેમને કશો સંકોચ નહોતો થતો. હાજતે જનારા દૂર જવાને બદલે જ્યાં માણસોની આવજા હોય ત્યાં હાજતે જતા હતા. આ જોઈને હૃદયને બહુ આઘાત પહોંચ્યો.

લક્ષ્મણ ઝૂલા જતાં લોઢાનો ઝૂલતો પુલ જોયો. લોકોની પાસેથી સાંભળ્યું કે આ પુલ પ્રથમ તો દોરડાનો પણ ઘણો મજબૂત હતો. તેને તોડીને એક ઉદાર દિલના મારવાડી ગૃહસ્થે મોટું દાન આપી લોખંડનો પુલ બનાવરાવ્યો ને તેની

ચાવી સરકારને સોંપી ! દોરડાના પુલનો મને કશો ખ્યાલ નથી, પણ લોખંડનો પુલ કુદરતી વાતાવરણને કલુષિત કરતો હતો ને બહુ અળખામણો લાગતો હતો. યાત્રાળુઓના આ રસ્તાની ચાવી સરકારને હસ્તક સોંપવામાં આવી એ મારી તે વેળાની વફાદારીને પણ અસહ્ય લાગ્યું.

ત્યાંથી વધારે દુઃખદ દૃશ્ય સ્વર્ગાશ્રમનું હતું. જસતનાં પતરાંની તબેલા જેવી કોટડીઓને સ્વર્ગાશ્રમનું નામ આપવામાં આવ્યું હતું. આ સાધકોને સારુ બનાવવામાં આવી હતી એમ મને કહેવામાં આવ્યું. તેમાં ભાગ્યે કોઈ સાધક એ વખતે રહેતા હતા. આને લગતા મુખ્ય મકાનમાં રહેનારાઓએ પણ મારી ઉપર સારી છાપ ન પાડી.

## ૧૨. અંધશ્રદ્ધા

શ્રી. હરજીવન કોટક કાશ્મીરના પાટનગર શ્રીનગરમાં ચરખાસંઘ વતી ખાદીકામ કરી રહ્યા છે પણ ખાદીસેવકનું હૃદય જ્યાં દુઃખ જુએ ત્યાં પીગળે તો ખરું જ. તેથી જ્યારે અમરનાથના યાત્રાળુઓ અતિવૃષ્ટિને લીધે પીડાયા, ત્યારે તેમણે તાર કર્યો. મેં હકીકત માગી તેનો જવાબ નીચે મુજબ આવ્યો છે:

"રિવાજ મુજબ અમરનાથની યાત્રાએ આ સાલ પાંચેક હજાર સ્ત્રીપુરુષો અને બાળકો ગયાં છે. ગઈ સાલ કંઈ વિટંબણા નહોતી તેથી આ સાલ સ્ત્રીઓ અને બાળકો વધુ પ્રમાણમાં હોય એમ મારું માનવું છે. શ્રાવણ સુદ ૧૫ મે અમરનાથ પહોંચવા અહીંથી 'છડી' સુદ ૪ના ઊપડે છે તે પગે ચાલીને જાય છે. યાત્રાળુઓ મોટર કે લૉરીમાં બેસી ૧૧ ને દિવસે ૬૦ માઈલ દૂરના 'પડાવે' જઈ મળે છે. ત્યાંથી બધાએ પગે ચાલીને કે ઘોડા પર જવાનું હોય છે. રસ્તો બે પહાડોની સાંકડી ખીણમાં થઈને જાય છે, અને તેમાંયે એક તરફ નીચે નદી વહેતી હોય છે. કેટલેક સ્થળે બહુ મુશ્કેલીથી

ચડી શકાય એવી ટેકરીઓ 'ઘાટીઓ' આવે છે. ટાઢ જેમ આગળ જઈએ તેમ વધતી હોય છે. અને છેવટના 'પડાવ' આગળ તો ૩૫ ડિગ્રી હોય છે. આમ છતાં યાત્રાળુ સ્ત્રીઓ ખુલ્લે પગે અને ઠંડા પાણીમાં સ્નાન કરતી હોય છે.

"શેષનાગ કરીને ૧૨૦૦૦ ફૂટ ઊંચી ટેકરી છે. તેરસને દિવસે સંઘ અહીં પહોંચે છે. અહીં પહોંચ્યા પછી આ સાલ આ યાત્રીઓને વરસાદ તથા વાદળાંએ ઘેર્યાં. આગળ વધવું તો અશક્ય થયું, પણ પાછું ફરવું પણ તેમજ થયું. જેનાથી નસાય તે સામાન, સ્ત્રી, છોકરાં કે બધું મૂકીને નાઠાં. તેમાંનાં કેટલાંક ચૌદશને દિવસે અહીં પહોંચ્યાં ત્યારે આ આફતની ખબર પડી. રાજ્ય તથા ખાનગી સંસ્થાઓ તરફથી માણસો તથા લોરીઓ મદદે ગયાં, પણ વરસાદ સાત દિવસ સુધી ચાલુ જ રહ્યો. રસ્તા ધોવાઈ ગયા, પુલો ઉપર થઈને પાણી વહેવા લાગ્યાં, તારવ્યવહાર થોડે દૂર સુધી છે તે પણ તૂટી ગયો. એટલે મદદે જનારાનું શું, સપડાયેલાનું શું, વગેરે આજ ત્રીજે દિવસ છતાં ખરી ખબર મળી નથી."

અમરનાથ ક્યાં ને મોટરલોરી ક્યાં ? એવો એક સમય હતો કે જ્યારે અસંખ્ય યાત્રાળુઓ કન્યાકુમારીથી કાશ્મીર લગી પગપાળા જઈ, અનેક સંકટો વેઠી અમરનાથ ચડતા. તે વેળા પણ જીવને જોખમ હતું. તે વેળા કેટલાએ પુણ્યની શોધમાં નીકળતાં પોતાના વહાલા જીવ ખોયા હશે તેના આંકડા આપણી પાસે નથી, નહોતા તે દહાડે પણ કોઈની પાસે. આ ખરી યાત્રા હતી.

આજે તો અમરનાથની તળેટી લગી મોટરલોરી જેમ માલ ઉતારે તેમ યાત્રાળુઓને ઉતારે છે, ને યાત્રાળુઓ તેમ સુખેથી જવામાં પુણ્ય માને છે. પછીનો રસ્તો પગપાળા કે ઘોડે જવાનો રહ્યો, તે આ યાત્રાળુઓ જેમ તેમ કરી કાપે છે. જો છેવટ લગી કોઈ લોરી લઈ જાય અથવા હવાઈ જહાજથી અમરનાથની ટોચે તેમને ઉતારે તો તેઓ તેમ જાય.

આમ મનુષ્ય સુખ શોધતો છતો ધર્મભાવનાને વશ રહી દુઃખ વેઠે છે ને મરણની ભેટ પણ કરે છે. આમાં અંધશ્રદ્ધા

છે. અંધશ્રદ્ધા સુખ શોધતી દુઃખ વેઠવા તૈયાર રહે છે. શુદ્ધ સાત્ત્વિક શ્રદ્ધા દુઃખ વેઠવામાં સુખ જુએ છે, ને તેથી જાણે છે કે વિમાનમાં બેસીને અમરનાથ જવું તે કુતૂહલ શાંત કરવાનો માર્ગ છે, યાત્રાનો નહિ. સાત્ત્વિક શ્રદ્ધા તો ઉઘાડે પગે જ હીંડતી જાય; કાંટાની, ટાઢતડકાની, વાઘવરુની પીડાની બરદાસ કરે, ને અમરનાથ ન પહોંચે તોયે પહોંચવાનું ફળ મેળવી લે. તેની પાસે વિમાન, મોટર, રેલ અને પગથી એમ ચાર પસંદગી હોય તોયે તે પગથીને પસંદ કરી સુખ મહાલે. આવી દૃઢતા જ્યારે લોક મેળવે ત્યારે તેનો ધર્મ જુદું જ સ્વરૂપ પકડે. ત્યારે તે અમરનાથની યાત્રામાં ને સ્વરાજ્યયાત્રામાં ભેદ ન માને. અમરનાથ જતાં દુઃખ વેઠવામાં પુણ્ય માને, અને સ્વરાજને સારુ ફાંસીએ ચડતાં પણ પુણ્ય માને. જે પાછા હઠે એ ધર્મને જાણતા નથી.

લોકસેવકની પાસે કામ કરવા સારુ લોકની શ્રદ્ધાનું અપરિમિત ક્ષેત્ર પડ્યું છે. વલ્લભભાઈ તેને ઓળખી ગયા. તેમણે સરકારની સામે અહિંસક યુદ્ધ કરવામાં ધર્મ છે એમ લોકોને બતાવ્યું. લોકો ધર્મનું નામ જાણી દોરાયા, તેમણે સાચે જ સત્યાગ્રહમાં ધર્મ જોયો, ને તેઓ યાત્રાનો શુદ્ધ અર્થ સમજ્યા. ખરી યાત્રા હૃદયમાં છે; ખરી યાત્રા પારમાર્થિક ભાવે દુઃખ વહોરવામાં ને વેઠવામાં છે.

વાંચનાર જોશે કે અમરનાથના યાત્રાળુઓના દુઃખનિવારણ સારુ મેં મદદ માગી નથી, તેમને સારુ દિલગીરી પણ જાહેર નથી કરી. યાત્રાળુઓ મદદ પામે એવું છે નહિ, યત્કિંચિત્ જોઈએ તે ત્યાંથી જ મળી રહી હોય. જે ગયા તે ગયા, રહ્યા તે તળેટીએ પહોંચતાં મુક્ત થયા. મહાન શિખરોએ ચડનારા અસંખ્ય લોકોને સારુ અમરનાથના અનુભવ સાવ સાધારણ બનાવ છે.

તા. ૧૬–૯–'૨૮

# ૧૩. કન્યાકુમારીનાં દર્શન

કાશ્મીરથી કન્યાકુમારી ને કરાંચીથી આસામ એવી હિંદુસ્તાનની સીમા છે. ત્યાં હિંદુસ્તાનની ચારે દિશા પૂરી થાય છે. મથાળે હિંદુકુશરૂપી શિખર હિંદમાતાને સુશોભિત ને સુરક્ષિત રાખે છે. નીચે અરબી સમુદ્ર અને બંગાળના ઉપસાગરનાં શુદ્ધ જળ હિંદમાતાનું પાદપ્રક્ષાલન કરે છે. કન્યાકુમારી એટલે શંકર સરખા અવધૂત પણ સાક્ષાત્ દેવરૂપ જોડે વિવાહ અર્થે તપશ્ચર્યા કરતી પાર્વતી. હિંદુસ્તાનનો આ છેડો છે એટલે ત્રણ બાજુએ આપણે દરિયો જ જોઈએ છીએ. બે પાણી અહીં મળે છે તેથી બે રંગનો પણ કંઈક ભાસ આવે છે. આપણું મુખ બરોબર દક્ષિણ તરફ હોઈ એક જ જગ્યાએથી આપણે ડાબી જમણી બાજુએ સૂર્યને ઊગતો ને આથમતો જોઈ શકીએ છીએ. એ દેખાવ જોવા જેટલો તો અમને સમય નહોતો પણ સૂર્યને સવારના પહોરમાં તારાઓને નિસ્તેજ કરી બંગાળનાં ' મહોદધિ 'માં સ્નાન કરી ઊગતો અને સાંજે સુવર્ણમય આકાશમાંથી ઊતરી પશ્ચિમના ' રત્નાકર 'માં શયન કરવા છુપાઈ જતો આપણે કલ્પી શકીએ છીએ. ત્યાં રહેનાર દરબારી અતિથિગૃહના રક્ષકે તો છેવટે સૂર્યાસ્તનો ભવ્ય દેખાવ જોવાને રોકાવા અમને બહુ લલચાવ્યા પણ ઘોડે — નહિ મોટરે — ચડીને આવેલ અમે એ રસ લૂંટવા ક્યાંથી રોકાઈ શકીએ ? મેં તો હિંદમાતાના પાદપ્રક્ષાલનથી પવિત્ર થયેલા સમુદ્રના મોજાથી મારા પગને પવિત્ર કરીને જ સંતોષ માન્યો.

ઋષિની શી રચના ! પુરાણીનો શો રસ ! અહીં હિંદુસ્તાનની સીમાએ, જ્યાં આપણી દુનિયાનો છેડો છે ત્યાં, ઋષિઓએ કન્યાકુમારીના મંદિરની સ્થાપના કરી ને પુરાણી-ઓએ તેમાં સાથિયા પૂરી તેને શણગાર્યું. મને ત્યાં

સૃષ્ટિસૌંદર્યનો રસ લૂંટવાની અભિલાષા ન રહી — જોકે ત્યાં તો એ રસનાં કૂંડાં જ લૂંટાય છે. મને તો ત્યાં ધર્મના રહસ્યનું અમૃતપાન મળ્યું. હજુ તો હું ત્યાંના સુંદર ઘાટ ઉપર મારા પગ સમુદ્રમાં બોળી રહ્યો હતો, ત્યાં મારા સાથીઓમાંના કોઈએ મને કહ્યું, 'પેલી ટેકરી ઉપર વિવેકાનંદ જઈ સમાધિસ્થ થતા.' આ વાત સાચી હો યા ન હો પણ તદ્દન શક્ય હતી. સારો તરનાર ત્યાં સુધી તરી જઈ શકે. એ ટેકરીરૂપ બેટ ઉપર શાંતિનો તો પાર જ ન હોય. સમુદ્રમાં મોજાંનું મંદ અને મધુર વીણાગાન તો સમાધિને પોષે એટલે મારી ધર્મજિજ્ઞાસા વધુ તીવ્ર થઈ. પગથિયાંની બાજુએ જ એક ચબૂતરો બનાવ્યો છે. તેની ઉપર સોએક માણસ સુખેથી બેસી શકે. મને તો ત્યાં બેસી ગીતાજીનો પાઠ ગાવાની હોંશ થઈ આવી. પણ છેવટે તે પવિત્ર ઇચ્છાને પણ દબાવી, ગીતાના ગાનારની મૂર્તિને જ મારા હૃદયમાં ભરી હું શાંત રહ્યો.

આમ પવિત્ર થઈ અમે મંદિરમાં ગયા. હું તો અસ્પૃશ્યતાનિવારણનો હિમાયતી ને પોતાને ભંગી તરીકે ઓળખાવનારો તેથી તેમાં મારો પ્રવેશ થઈ શકશે કે કેમ એ વિષે જ જરા શંકા હતી. મેં મંદિરના અધિકારીને કહી દીધું કે તેની દૃષ્ટિએ જ્યાં જવાનો મને અધિકાર ન હોય ત્યાં મને ન લઈ જાય. હું તે પ્રતિબંધને માન આપીશ. તેણે કહ્યું માતાનાં દર્શન તો સાડાપાંચ વાગ્યા પછી જ થાય અને તમે તો ચાર વાગ્યે આવ્યા છો. પણ તમને બીજું બધું બતાવીશ. તમારે સારુ પ્રતિબંધ તો છેક જ્યાં દેવી બિરાજે છે ત્યાં જવાની બાબતમાં તો ખરો; પણ તે તો વિલાયત જઈ આવેલા દરેકને સારુ છે. મેં કહ્યું, 'તો એ પ્રતિબંધનું હું સુખેથી પાલન કરીશ.' આટલી વાત પછી તે અધિકારી મને અંદર લઈ ગયો ને મને અંદરની બાજુએ થતી પ્રદક્ષિણા કરાવી.

મને મૂર્તિપૂજક હિંદુના અજ્ઞાન ઉપર દયા ન છૂટી પણ તેના જ્ઞાનનું વિશેષ ભાન થયું. મૂર્તિપૂજાનો માર્ગ બતાવી એક ઇશ્વરના અનેક ન બનાવ્યા; પણ મનુષ્ય એક ઇશ્વરને તેનાં અનેકાનેકરૂપે પૂજી શકે છે ને પૂજ્યે જશે એ વસ્તુ શોધી ને તે જગતને બતાવી. ભલે ખ્રિસ્તી કે મુસલમાન પોતાને મૂર્તિપૂજક ન માને, પણ પોતાની કલ્પનાને પૂજનાર પણ મૂર્તિપૂજક જ છે. મસ્જિદ કે ગિરજાઘર એ પણ એક પ્રકારની મૂર્તિપૂજા જ છે. ત્યાં જ જઈ હું વધારે પવિત્ર થાઉં એ કલ્પનામાં મૂર્તિપૂજા છે ને તેમાં કંઈ દોષ નથી. કુરાનમાં જ કે બાઇબલમાં જ ઇશ્વરનો સાક્ષાત્કાર છે, એવી કલ્પના એ પણ મૂર્તિપૂજા છે ને તે નિર્દોષ છે. હિંદુ તેથી આગળ જઈ કહે છે કે, જેને જે રૂપે ગમે તે રૂપે તે ઇશ્વરને પૂજે. પથ્થર કે સોનારૂપાની મૂર્તિ બનાવી, તેમાં ઇશ્વરનું આરોપણ કરી, તેનું ધ્યાન ધરી જે મનુષ્ય ચિત્તશુદ્ધિ કરશે, તેને પણ મોક્ષનો સંપૂર્ણ અધિકાર છે. આ બધું મને પ્રદક્ષિણા કરતાં વધારે સ્પષ્ટ થયું.

પણ ત્યાંયે મારા સુખમાં દુઃખ તો હતું જ. મને તો પ્રદક્ષિણા કરવા દીધી. છેવટ લગી મને ન જવા દે તે તો હું વિલાયત જઈ આવેલો તેને લીધે. પણ અસ્પૃશ્યોનો પ્રતિબંધ તો તેમના જન્મને લીધે. આ કેમ સહ્યું જાય? શું કન્યાકુમારી અભડાઈ જાય? શું પુરાતન કાળથી આમ જ ચાલ્યું હશે? એમ હોય જ નહિ એવો અંતરનાદ આવ્યો. અને જો તેમ ચાલતું આવ્યું હોય તોયે પુરાતન છતાં તે પાપ જ છે. પાપ પોતે પુરાતન થયું એટલે તે પાપ મટી પુણ્ય બનતું નથી. એટલે આ કલંક દૂર કરવાને મહાયજ્ઞ કરવાની પ્રત્યેક હિંદુની ફરજ છે એમ મને વિશેષ દૃઢ થયું.

તા. ૨૯–૩–'૨૫

## ૧૪. એને શી ઉપમા દઈએ?

સિમલા દાર્જિલિંગ પણ હિમાલયના પ્રદેશ છે, પણ ત્યાં મને હિમાલયના મહત્ત્વનો ખ્યાલ ન આવી શક્યો. હું ત્યાં રહ્યો પણ ઓછો, અને એ પ્રદેશ એક અંગ્રેજી સંસ્થાન જેવો લાગ્યો. આલમોડામાં હિમાલય શું છે એની કંઈક કલ્પના આવી. હિમાલય ન હોય તો ગંગા, જમના, બ્રહ્મપુત્રા, સિંધુ ન હોય; હિમાલય ન હોય તો વરસાદ ન હોય અને આ નદીઓ ન હોય; વરસાદ ન હોય તો હિંદુસ્તાન રેગીસ્તાન અથવા સહરાનું રણ હોય. આ જાણનારા અને સદાય બધી પ્રસાદીઓને સારુ ઈશ્વરનો પાડ માનનારા દીર્ઘદર્શી પૂર્વજોએ હિમાલયને યાત્રાનું ધામ કરી મૂક્યું. આ પ્રદેશમાં હજારો હિંદુઓએ ઈશ્વરની શોધમાં પોતાના દેહનો ભોગ આપ્યો છે. તે ગાંડા નહોતા. તેમની તપશ્ચર્યાને બળે હિંદુધર્મ ને હિંદુસ્તાન ટકી રહ્યાં છે.

એ હિમાલયનાં ધોળાં શિખરો નિહાળતાં જુદી જુદી કોટિનાં માણસો શું ધારે એમ વિચાર કરતો હું કોસાનીમાં સૂર્યના તેજમાં નાચતાં, બરફથી ઢંકાયેલ શિખરોની હારનાં દર્શન કરી રહ્યો હતો. તે વખતે જે વિચારો ઉપરાઉપર ધસી આવ્યા તેનો ભાગીદાર હું વાંચનારને બનાવી દઉં અને મન હળવું કરું.

બાળકો જુએ તો કહે: આ તો સૂતરફેણીનો પહાડ છે; ચાલો, આપણે દોડી જઈએ ને તેની ઉપર બેઠા સૂતરફેણી ચાખ્યા જ કરીએ. મારા જેવો રેંટિયાઘેલો કહેશે: કપાસ ફોલીને, કપાસિયા પીલી કાઢીને, રૂ પીંજીને કોઈએ રેશમ જેવા અખૂટ રૂનો પહાડ બનાવી મૂક્યો છે; આ દેશના લોકો કેવા ઘેલા છે કે આટલી રૂની સગવડ છતાં નાગાભૂખ્યા રવડે

છે ! ધર્મનિષ્ઠ પારસી પહોંચી જાય તો સૂર્યદેવને નમસ્કાર કરતો કહેશે : હમણાં જ પેટીમાંથી કાઢેલી નવી ઊજળી દૂધ જેવી પાઘડી ને તેવા જ ઊજળા, અસ્ત્રી કરેલા, ઘડીબંધ જામા પહેરેલા પહાડ જેવા દસ્તૂરો સૂર્યનારાયણનાં દર્શનમાં લીન થઈ, હાથ જોડી, સ્થિર થઈ ઊભેલા શોભી નીકળે છે. ભાવિક હિંદુ આ ઝગમગતાં છતાં દૂરથી ઘટ્ટ વાદળાંમાંથી પાણી ઝીલતાં શિખરોને જોઈ કહેશે : આ તો સાક્ષાત્ દયાના ભંડાર શિવજી ગંગાજીને પોતાની ઊજળી જટામાં ઝીલી રહ્યા છે ને ભારતવર્ષને પ્રલયમાંથી બચાવી રહ્યા છે.

શંકરાચાર્યે આલમોડામાં ભ્રમણ કર્યું હતું. તેમને તો અત્યારે પણ કહેતા સાંભળી રહ્યો છું : 'ખરેખર આ અદ્ભુત દર્શન છે, પણ બધી ઈશ્વરી માયા જ છે. હિમાલયે નથી, હુંયે નથી, તુંયે નથી; જે છે તે છે ને એ બ્રહ્મ જ છે. એ જ સત્ય છે, જગત મિથ્યા છે. બોલો ब्रह्म सत्यं जगन्मिथ्या ।'

વાંચનાર ! ખરો હિમાલય આપણા હૃદયમાં છે. એ ગુફામાં સંતાઈ જવું ને ત્યાં શિવદર્શન કરવાં એ ખરી યાત્રા છે, એ જ પુરુષાર્થ છે.

તા. ૧૪–૭–'૨૯

# ખંડ ૩ જો : ઉપવાસ અને પ્રાર્થના

## ૧. ઉપવાસ અને પ્રાર્થના

[ એ નામના લેખમાંથી નીચેનો ભાગ લીધો છે.

—પ્રકાશક ]

ઉપવાસ અને પ્રાર્થના જો સાચા દિલથી અને ધાર્મિક વૃત્તિથી કરવામાં આવે, તો તેમાંથી મહાન પરિણામો નિપજાવી શકાય છે એમ મારી ખાતરી છે અને મારો અનુભવ છે. ઉપવાસથી જે શુદ્ધિ મેળવી શકાય છે, એ શુદ્ધિ બીજી કોઈ રીતે નથી મેળવી શકાતી. પણ પ્રાર્થના વિનાનો ઉપવાસ શુષ્ક છે અને તેનું પરિણામ રોગીને નીરોગી કરવામાં આવી શકે અથવા તો નીરોગીને નકામું દુઃખ સહન કરવા જેટલું આવે. ઉપવાસ કેવળ દેખાવને ખાતર અથવા ત્રાસ ઉપજાવવાને ખાતર કરવામાં આવે એ તો કેવળ પાપકર્મ જ ગણાય. એટલે પોતાની જ ઉપર અસર કરવાને સારુ પ્રાયશ્ચિત્તરૂપે થયેલો પ્રાર્થનાયુક્ત ઉપવાસ એ જ ધાર્મિક ઉપવાસ ગણી શકાય. પ્રાર્થના એટલે ઈશ્વરની પાસે સંસારી સુખ કે બીજી સ્વાર્થ સાધવાની વસ્તુઓ માગવી એ નથી. પ્રાર્થના એ ક્લેશ પામેલા આત્માનો ગંભીર નાદ છે. તેની અસર જગત ઉપર થયા વિના રહેતી નથી અને તે પ્રાર્થના ઈશ્વરના દરબારમાં સંભળાયા વિના રહેતી નથી. વ્યક્તિ અથવા તો પ્રજા જ્યારે મોટા સંકટથી પીડાય છે, ત્યારે તે

પીડાનું શુદ્ધ જ્ઞાન એ જ પ્રાર્થના છે; અને જ્યારે એવું પવિત્ર જ્ઞાન થાય છે, ત્યારે ખાવા ઇત્યાદિના શારીરિક વ્યાપારો સહેજે મોળા પડે છે. પોતાનો એકનો એક દીકરો મૃત્યુ પામે છે ત્યારે મા પીડાય છે. તેને ખાવાનું સૂઝતું નથી. એવી જ પીડા જ્યારે પ્રજાની કોઈ પણ વ્યક્તિને દુઃખ થવાથી બીજા બધાને થાય, ત્યારે પ્રજાનો જન્મ થયો ગણાય. એ પ્રજા અમરપદ પામવા લાયક બને છે. હિંદુસ્તાનમાં અનેક ભાઈઓ અને બહેનો મહાસંકટમાં રહે છે એમ આપણે જાણીએ છીએ, એટલે આપણને ખરું જોતાં તો પ્રાર્થનામય ઉપવાસના સમયો ડગલે ડગલે આવી પડે છે. પણ પ્રજાજીવન એટલું ઉગ્ર નથી થયું, એટલું શુદ્ધ નથી થયું. એમ છતાંયે કેટલાક પ્રસંગો બની આવે છે કે જ્યારે આપણે બહુ ક્લેશ પામીએ છીએ.

તા. ૧૨–૧૦–'૧૯

## ૨. તપનો મહિમા

હિંદુધર્મમાં ડગલે ડગલે તપ છે. પાર્વતીને શંકર જોઈએ તો તેણે તપ કરવું, શિવથી ભૂલ થઈ તો તેમણે તપ કર્યું. વિશ્વામિત્ર તો તપની મૂર્તિ હતા. રામ વનમાં ગયા તો ભરતે યોગારૂઢ થઈ ઘોર તપશ્ચર્યા આદરી અને શરીરને નિચોવી નાંખ્યું.

ઈશ્વર બીજી રીતે મનુષ્યની કસોટી જ નથી કરી શકતો. જો આત્મા દેહથી ભિન્ન છે, તો દેહને કષ્ટ આપીએ છતાં આત્મા પ્રસન્ન રહે. અન્ન શરીરનો ખોરાક છે, જ્ઞાન અને ચિંતન આત્માનો. આ વસ્તુ પ્રસંગોપાત્ત દરેકે પોતાને સારુ સિદ્ધ કરવી રહી છે.

પણ જો તપાદિની સાથે શ્રદ્ધા, ભક્તિ, નમ્રતા ન હોય, તો તપ એ મિથ્યા કષ્ટ છે. તે દંભ પણ હોય. એવા તપસ્વી કરતાં સુખપૂર્વક ખાનારા પ્રભુભક્ત હજાર ગણા સારા છે.

મારા તપની કથા લખવા જેટલી આજે મારી શક્તિ નથી; પણ એટલું કહી જાઉં કે એ તપ વિના મારું જીવવું અશક્ય હતું. હવે મારે નસીબે ફરી તોફાની સમુદ્રમાં ઝંપલાવવું રહ્યું છે. પ્રભુ! મને દીન જાણીને તું તારજે.

તા. ૧૨–૧૦–'૨૪

## ૩. ધર્મમાં અનશનનું સ્થાન

દીનબંધુ ઍંડ્રુઝને અને મને બન્નેને પ્રત્યક્ષમાં વિચાર કરવાની ટેવ છે. એમના એક કાગળમાંથી એક નમૂનો અહીં આપું છું:

" 'પ્રાયોપવેશન', (મરણપર્યંતના ઉપવાસ) સામે આ દેશમાં સખત અણગમો છે. અમુક સંજોગોમાં ઉપવાસ યોગ્ય છે એમ હું મહામુસીબતે મનને મનાવી શકું છું. ગયે વરસે જ્યારે નિરાશા છવાઈ વળેલી ને રસ્તો બધી બાજુએ બંધ થઈ ગયેલો દેખાતો હતો અને આ એક જ દ્વાર ખુલ્લું જણાતું હતું, ત્યારે આપના ઉપવાસની યોગ્યતા વિષે મારી પાકી ખાતરી થયેલી. પણ ત્યારે પણ મને એથી વેદના થયા વિના નહોતી રહી. હું એ પણ જાણું છું કે ઉપવાસને ભૂતકાળમાં હિંદુધર્મમાં સ્થાન હતું, ને તેથી હિંદુને મન એનો શો અર્થ હોય એ સમજવાનો મારે પ્રયત્ન કરવો રહ્યો.

" મેં અહીંયાં ફરીફરીને આપના છેલ્લા ઉપવાસનો બચાવ કર્યો છે, એનાં પરિણામોનું દિગ્દર્શન કરાવ્યું છે, અને ગુરુદેવ જેવા મૃદુ હૃદયના પુરુષ પણ એ ઉપવાસમાં મહાન અને

ભવ્ય તત્ત્વનું જ દર્શન કરી શક્યા એ વસ્તુ તરફ લોકોનું ધ્યાન ખેંચ્યું છે. પણ નીચેની વાતો મારે આપને જણાવવી જોઈએ:

"૧. અસ્પૃશ્યતાનિવારણના કાર્યમાં અંગ્રેજોની સહાનુભૂતિ મેળવવી સહેલી છે. તેમનાં હૃદય પર ખરેખર એની અસર થાય છે.

"૨. અનશનથી આપઘાત કરવાનો વિચાર એમને પસંદ નથી. એને વિષે એમને અતિશય અણગમો છે, અને એવી ધમકીથી અંતઃકરણ જાગૃત થવાને બદલે જડ બની જાય છે."

આ કાગળ હું પ્રસિદ્ધ કરું છું કેમકે એને જાહેર રીતે જવાબ આપવાની જરૂર છે. હિંદુધર્મની શુદ્ધિના આ અતિ કઠણ અને ચિંતાજનક કાર્યમાં જગતના એકેએક ભાગમાંથી મળી શકે તેટલી રજેરજ સહાનુભૂતિ મારે અવશ્ય જોઈએ છે. કેમકે હિંદુધર્મની આ શુદ્ધિ એક રીતે આખા માનવ-કુટુંબની શુદ્ધિ છે એવો દાવો મેં કર્યો છે.

ધર્મકાર્યને સારુ ઉપવાસ અને ખાસ કરીને 'પ્રાયોપવેશન' કરવાની સામે અંગ્રેજોને અણગમો છે એ હું જાણું છું. મારે એ પણ કબૂલ કરવું જોઈએ કે જે ઉપવાસને વિષે દીનબંધુ એંડ્રુઝે મહાપરાણે મનને મનાવ્યું તે ઉપવાસનાં હિંદુસ્તાનમાં અનિષ્ટ પરિણામો આવ્યાં છે એમ મને માલૂમ પડ્યું છે, ને એથી હું દુઃખી થયો છું. હિંદુઓએ ઘેલા થઈને કેટલાંક કામો કરેલાં, ને પાછું ડહાપણ આવ્યું ત્યારે તેમણે તેના પર પાણી ફેરવ્યું. ઉપવાસ વખતે તેમણે હરિજનોને મંદિરોમાં અને કૂવાઓ પર છૂટથી પ્રવેશ આપેલો. એમાંનાં કેટલાંક ઉપવાસ પૂરો થયા પછી તરત બંધ કરવામાં આવ્યાં. બંગાળના શિક્ષિત સવર્ણ હિંદુઓનો ઘણો મોટો ભાગ ખરા દિલથી એમ માને છે કે ઉપવાસથી ઊપજેલા

આવેશમાં હરિજનોને ધારાસભાની જે બેઠકો આપવામાં આવી, તેમાં બંગાળના સવર્ણોને ભારે અન્યાય કરવામાં આવ્યો છે. હું એ પણ જાણું છું કે બીજા કેટલાક પ્રાંતોમાં ઉપવાસના દબાણને લીધે ચરવડાનો કરાર કબૂલ રાખવામાં આવ્યો છે. આ બધું ભૂંડું હતું. મેં જ્યારે ઉપવાસ આદર્યો ત્યારે આ બધાની અપેક્ષા નહોતી રાખી. પણ મને એનો પસ્તાવો નથી. પહેલી વાત તો એ કે ઉપવાસ મેં પોતે વહોર્યો નહોતો, એ મારા પર અનાયાસે આવી પડ્યો. બીજું એ કે આ બધાં કામો ઉપવાસના દબાણને લીધે ભલે થયાં, છતાં સ્વતંત્ર રીતે વિચારતાં એ કામો ખરાબ નહોતાં. ખરાબ હોત તો તેના પર પાણી ફેરવવાને હું આકાશપાતાળ એક કર્યા વિના ન રહેત.

પણ આ જગાએ મારો હેતુ ઉપવાસનાં પરિણામો તપાસવાનો નથી, પણ ઈશ્વરી યોજનામાં ઉપવાસને પણ સ્થાન છે એ બતાવવાનો છે. જો એ ઈશ્વરી યોજનાનો એક અંશ હોય, તો દરેક વખતે તે આદરવામાં આવે ત્યારે તેને વિષે વિસ્તારથી ખુલાસો કરવાની જરૂર ન હોવી જોઈએ.

સનાતનીઓ મને ઉપવાસને માટે ભલે ગાળ દે, અને હિંદુ સાથીઓ ભલે એને સારુ દુઃખી થાય, પણ તેઓ જાણે છે કે આજે પણ ઉપવાસ એ હિંદુધર્મનું એક આવશ્યક અંગ છે. એનાથી ભયભીત થઈ જવાનો ડોળ તેઓ ઝાઝો વખત નહિ કરી શકે. હિંદુ ધર્મગ્રંથો અનશનનાં દૃષ્ટાંતોથી ભરપૂર છે, અને આજે પણ હજારો હિંદુઓ જરા જરા નિમિત્તે ઉપવાસ કરે છે. એ એક જ વસ્તુ એવી છે જે ઓછામાં ઓછી હાનિ કરે છે. દરેક સારી વસ્તુની પેઠે એનો પણ દુરુપયોગ થાય છે એમાં શંકા નથી. પણ એનો ઇલાજ નથી. સત્કર્મના ઓઠા તળે કોઈ વાર કુકર્મ થાય છે એટલા માટે માણસથી સત્કર્મ કરવું છોડી ન શકાય.

મારે પ્રોટેસ્ટંટ ખ્રિસ્તી ધર્મના ઘણા મિત્રો છે ને તેમની મિત્રતા મારે મન અમૂલ્ય છે. મને ખરી મુશ્કેલી તો એમને સમજાવતાં પડે છે. એમને હું કહી દઉં કે એમની સાથે પહેલવહેલો પરિચય થયો ત્યારથી ઉપવાસ વિષેના એમના અણગમાની જાણ મને છે. છતાં હું તે અણગમો કદી સમજી શક્યો નથી. આખી દુનિયામાં ઇંદ્રિયનિગ્રહ આત્મવિકાસને સારુ આવશ્યક મનાયો છે. અનશનનો વિશાળમાં વિશાળ અર્થ કરીએ તો અનશન વિના પ્રાર્થના અશક્ય છે. સંપૂર્ણ અનશન એટલે સંપૂર્ણ આત્મનિગ્રહ. એ સાચામાં સાચી પ્રાર્થના છે. 'तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।' એ કેવળ પોપટિયા કે અલંકારનું વચન નથી, ન હોવું જોઈએ. એ તો કશી જ ગણતરી વિના, કશું જ બાકી રાખ્યા વિના અવિચારે ને આનંદપૂર્વક કરેલું સર્વાર્પણ હોવું જોઈએ. અન્ન અને જળનો ત્યાગ એ તો આરંભમાત્ર છે, ઈશ્વરાર્પણનો નાનામાં નાનો અંશ છે.

આ લેખ લખવાને મારા વિચારો હું ગોઠવતો હતો તેવામાં ખ્રિસ્તીઓએ લખેલું એક ચોપાનિયું મારા હાથમાં આવ્યું. એમાં એક પ્રકરણ બોલવા કરતાં આચરવાની આવશ્યકતા વિષે છે. એમાં બાઇબલના જૂના કરારમાંથી 'જોના' ની આખ્યાયિકાના ત્રીજા અધ્યાયમાંથી એક અવતરણ આપેલું છે. પોતાના પ્રવેશ પછી ચૌદમે દિવસે નિનેવેની મહાનગરીનો નાશ થશે એવી ભવિષ્યવાણી એક પેગંબરે ભાખી હતી. પછી,

"નિનેવેની પ્રજાને એ ઈશ્વરી વાણી પર આસ્થા ઊપજી. નાનામોટા સૌએ અનશન આદર્યું, અને, જાડાં વસ્ત્ર ધારણ કર્યાં. રાજાને ખબર પહોંચી; તેણે રાજવસ્ત્ર ઉતારી નાંખ્યાં, જાડાં વસ્ત્ર પહેર્યાં અને આખા શરીરે રાખ ચોળી.

"રાજાએ આખી નગરીમાં દાંડી પિટાવી : 'માણુસ કે પશુ, ઢોરઢાંખર કે ઘેટાંબકરાં કોઈ જીભ પર અન્ન ન મૂકે. સૌ લાંઘણુ કરે. કોઈ ખાય નહિ; પાણી સરખું ન પીએ.

"'પણુ માણુસ અને પશુ જાડાં વસ્ત્ર ધારણુ કરે અને પ્રભુને પોકાર કરે કે હે ભગવાન, અમને પાપમાંથી ઉગાર, અમે જે હત્યા કરી છે તેને સારુ અમને માફ કર.

"'ભગવાન એનો શાપ ખેંચી લેશે કે નહિ, એનો ક્રોધ શમશે કે નહિ, તેનો અનુગ્રહ થશે કે નહિ, એ આપણુને મરતા ઉગારશે કે નહિ એ તો એ દયાધન જ જાણે. રંક માનવી શું કહી શકે ?'

"પ્રભુએ એમનો પશ્ચાત્તાપ જોયો, એમની તપસ્યા જોઈ, તેમણે પાપનો રસ્તો છોડી દીધેલો જોયો. એટલે તેણે શાપનું નિવારણુ કર્યું અને નિનેવે નગરી ઊગરી ગઈ."

આ પ્રાયોપવેશન જ હતું. પણુ પ્રત્યેક પ્રાયોપવેશન એ આપઘાત નથી. નિનેવેનાં રાજાપ્રજાનું આ અનશન એ પ્રભુ પ્રત્યે મુક્તિ માટે ઉચ્ચારેલી તીવ્ર અને દીન આર્તવાણી હતી. મુક્તિ કે મૃત્યુ સિવાય ત્રીજો માર્ગ ન હતો. એ જ પ્રમાણે, જો હું બાઇબલમાં વર્ણવેલા આ અનશન સાથે મારા ઉપવાસની તુલના કરું, તો મારો ઉપવાસ પણુ એ જ પ્રકારનો હતો. જોનાની આ આખ્યાયિકા જાણે રામાયણુની કોઈ ઘટના ન હોય એના જેવી જ લાગે છે.

જે તત્ત્વ પર મારા જીવનનું મંડાણુ રચાયેલું છે, તે મિત્રો જાણે એ જ યોગ્ય છે. ખાનગી તેમજ જાહેર જીવનમાં ઉપવાસની પદ્ધતિ વિષે મને ઊંડી શ્રદ્ધા છે. મને પણુ ચેતવણી મળ્યા વિના એનો પ્રસંગ ફરી કોઈ વાર ગમે ત્યારે આવી પડે. આવી પડે તો એને લહાવો ગણીને હું વધાવી લઈશ.

અસ્પૃશ્યતા એ ઘોર પાતક છે. ઘણા સેવકોનું લોહી રેડ્યા વિના એ કલંક ધોવાય એમ નથી. પણુ એ સેવકો

સત્પાત્ર હોવા જોઈશે. હું બલિદાનને માટે લાયક જણાઈશ, તો મને એનો અવસર મળી રહેશે. એ અવસર આવે તો એને મારા મિત્રો ઉત્સવની ઘડી માને એમ હું ઇચ્છું છું. તેમનાથી પાછી પાની ન કરાય તેમ હતાશ પણ ન થવાય.

'હરિજનબંધુ' તા. ૧૬-૪-'૩૩

## ૪. અનશન વિષે

મારા અનશન પછી જાહેર લખાણ કંઈ પણ લખું તો તે હરિજન વિષે 'હરિજન' પત્રમાં અને અનશનને લગતું હોય, એમ અનશન પૂરું થયું ત્યારથી જ મનમાં થતું હતું. ઈશ્વરકૃપાએ એ ઇચ્છા પાર પડી છે, અને એ જ કૃપા વડે હવે પછી કંઈક ને કંઈક પહેલાંની માફક હું 'હરિજનબંધુ' માં આપવાની આશા રાખું છું. પણ આનો અર્થ એવો નથી કે હવે મારામાં પૂર્વવત્ આવેલા કામને ઉકેલવાની શક્તિ આવી ગઈ છે. હજુ મારે ઘણી સંભાળપૂર્વક રહેવું પડે છે, પથારીને પણ સેવવી પડે છે. તેથી મને ખાસ પત્રો લખનારને ધીરજ રાખવા હું વિનંતિ કરું છું. કદાચ હું તૈયાર થઈ જાઉં તેને હજુ બીજો એક માસ જોઈએ. કોને ખબર છે કે એક માસમાં શું થશે? આપણે ક્ષણજીવી છીએ. આવતી પળે શું થશે એની પણ ખબર હોતી નથી. તો પછી મારા જેવા હરિજનસેવકોની અભિલાષાઓને વિષે કહેવું જ શું હોય? 'હરિજનબંધુ'ના વાંચનાર જે 'હરિજનબંધુ' સેવાભાવનાથી જ લે છે ને વાંચે છે, તેઓને મારી સલાહ તો એવી છે કે, મારાં લખાણોની ને મારા અભિપ્રાયોની રાહ જ ન જુએ. હરિજનસેવાનો માર્ગ સાવ સ્પષ્ટ છે, ક્ષેત્ર

વિશાળ છે. 'હરિજનબંધુ' દરેક અઠવાડિયે ચાલતી પ્રવૃત્તિનો ખ્યાલ આપવાનો પ્રયત્ન કરે છે. શું કરવું જોઈએ, શું શક્ય છે, અને તે કેમ કરી શકાય એ પણ બતાવવાનો પ્રયત્ન કરે છે. તેમાંથી સૌને કંઈક ને કંઈક સેવા કરવાની મળી રહેવી જોઈએ. તો પછી મારા લખાણની કે મારા અભિપ્રાયની શી આવશ્યકતા હોય? મને એને સારુ લખવાની ઇચ્છા થઈ જાય છે તો તે આત્મસંતોષને સારુ હોય છે. કંઈક પણ મારે વાંચનારને કહેવાનું, સમજાવવાનું હોય ત્યારે લખવાપણું રહે. પણ લખવાપણું હોય અથવા ન હોય, અથવા લખવાની મને શક્તિ ન રહે કે અવકાશ ન રહે તોયે હું આશા રાખું કે વાંચનાર શિથિલ ન થાય અને 'હરિજનબંધુ'ની સાથેનો પોતાનો સંબંધ કાયમ રાખે.

હવે અનશન વિષે લખું.

ઈશ્વરની પ્રેરણા એ વસ્તુ શી હતી એ પ્રશ્ન ઘણાએ કર્યો છે. એ પ્રેરણા મને કેવી રીતે થઈ? ઈશ્વરની જ પ્રેરણા હતી એ મેં કેમ જાણ્યું? મેં શું ઈશ્વરનાં દર્શન કર્યાં? તેનો સાક્ષાત્કાર થયો? આવી જાતના પ્રશ્નો થયાં જ કરે છે.

મારે સારુ ઈશ્વરપ્રેરણા, ગેબી અવાજ, અંતઃપ્રેરણા, સત્યનો સંદેશ વગેરે એક જ અર્થના સૂચક શબ્દો છે; મને કોઈ આકૃતિનાં દર્શન નથી થયાં. ઈશ્વરનો સાક્ષાત્કાર નથી થયો. આ જન્મે થવાનો હશે તોપણ કોઈ આકૃતિનાં દર્શન થશે એવું હું માનતો નથી. ઈશ્વર નિરાકાર છે, તેથી ઈશ્વરનું દર્શન આકૃતિરૂપે હોય નહિ. ઈશ્વરનો સાક્ષાત્કાર જેને થાય તે સર્વથા નિષ્કલંક બને છે. એ પૂર્ણકામ થઈ રહે છે. એના વિચારમાંયે દોષ, અપૂર્ણતા કે મેલ હોતાં નથી. એનું કાર્યમાત્ર સંપૂર્ણ હોય છે, કારણ કે તે પોતે કંઈ જ કરતો નથી, તેનામાં રહેલો અંતર્યામી જ બધું કરે છે. તે તો

એનામાં જ શમી ગયો છે. આવો સાક્ષાત્કાર કરોડોમાં કોઈને જ થતો હશે. થઈ જ શકે એ વિષે મને મુદ્દલ શંકા નથી. મને એવો સાક્ષાત્કાર કરવાની અભિલાષા છે, પણ મને નથી થયો, અને હજુ બહુ દૂર છું એટલું જાણું છું. મને જે પ્રેરણા થઈ એ નોખી જ વસ્તુ હતી. અને એવી પ્રેરણા વખતોવખત અથવા કોઈ વખત ઘણાને થાય છે. એવી પ્રેરણા થવાને સારુ અમુક સાધનાની આવશ્યકતા રહે છે. સામાન્યમાં સામાન્ય વસ્તુ કરવાની શક્તિ મેળવવાને સારુયે જો કંઈક પ્રયત્ન, કંઈક સાધનાની આવશ્યકતા રહે છે, તો ઈશ્વરની પ્રેરણા મેળવવાની યોગ્યતાને સારુ પ્રયત્ન અને સાધનાની આવશ્યકતા હોય એમાં શી નવાઈ? મને જે પ્રેરણા થઈ તે આ હતી: જે રાત્રિએ એ પ્રેરણા થઈ તે રાત્રિએ મારે હૃદયમંથન ચાલી રહેલું. ચિત્ત વ્યાકુળ હતું. માર્ગ સૂઝતો ન હતો. જવાબદારીનો બોજો મને કચરી નાંખતો હતો. તેવામાં એકાએક મેં અવાજ સાંભળ્યો. એ બહુ દૂરથી આવતો જણાયો છતાં સાવ નજીકનો હતો એમ મેં જોયું. એ અનુભવ અસાધારણ હતો. જેમ કોઈ મનુષ્ય આપણને કંઈ કહેતું હોય એમ આ અવાજ પણ હતો. મને કમને પણ એ સાંભળ્યા વિના ન જ ચાલે એમ હું વિવશ થઈ ગયો હતો. એ વખતે મારી સ્વપ્નાવસ્થા ન હતી. હું સાવ જાગૃત હતો. ખરું જોતાં રાત્રિની પહેલી નિદ્રા લઈને ઊઠ્યો હતો. હું કેમ ઊઠી ગયો એ પણ ન સમજી શક્યો. અવાજ સાંભળ્યા પછી હૃદયની વેદના શાંત થઈ. મેં નિશ્ચય કરી લીધો, અનશનનો દિવસ અને તેનો કલાક નક્કી કર્યો, મારો ભાર એકદમ હળવો થઈ ગયો, અને હૃદય ઉલ્લાસમય થઈ ગયું. આ સમય ૧૧થી ૧૨ની વચ્ચેનો હતો. થાકવાને બદલે હું તાજો થઈ ગયો. એટલે આકાશની નીચે પથારીમાં પડ્યો હતો ત્યાંથી ઊઠી, કોટડીમાં જઈ, બત્તી સળગાવી મારે

જે લખવાનું હતું તે લખવા બેઠો. એ લખાણ વાંચનારે જોયેલું હોવું જોઈએ.

આ ઈશ્વરી પ્રેરણા હતી અને મારા પોતાના તપેલા મગજમાંથી નીકળેલા તરંગો ન હતા, એમ હું કોઈ રીતે સિદ્ધ કરી શકું ખરો? આવો પ્રશ્ન પુછાયો છે. ઉપર કરેલા વર્ણનને જે ન માની શકે એને સારુ મારી પાસે બીજો પુરાવો નથી. એ અવશ્ય કહી શકે કે મારું વર્ણન એ કેવળ આત્મવંચના છે. એવું બીજાઓને વિષે પણ થયું છે. મારે વિષે આમ આત્મવંચના થઈ હોય એ અસંભવિત છે એમ તો હું ન જ કહી શકું. એમ કહું તો તે સિદ્ધ ન કરી શકું. પણ આટલું અવશ્ય કહું છું: આખું જગત મારા કહેવાને ન માને અને વિરુદ્ધ અભિપ્રાય આપે તોયે મેં ગેબી અવાજ સાંભળ્યો અથવા મને ઈશ્વરપ્રેરણા થઈ એ મારી માન્યતાને હું વળગી રહું.

પણ કેટલાક તો ઈશ્વરની હસ્તીનો જ ઇનકાર કરનારા છે. તેઓ તો એમ જ કહે છે કે ઈશ્વર જેવી કોઈ હસ્તી નથી. એ કેવળ મનુષ્યની કલ્પનામાં જ વસે છે. જ્યાં આ વિચાર સામ્રાજ્ય ભોગવે, ત્યાં કશાની હસ્તી નથી એમ કહી શકાય; કેમ કે એવાઓને મન તો બધું કલ્પનાના ઘોડારૂપે જ લાગવું જોઈએ. એવાઓ ભલે મારા કથનને કલ્પનાનો એક ઘોડો માને. એમ છતાં તેઓએ પણ સમજવું જોઈએ કે, જ્યાં લગી એ કલ્પના મારી ઉપર સત્તા ભોગવે છે, ત્યાં લગી હું તો તેને વશ રહીને જ વર્તી શકું. સાચામાં સાચી વસ્તુઓ પણ સાપેક્ષ અથવા બીજીઓના પ્રમાણમાં જ સાચી હોય છે. સંપૂર્ણ અને શુદ્ધ સત્ય તો કેવળ ઈશ્વરને જ વિષે હોઈ શકે. મારે સારુ, જે અવાજ મેં સાંભળ્યો તે મારી પોતાની હસ્તીના કરતાં પણ મને વધારે સાચો લાગ્યો છે. આવા અવાજો મેં પૂર્વે પણ સાંભળ્યા છે. એને વશ વર્તતાં

મેં કંઈ ખોયું નથી, ઘણું મેળવ્યું છે. અને બીજા જેણે એવા અવાજો સાંભળવાનો દાવો કર્યો છે, તેઓનો પણ એ જ અનુભવ છે.

એક બીજો પ્રશ્ન પણ જરા વિચારી લેવા જેવો છે. જે અનશન દરમ્યાન અનેક કુશળ ડાકટરોની હાજરી અને મદદ રહેતાં હોય અને તેઓ અત્યંત પ્રેમપૂર્વક ઉપવાસીની સંભાળ રાખી રહ્યા હોય અને તેને દોરી રહ્યા હોય, જ્યાં ઉપવાસીને અનેક રીતે પંપાળવામાં આવતો હોય—અને આ બધું મારે વિષે થયેલું હતું—એવા અનશનને શું ઈશ્વરપ્રેરિત ગણી શકાય? આમ થયેલી ટીકામાં કંઈ વજૂદ નથી એમ ઝટ ન કહી શકાય. એમાં તો કંઈ શક નથી કે જો મારે સારુ જે જે સગવડો ઊભી થઈ હતી તે સગવડો ન હોત અને કોઈ એકાંત સ્થળમાં કોઈની પણ મદદ વિના ઉપવાસ લઈ શકાયો હોત, તો જે પ્રેરણાનો મેં દાવો કર્યો છે તે પ્રેરણા વધારે દીપી નીકળત.

આમ ટીકાનો અમુક અંશે સ્વીકાર કરવા છતાં મારે કહેવું જોઈએ કે પ્રેમળ મિત્રોની ઉદારતાનો મેં જે ઉપયોગ કર્યો તેને સારુ મને નથી પશ્ચાત્તાપ કે નથી શરમ. હું મૃત્યુની સાથે યુદ્ધ કરી રહ્યો હતો. એટલે મારી પ્રતિજ્ઞાની અવિરોધી એવી જેટલી મદદ આવી પડી તે બધીનો મેં ઈશ્વરે મોકલેલી મદદ માનીને નમ્રતાપૂર્વક સ્વીકાર કર્યો.

કોઈ મને પૂછે કે અનશનની યોગ્યતાને વિષે મને હવે કંઈ શંકા છે કે નહિ? તો હું કહી શકું છું કે મને શંકા નથી, એટલું જ નહિ પણ એ અનુભવનાં મારી પાસે તો અત્યંત મીઠાં જ સ્મરણ છે. જોકે શરીરની વ્યથા તો સારી પેઠે હતી, પણ તે વખતની અવર્ણનીય અંતરની શાંતિથી એ વ્યથાનો પૂરેપૂરો બદલો મળી ગયો. શાંતિ તો મેં મારાં બધાં અનશનમાં ભોગવી છે, પણ આ છેલ્લા અનશનની શાંતિ ઘણી

વિશેષ હતી. કદાચ તેનું કારણુ તો એ હતું કે આ વખતે મારી દૃષ્ટિ અનશનના કંઈ પણુ પરિણામ ઉપર ન હતી. પહેલાંનાં અનશનોમાં કંઈક ને કંઈક સ્પષ્ટ રીતે જોઈ શકાય એવાં પરિણામની આશા મને રહેતી; જ્યારે આને વિષે એવું કંઈ જ નહિ. આટલી શ્રદ્ધા હતી ખરી કે એને પરિણામે આત્મશુદ્ધિ અને બીજા સાથીઓની શુદ્ધિ તો ઓછે કે વત્તે અંશે થશે જ, સાથીઓ એટલું સમજી જ લેશે કે અંતરશુદ્ધિ વિના સાચી હરિજનસેવા અસંભવિત છે. પણુ આવા પરિણામનું માપ કરવાનો આપણી પાસે કોઈ ગજ હોતો નથી. એટલે પરિણામની ઉપર બાહ્ય દૃષ્ટિ રાખવાને બદલે એ એકવીસ દિવસ દરમ્યાન હું મુખ્યપણે અંતર્મુખ રહ્યો એમ કહી શકાય.

આ અનશનનું સ્વરૂપ જરા વધારે વિચારવું ઘટે છે. એ કેવળ દેહદમન જ હતું ? મારો દૃઢ વિશ્વાસ છે કે કેવળ દેહદમન અર્થે કરેલો ઉપવાસ વૈદક દૃષ્ટિએ શરીરને કંઈક લાભ પહોંચાડે છે તે ઉપરાંત તેની વિશેષ અસર નથી. મારો ઉપવાસ દેહદમનને અર્થે મુદ્દલ નહોતો એમ હું જાણું છું. દેહદમનને સારુ મારી તૈયારી પણુ ન હતી. જે વખતે ઉપવાસ લેવાયો તે વખત મારી કલ્પનાની બહાર હતો. એ અરસામાં લખાયેલા મિત્રો ઉપરના કાગળ એમ સ્પષ્ટ કહે છે કે તાત્કાળિક અનશન કેવળ મારી દૃષ્ટિ બહાર હતું. મારે સારુ આ અનશન એ હૃદયમાંથી નીકળેલી ઈશ્વર પ્રત્યેની યાચના અથવા પ્રાર્થના હતી. જેમ જેમ પ્રાર્થનાનો અનુભવ હું કરતો આવ્યો છું, તેમ તેમ મને સ્પષ્ટ જણાતું ગયું છે કે થોડાઘણા પણુ અનશન વિના શુદ્ધ પ્રાર્થના અશક્ય છે. અનશનનો આ ઠેકાણે વિસ્તૃત અર્થ કરવો ઘટે છે. અનશન એટલે આપણી બધી ઇંદ્રિયોને પોષણુ આપવાની ક્રિયા ઓછેવત્તે અંશે બંધ કરવી. પ્રાર્થના હૃદયગત વસ્તુ છે.

પ્રાર્થના કરતો મનુષ્ય નથી આંખે બીજું જોતો, નથી કાને બીજું સાંભળતો, નથી બીજી ઇંદ્રિયોના વ્યાપાર કરતો; વિચાર સુધ્ધાં પણ કેવળ પ્રાર્થનામાં જ રોકાઈ રહેલા હોય છે. તો પછી ખાવાની ક્રિયા એ વખતે હળવી થાય અથવા સાવ બંધ પડે તેમાં શી નવાઈ હોય? એટલે જે મનુષ્ય પ્રાર્થનામાં જ રોકાઈ રહેલો હોય, તેને બીજી કંઈ પણ ક્રિયા કરવાનું સૂઝી શકતું નથી. એવો એક સમય આવી શકે છે ખરો કે જ્યારે મનુષ્ય કેવળ પ્રાર્થનામય થઈ રહે છે. એનો અર્થ સાક્ષાત્કાર. એ વખતે તો એ ખાતોપીતો ગમે તે પ્રવૃત્તિ કરતો પ્રાર્થના જ કરે છે; કેમ કે તેની પ્રવૃત્તિમાત્ર એક મહાયજ્ઞ છે. તે પોતે શૂન્યવત્ થઈ વિચરે છે. આને સંતોએ 'સહજ સમાધિ' કહી છે. અસંખ્ય મનુષ્યો અનશનમય પ્રાર્થના કરતાં તેમાંથી કોઈક જ 'સહજ સમાધિ' પ્રાપ્ત કરી શકે છે. એટલે મારા જેવા સામાન્ય મનુષ્યને સારુ સર્વેન્દ્રિયદમનથી જ પ્રાર્થનાનો આરંભ થઈ શકે. આ રીતે અનશનનો વિચાર કરતાં આધ્યાત્મિક દૃષ્ટિએ થયેલાં અનશન એ નિચોવાઈ ગયેલા હૃદયનો નાદ છે, એમાં આત્માની પરમાત્મામાં લીન થઈ જવાની તીક્ષ્ણ વૃત્તિ રહેલી છે. મારું અનશન કેટલે અંશે આવા પ્રકારનું હતું એ તો હું નથી જાણતો. એ અનશન કેવળ એ જ દૃષ્ટિએ થયેલું હતું એ હું જાણું છું. ઈશ્વરની પ્રેરણાની મારી ભૂખ ઘણાં વર્ષોની છે. એ ભૂખની તૃપ્તિ હજુ થઈ નથી. મારું નાનામાં નાનું કામ પણ ઈશ્વરપ્રેરિત જ હોય, એને સારુ મારો બધો પુરુષાર્થ છે એમ હું કહી શકું છું.

પરિણામની અપેક્ષા વિનાના આ અનશનમાંથી પણ કેટલાંક પરિણામો જોઈ શક્યો છું. કેટલાક સાથીઓએ એ અનશનથી પ્રેરાઈ પોતાની શુદ્ધિ કરી છે. મારું અનશન જેઓને હું જાણતો હતો તેવા સાથીઓના દોષોને લઈને ન

હતું, પણ હરિજનસેવામાં રોકાયેલા સાથીમાત્રની અને મારી પોતાની શુદ્ધિને અર્થે હતું. ઉપવાસ પૂરા થયાને હજુ થોડો જ સમય થયો છે; તે દરમ્યાન પણ જે પુરાવો મારી પાસે આવ્યો છે તે બતાવે છે કે અનશનથી સાથીઓમાં શુદ્ધિ તો થઈ છે અને થઈ રહી છે. હરિજનસેવાનું કાર્ય કેવળ ધાર્મિક પ્રવૃત્તિ છે, તે ધાર્મિક દૃષ્ટિએ ચાલવું જોઈએ, અને તેમાં ધાર્મિક વૃત્તિવાળાં, શુદ્ધ હૃદયનાં સેવક અને સેવિકા હોવાં જોઈએ, એ વસ્તુ આ અનશનથી ઠીક સ્પષ્ટ થઈ છે એમ કહી શકાય.

અસ્પૃશ્યતાનિવારણ એટલે હરિજનોની આર્થિક અને સામાજિક સ્થિતિનો સુધારો એટલું જ નથી. એ પ્રવૃત્તિનું ધ્યેય એથી બહુ આગળ વધે છે. અસ્પૃશ્યતા એ અનાદિકાળથી ચાલતી આવેલી ઈશ્વરનિર્મિત વ્યવસ્થા છે એવું માનનારા અસંખ્ય હિંદુઓનાં હૃદયને હલાવવાનાં છે. એ ધ્યેયને આપણે પહોંચીએ ત્યારે હરિજનોની આર્થિક અને સામાજિક સ્થિતિ એની મેળે સુધરી રહે એ તો સ્પષ્ટ જ છે. તેઓની સ્થિતિની હીનતામાં અસ્પૃશ્યતાનું ભૂત મોટામાં મોટું કારણ છે, પણ ધર્મને નામે ચાલતો આ અધર્મ દૂર કરવો, ઊંચનીચની ભાવના સદંતર કાઢી નાખવી એટલે હિંદુનાં મનનું ભારે પરિવર્તન કરવું અને હિંદુધર્મને ધીરે ધીરે નષ્ટ કરનાર ઝેરને કાઢી નાખવું. આવું પરિવર્તન મનુષ્યમાત્રમાં રહેલી દયાની ભાવનાને જાગૃત કરવાથી જ થઈ શકે. એવી જાગૃતિ અનશનમય પ્રાર્થનાથી જ સંભવે છે એવો મારો દૃઢ વિશ્વાસ છે અને એવી પૂર્વજોની સાક્ષી છે.

તેથી દિવસે દિવસે મારી માન્યતા દૃઢ થતી જાય છે કે, પ્રાર્થનારૂપ અનશનની એક સાંકળ રચાવી જોઈએ કે જેમાં યોગ્ય પુરુષો અને સ્ત્રીઓ પોતપોતાનો ભાગ આપે અને એ સાંકળની કડીરૂપ બની રહે. આવી સાંકળ કેમ રચાય, એમાં

કડીઓ કોણ થાય એ બધું હું અત્યારે સ્પષ્ટરૂપે જાણતો નથી. પણ એને સારુ મથી રહ્યો છું. જો એ સાંકળ રચી શકાય તો મારો દૃઢ વિશ્વાસ છે કે તેથી સુધારક, સનાતની અને હરિજન ત્રણેને લાભ થાય. જગત પણ એ લાભથી વંચિત ન રહે. હરિજન ભાઈબહેનોના કાગળો સૂચવે છે કે તેમનામાં મારા અનશનથી વિશેષ જાગૃતિ આવી છે. હિંદુસ્તાનની બહારથી આવેલા અનેક પત્રો સૂચવે છે કે વ્યક્તિઓનાં હૃદયમાં ત્યાં પણ જાગૃતિ આવેલી છે. અને જો મારા જેવા એક માણસના અપૂર્ણ અનશનથી આવી જાગૃતિ સંભવી છે, તો જ્યારે અનશનની અવિચ્છિન્ન સાંકળ રચાય અને તેમાં અનેક નિર્દોષ ભાઈબહેનો આડંબર વિના, ડાકટરો વગેરેની મદદની આશા વિના અને બીજીત્રીજી આળપંપાળ વિના પોતાનું બલિદાન આપે, તો તેનું પરિણામ કેટલું મોટું આવે અને તેની અસર ક્યાં લગી પહોંચે એ હિસાબ કોણ કરી શકે?

'હરિજનબંધુ' તા. ૯–૭–'૩૩

## ૫. ઉપવાસની નીતિમીમાંસા

મારા છેલ્લા ઉપવાસ વિષે એક વિદ્યાસંપન્ન પાશ્ચાત્ય ખબરપત્રી લખે છે:

"આપના ઉપવાસની નીતિયુક્તતા વિષે એક જણે પ્રશ્ન ઉઠાવ્યો હતો એના જવાબમાં આપે જે લખ્યું છે તે મેં વાંચ્યું છે. આપનું દૃષ્ટિબિંદુ બરાબર ધ્યાનમાં નથી આવતું. ઉપવાસ કરવામાં આપને જાતે જ સહન કરવું પડે છે એટલા માટે જાણે એવાં કૃત્યોનો દોષ ધોવાઈ જાય છે, એમ આપ માનતા લાગો છો. પણ દરેક દોષ કરનારને સહન તો કરવું પડે જ છે, એટલે આપની દલીલ પ્રમાણે દોષાચાર જેવી

વસ્તુ રહેતી જ નથી. જો આપ દેહાત્મભાવ છાડી દો અને એક ક્ષણને માટે તટસ્થપણું કેળવો, તો આપ સ્પષ્ટ રીતે જોશો કે પારકી વસ્તુને પીડવામાં અથવા એની સાથે અસ્વાભાવિક વર્તન રાખવામાં અહિંસાધર્મનો ભંગ છે. તેમ જ પોતાની ગણેલી કાયા પ્રત્યે અસ્વાભાવિક વર્તન રાખવું અથવા એના પ્રત્યે કઠોર થવું એ પણ અહિંસાધર્મનો ભંગ જ છે. ભૂતકાળમાં સાધુપુરુષોએ એવા ઉપવાસ આદર્યા છે અથવા પસંદ કર્યા છે એ કાંઈ દલીલ નથી.”

આ દલીલ આ પહેલાં પણ રજૂ થઈ છે. પણ આપણા ખબરપત્રીએ જે આગ્રહથી એ રજૂ કરી છે, એટલા આગ્રહથી આના પહેલાં રજૂ થઈ ન હતી. આ દલીલનું અહીં જરા વિસ્તારપૂર્વક વિવેચન કરીએ તો સારું; કેમ કે મારો એ સિદ્ધાંત છે કે ઉપવાસ એ આત્મશુદ્ધિનું એક જબરદસ્ત સાધન હોવાથી માનવકુટુંબના વિશાળ જીવનમાં એને ખાસ અગત્યનું સ્થાન હોવું જોઈએ. કોઈ ગુનેગાર પોતે ઉપવાસ કરે છે એટલા ખાતર એના કૃત્યનો અપરાધ ઓછો થતો નથી. ત્યાર પછી ગુનેગારને બદલે બીજા કોઈ ઉપવાસ કરે તો સવાલ જ શો? ઉપવાસનો ઉપયોગ તો પાપનું પુનરાવર્તન ન થાય એ માટે છે. ઘણાંખરાં પાપો — અથવા બધાં જ પાપો એમ કહીએ તો ચાલે, દેહની સાથેની આપણી આસક્તિમાંથી ઉત્પન્ન થાય છે. તેથી જો દેહદમન કરવામાં આવે, જો ઇંદ્રિયોનો નિગ્રહ કરવામાં આવે, તો એ આસક્તિ ઓછી થવાનો ઘણો સંભવ રહે છે. આ પરિણામનો આધાર ઉપવાસ કયા હેતુથી કરવામાં આવે છે એના ઉપર અવલંબે છે એ વાત સાચી છે. ‘જેવો આહાર તેવો માણસ’ એ સૂત્રમાં ઘણું સત્ય છે. માણસનો આહાર સાત્ત્વિક ન હોય, તો એનું શરીર અને એનું મન સાત્ત્વિક ન રહી શકે. વિચારોની ઊંચાઈ તથા રહેણીની સાદાઈ, એનો સંબંધ હંમેશાં બંધાયેલો છે જ; અને સાદાઈ સહેજ વધી

પડે એટલે ઉપવાસને કાંઠે આપણે પહોંચવાના જ. સાદી રહેણી એ પણ એક જાતનો ઉપવાસ છે એમ ન કહી શકાય? આપણે કાંઈ ખાવા માટે જ આ દુનિયામાં આવ્યા નથી એ વસ્તુનું જો બરાબર ભાન કરાવવું હોય, તો બધી રીતે નિરાહારી રહેવું એ અસરકારક ઉપાય છે.

'ગુનેગાર પોતે ઉપવાસ કરે ત્યારે તમે કહો છો એમાં કાંઈક વજૂદ છે એમ સ્વીકારીએ તોયે એકના ગુના માટે કે દોષ માટે બીજો ઉપવાસ કરે એનો અર્થ શો?' એમ ખબરપત્રી પૂછી શકે છે. એનો જવાબ એ જ છે કે વિશ્વમાં જેમ સર્વત્ર ચૈતન્ય કે આત્મા એક જ છે, તેમ જ જડ ગણાતું દ્રવ્ય પણ એક જ છે; અને તત્ત્વતઃ જડ અને ચેતન બંને નોખાં પાડી જ ન શકાય. જડ વસ્તુને સૂક્ષ્માતિસૂક્ષ્મ કરતા જાઓ એટલે અંતે આપણે આત્મા સુધી પહોંચી જવાના. આમ હોવાથી જેની શરીર ઉપર અસર થાય છે, તેનો સ્પર્શ આત્માને થવો જ જોઈએ. અને એક શરીરને કાંઈક થયું તો તેની અસર જડમાત્ર ઉપર અને ચૈતન્યમાત્ર ઉપર પડવી જ જોઈએ. મિત્રોએ અને સગાંવહાલાંઓએ જો પ્રેમથી કાંઈ પણ પગલું ભર્યું હોય, તો તેની અસર ખોટે રસ્તે જનારા ઉપર થાય છે એવો અનુભવ આપણને ઘણાને નથી શું? અને ખાસ કરીને જ્યારે આડે રસ્તે જનાર વ્યક્તિ એવાં સગાંવહાલાંઓને કે મિત્રોને પોતાના કરતાં શ્રેષ્ઠ માને છે, ત્યારે તો એ અસર થાય જ છે. જેમના પ્રત્યે આપણને પ્રેમ છે તેના હિતને અર્થે જો ઉપવાસ કરવામાં આવે, તો તે પ્રેમની સહેજે ધ્યાનમાં આવે એવી નિશાની છે. અને તેથી જેમને અર્થે ઉપવાસ થાય છે તેમના ઉપર અસર પડ્યા વગર રહેતી નથી. જેમનો પ્રેમ વિશ્વવ્યાપી થયો છે, જેઓ પ્રાણીમાત્ર ઉપર પ્રેમ કરતાં શીખ્યા છે, તેઓ એ પ્રેમથી પ્રેરાઈને કોઈ

મહાન ભોગ આપે ત્યારે એની અસર આખા વિશ્વ ઉપર થયા વગર રહે જ નહિ.

ઉપવાસની ઉપયોગિતા અથવા આવશ્યકતા એક વાર સ્વીકારાઈ એટલે ઉપવાસ એ અકુદરતી છે, પોતાના શરીર પ્રત્યે હિંસા છે, એ દલીલમાં દમ રહેતો નથી. બગડેલી તબિયત સુધારવા માટે ઉપવાસ કરવામાં જેમ કશું અકુદરતી નથી અથવા એમાં પોતાની જાતને રિબાવવાનો ગુનો થતો નથી, તે જ પ્રમાણે પોતાની અથવા બીજાની હૃદયશુદ્ધિને અર્થે કરેલા ઉપવાસ વિષે પણ સમજવાનું છે.

આ વાત જો અનુભવથી સિદ્ધ ન થતી હોય, તો ઉપરની બધી જ દલીલો વ્યર્થ છે એમ ગણવું જોઈએ; અને ઉપરની દલીલોમાં જો કાંઈ વજૂદ હોય, તો એની ઉપર અનાદિ કાળથી બધા જ સાધુસંતોના અને બીજાઓના એકસરખા આચારની મહોર મરાય છે. પણ અશ્રદ્ધાળુઓએ દલીલો અને જૂના લોકોના અનુભવના એકરાર ઉપર આધાર રાખવાની જરૂર નથી. એમણે આત્મશુદ્ધિને અર્થે ઉપવાસ કરવાનું શાસ્ત્ર અને એના નિયમો જાણી લેવા અને જાતે પ્રયોગ કરી એનો અનુભવ કરવો. આંજી નાખનાર જડવાદના વાતાવરણ વચ્ચે ઊછરેલા લોકોને ઉપવાસ આકર્ષી શકતો નથી એ જોઈને પણ આપણા ખબરપત્રીએ આત્મશુદ્ધિ અને તપશ્ચર્યાના આ ઉત્તમ સાધનની આમ સહેજે અવગણના ન કરવી જોઈએ.

'હરિજનબંધુ,' તા. ૬–૮–'૩૩

## ૬. ઉપવાસમહિમા

પોલૅન્ડથી એક અધ્યાપક મને કાગળો લખે છે તેમાંથી ઘણી વાર મેં ઉતારા આપ્યા છે. એક પત્રમાં તેમણે મારા

ઉપવાસોનો ઉલ્લેખ કર્યો છે, તેમાંનો કેટલોક ભાગ અહીં ઉતારું છું :

"મારા અનુભવ પ્રમાણે જો પેટ 'એનીમા'થી બરોબર સાફ રાખવામાં આવે, તો ૧૦ દિવસ તો શું, ૧૫ દિવસ પણ ઉપવાસ કરવા એ સહેલી વાત છે. પણ આ તો હું મારી વાત કરું છું. મારું સામાન્ય વજન ૧૬૦ રતલ છે, તે ઉપવાસમાં ૧૪૦ થઈ જાય છે. આપનું વજન તો, આપના ચિત્ર ઉપરથી જોતાં, બહુ ઓછું જણાય છે એટલે આપે સાત દિવસથી વધારે ઉપવાસ ન કરવા જોઈએ.

"ઉપવાસમાં હું કશું જ ખાતો નથી, માત્ર ૫ થી ૭ રતલ વરાળનું ઠંડું પાડેલું પાણી પીઉં છું, જરૂર પડે તો સહેજ લીંબુનો રસ ઉમેરું. હું દરરોજ કપડાં વિનાના મારા શરીરનું વજન લઉં છું અને રોજ અર્ધો રતલ વજન ઓછું થાય છે. ૧૯૦૭થી હું ઉપવાસ કરું છું. શરીરની સામાન્ય સ્થિતિ અને મનને જરૂર જણાય તે પ્રમાણે, દર વર્ષે ૪ થી ૭ વાર, ૩, ૭ ૧૦ અને ૧૫ દિવસના ઉપવાસ કરું છું. એટલે વર્ષમાં ૪૦ થી ૬૦ દિવસના ઉપવાસ થાય છે. કેટલીક વાર ઉપવાસ કર્યા વિના ચાલતું જ નથી, અને તે સમયે કાંઈ પણ ખાવું ભાવતું નથી. એટલે છેલ્લાં ૨૦ વર્ષમાં મેં સોએક ઉપવાસનો અનુભવ લીધો છે, ટૂંકામાં ટૂંકા ૩ દિવસના અને લાંબામાં લાંબા ૧૬ દિવસના. હમણાં ઉપવાસ વિનાના ત્રણ મહિના પછી મારું વજન ૧૬૦ રતલ છે, અને મને ઉપવાસ કરવાની ખૂબ ઇચ્છા થઈ છે... સામાન્ય રીતે ભાષણો આપવાને માટે લાંબે પ્રવાસે નીકળું છું ત્યારે હું ઉપવાસ કરું છું. કામ કરવાની તીવ્રતા ઉપવાસથી ઓછી થવાને બદલે વધે છે. હમણાં મને થાક લાગે છે અને ઊંઘ જણાયા કરે છે. કારણ ૧૦૦ દિવસથી વધારે પ્રવાસ થઈ ચૂક્યો છતાં ઉપવાસ નથી કરી શક્યો.....શારીરિક વ્યાયામ માટે નવરાશ નથી મળતી એટલે ઉપવાસ ન કરું ત્યારે વજન વધારે પડતું વધી જવાનો ભય રહે છે. સંભવ છે કે વ્યાયામ ઓછો મળવાને લીધે અને ખોરાક ઓછો ચવાવાને લીધે વજન વધી ગયું હશે. સ્વભાવે હું ઓછું ખાનારો નથી, અને વારસો પણ મને એવો જ મળ્યો છે. ખોરાક ઓછો

કરતાં મને લાંબા સમયની તાલીમની જરૂર પડી, અને આજે પણ ૬૫ વર્ષની ઉંમરે ખોરાક જીભને ગમે તો ખૂબ ખવાઈ જવાય છે.

"પેટસાફ કરવાનો મારો અર્થ એ છે કે નીચેના ભાગ વાટે પાણી લેવું, જેમાંનું કેટલુંક મૂત્રાશયોમાં ભરાઈ રહે છે, અને બાકીનું થોડા વખતમાં અધોદ્વારે નીકળી જાય છે. 'એનીમા' ૩ થી ૩ાા ફૂટ ઊંચે રાખું છું. ખુલ્લે શરીરે 'એનીમા' લઉં છું. અમુક જ પાણી પીવું એવી ભલામણ હું ન કરું, રુચિ પ્રમાણે પિવાય. પહેલાં હું રાા રતલ પાણી લઉં છું, અને તે નીકળી જાય એટલે અનેક વાર પાંચથી સાત રતલ પાણી લઉં છું. તે એટલે સુધી કે આખરે પાણી તદ્દન સ્વચ્છ નિર્મળ નીકળે છે.

"...ઉપવાસનાં પરિણામમાં શરીરમાં વધારે સ્ફૂર્તિ આવે છે એટલું જ નહિ પણ જો આત્મશુદ્ધિ માટે ઉપવાસ કરીએ તો અધ્યાત્મદષ્ટિ પણ ખૂલે છે. મને જ્યારે હૃદય કે બુદ્ધિની ગૂંચ આવે છે ત્યારે હું ઉપવાસ કરું છું. કોઈ વિરોધીની સામે ઝૂઝવાનું હોય તો હું ઉપવાસ કરું છું. ઉપવાસ અને પ્રાર્થનાથી અનેક મૂંઝવણો અને વિટંબણાઓ ટળે છે."

આ દિશામાં જે પ્રયોગો કરી રહ્યા છે તેવા વાચકોને ઉપયોગી થાય એટલા હેતુથી આ કાગળ હું પ્રસિદ્ધ કરું છું. ઉપવાસની શરીર અને નીતિ ઉપર થતી અસર તો રોજ રોજ સ્વીકારાતી જાય છે. ઘણાંયે દર્દોમાં અનેક દવા અને ભયંકર ઇન્જેક્શનોના કરતાં વિવેકપૂર્વક કરેલા ઉપવાસ વધારે અસરકારક ઇલાજ નીવડે છે. 'ભયંકર ઇન્જેક્શનો' કહું છું તે એટલા માટે નહિ કે તેથી દુઃખ થાય છે, પણ તેથી અનેક નવી ઉપાધિઓ વધે છે. દવાઓથી કેટલું નુકસાન થાય છે તેની આપણને પૂરી ખબર પડતી નથી. પણ ઉપવાસથી નુકસાન થવાના ઘણા દાખલા ભાગ્યે જ આપી શકાશે. ઉપવાસ કરનારાઓની સ્ફૂર્તિ વધ્યાનો તો લગભગ સૌને જ અનુભવ છે, કારણ શરીર અને મનનો સાચો આરામ ઉપવાસમાં જ મળી શકે છે. કેવળ કામ કરવાનું બંધ કરવાથી ભાગ્યે જ

આરામ મળે છે. કારણ, ઘણા દાખલાઓમાં તો પાચનયંત્રના ઉપર ખૂબ કામનો બોજો પડેલો હોવાથી તેને જ આરામ આપવાની જરૂર હોય છે.

ઉપવાસની નીતિ ઉપર ઘણી અસર થાય છે, પણ તે એટલી જ સહેલાઈથી સિદ્ધ નથી થઈ શકતી. કારણ નીતિનાં પરિણામ આણવાને માટે મનનો પણ સહકાર જોઈએ. અને ઉપવાસમાં આત્મપ્રતારણાનો ભય રહે છે. ઘણા દાખલા હું જાણું છું કે જેમાં આત્મશુદ્ધિ અર્થે વધારે પડતા ઉપવાસ કરવામાં આવ્યા હતા. અમુક હદ સુધી એ બહુ કીમતી છે, જો ઉપવાસ કરનારને પોતાના કૃત્યનું બરોબર ભાન હોય. રમજાન મહિનાના રોજા ઉપરાંત પેગંબર સાહેબ વધારે ઉપવાસ કરતા તેનું અનુકરણ તેમના શિષ્યો કરતા. તેમને પેગંબર સાહેબે જે ચેતવણી આપી હતી તેમાં ઘણું વજૂદ હતું. પેગંબર સાહેબ તેમને કહેતા, 'હું તો ઉપવાસ કરું છું ત્યારે માલિક પૂરતો ખોરાક મારા આત્મા માટે મોકલે છે, તમને તેવો ખોરાક મળતો નથી.' શરીરના ઉપવાસ વધતા જાય, તેમ તેમ આહારને માટે લાલસા વધતી જતી હોય, તો આત્મશુદ્ધિ અર્થે કરેલા ઉપવાસ શા અર્થના છે?

તા. ૧-૪-'૨૮

## ૭. ઉપવાસ અને પ્રાયશ્ચિત્ત

[ગાંધીજીના એક અપ્રગટ ને અધૂરા પુસ્તકમાંથી આ ભાગ લીધેલો છે. —પ્રકાશક]

જ્યારે જ્યારે આશ્રમમાં અસત્ય બોલાયું છે, ત્યારે ત્યારે એ મહારોગ છે એમ જાણીને તે દૂર કરવાને સારુ ચાંપતા ઉપાયો લેવામાં આવ્યા છે. આશ્રમમાં દોષ કરનારને દંડ

દેવાની નીતિ મુદ્દલ રાખવામાં આવી નથી,—તે એટલે લગી કે દોષ કરનારને રજા દેતાં પણ સંકોચ રહે. દોષ થતા અટકાવવાને સારુ ત્રણ ઉપાયો યોજાતા અને યોજાય છે. પ્રથમ તો મુખ્ય કાર્યકર્તાઓની શુદ્ધિ......બીજો ઉપાય દોષ પ્રગટ કરવાનો હતો......ત્રીજો ઉપાય મુખ્ય કાર્યકર્તાએ અને અસત્ય આચરનારે પ્રાયશ્ચિત્તરૂપે ઉપવાસ કરવાનો છે. અસત્ય આચરનાર ઉપવાસ લે કે નહિ એ તેની પોતાની ઇચ્છા ઉપર જ આધાર રાખે છે. મુખ્ય કાર્યકર્તા જાણ્યેઅજાણ્યે પોતાની સંસ્થામાં થતા દોષને સારુ જવાબદાર છે જ. અસત્ય ઝેરી વાયુના કરતાં પણ વધારે ઝેરી ને વધારે સૂક્ષ્મ છે. જ્યાં મુખીને આધ્યાત્મિક દૃષ્ટિ છે, જ્યાં તે જાગ્રત છે, ત્યાં આ સૂક્ષ્મ ઝેર પ્રવેશ ન કરી શકે. તેથી જો તે પ્રવેશ કરતું જોવામાં આવે તો તે મુખીને સારુ ચેતવણીરૂપ છે. તેણે સમજવું જોઈએ કે આ ઝેરપ્રવેશમાં તેનો પોતાનો ક્યાંક પણ ભાગ છે. મારી માન્યતા છે કે જેટલી સ્પષ્ટ અસર ભૌતિક શાસ્ત્રમાં અમુક મિશ્રણોની કે ક્રિયાની આપણે જોઈએ છીએ, તેટલી જ, તેથી વધારે સ્પષ્ટ અસર આધ્યાત્મિક ક્રિયાઓની થાય છે જ. માત્ર આપણી પાસે તેનું માપ કાઢવાનાં યંત્રો નથી, તેથી આવી અસરો વિષે આપણો વિશ્વાસ ઝટ બેસતો નથી અથવા મોળો રહે છે. વળી ઘણી વેળા આપણે પોતા પ્રત્યે બહુ ઉદારતા વાપરીએ છીએ. આનું પરિણામ એ આવે છે કે આપણા પ્રયોગોમાં સિદ્ધિ મળતી નથી અને ઘાંચીના બેલની જેમ એક જ કૂંડાળામાં કુદડી ફર્યા કરીએ છીએ. આમ ગાડું ચાલ્યા કરે છે ને છેવટે આપણે એવા નિર્ણય ઉપર આવીએ છીએ કે અસત્ય અનિવાર્ય છે. જે અનિવાર્ય મનાય છે તે સહેજે આવશ્યક બની જાય છે; એટલે સત્યને બદલે અસત્યની પ્રતિષ્ઠા વધે છે.

તેથી જ્યારે આશ્રમમાં અસત્ય જોવામાં આવ્યું છે, ત્યારે ત્યારે મેં તેમાં મારો દોષ તો સ્વીકાર્યો જ છે. એટલે મારી વ્યાખ્યાના સત્યને હું નથી પહોંચી વળ્યો. ભલે અજ્ઞાનથી પણ સત્ય પૂર્ણપણે સમજ્યો નથી, તેથી વિચાર્યું નથી, કહ્યું નથી; પછી આચર્યું તો ક્યાંથી જ હોય ? પણ એવો સ્વીકાર કર્યો પછી શું ભાગી જવું, ગુફામાં જઈ વસવું, મૌન લેવું ? એને હું કાયરતા માનું. ગુફામાં બેસીને સત્યની શોધ ન થાય. જ્યાં બોલવું આવશ્યક ત્યાં મૌન શું ? ગુફાને અમુક સંજોગોમાં સ્થાન છે. પણ સામાન્ય મનુષ્યની કસોટી તો સમાજમાં જ થઈ શકે.

ત્યારે મારે અસત્યને કાઢવા શા ઉપાય યોજવા ? આમ વિચારતાં દેહદમન સિવાય મને બીજું નથી સૂઝયું. દેહદમન એટલે ઉપવાસાદિ. દેહદમનની ત્રણ અસર થાય છે: એક પોતાની ઉપર ને બીજી અસત્ય આચરનાર ઉપર ને ત્રીજી તે સમાજ ઉપર. પોતે વધારે સાવધાન થાય છે, હૃદયની ગુફામાં ભીતરીને આત્મનિરીક્ષણ કરે છે. અસત્ય આચરનારમાં દયાભાવ હોય તો પોતાના દોષનું ભાન થાય છે, પોતે શરમાય છે અને ફરી દોષ ન કરવાનો નિશ્ચય કરે છે. આસપાસની સમાજ પોતાનું સરવૈયું કાઢતી થઈ જાય છે.

પણ દેહદમન એક સાધનમાત્ર છે, એ સાધ્ય નથી. તેમાં મનુષ્યને સુધારવાની મુદ્દલ શક્તિ નથી. તેની આસપાસ જે વિચારગૂંથણી રહેલી છે તે હોય તો જ તેમાંથી લાભ લઈ શકાય. વિચારગૂંથણી આ છે: માણસ દેહનો દાસ થઈ ને રહે છે, દેહના ભોગને ખાતર અનેક વ્યવસાયમાં પડે છે, અનેક પાપો કરે છે, તેથી જ્યારે પાપ થાય ત્યારે દેહને દંડે. દેહના ભોગોમાં પડેલો માણસ મૂર્છામાં હોય છે. આહારરૂપી ભોગનો થોડોઘણો ત્યાગ પણ તેની મૂર્છા મોળી કરવામાં મદદગાર થાય એ સંભવે. ઉપવાસની આ અસર ધ્યાનમાં રાખતાં તેની વ્યાખ્યા વિસ્તૃત કરવાની જરૂર છે. ઉપવાસ એટલે પોતાના

કે બીજાના આત્માની શુદ્ધિને અર્થે કરેલું બધી ઇંદ્રિયોનું દમન. એકલો આહારત્યાગ ઉપવાસ ન ગણાય. અને રોગનિવારણને અર્થે કરેલો આહારત્યાગ તો ઉપવાસમાં ન જ ખપે.

મેં એ પણ અનુભવ્યું છે કે ઉપવાસ હાલતાં ચાલતાં થાય તો તેની અસર મોળી પડશે. આનું કારણ તો એ જણાય છે કે વારંવાર થતાં ઉપવાસ યાંત્રિક ક્રિયા જેવા થઈ જાય છે. તેની પાછળ પેલી વિચારગૂંથણી નથી હોતી. એટલે પ્રત્યેક ઉપવાસની પાછળ ચોમેર જાગૃતિની આવશ્યકતા રહે છે.

મારે પોતાને સારુ એક વિશેષ પરિણામ પણ મેં અનુભવ્યું છે. મેં ઘણી વાર ઉપવાસ કર્યા છે તેથી સાથીઓ ગભરાયેલા રહે છે. તેથી મારો દેહ જોખમમાં પડે છે એવો તેમને ભય રહે છે. એટલે સાથીઓમાંના કેટલાક એ ભયને વશ થઈને સંયમનિયમ પાળતા હોય એવું જોવામાં આવે. આને હું ઉપવાસનું અવળું પરિણામ માનું છું, છતાં આવા ભયથી પળાયેલ સંયમ હાનિકર છે એવું હું માનતો નથી. ભય તે પ્રેમનો ભય છે. એવા ભયને વશ થઈને પણ મનુષ્ય અનીતિ આચરતો અટકે તો તે સારું જ છે. સમજપૂર્વક ને સ્વેચ્છાએ થયેલો સુધારો ઉત્તમ છે. પણ વડીલોની શરમને લીધે કે તેમને દુઃખ થાય એવા ભયથી પાપ કરતાં અટકવું અવગણવા જેવું નથી. આમાં પાશવી બળાત્કાર નથી. આરંભકાળમાં પ્રિયજનને રીઝવવાને અર્થે થયેલા સુધારા ટકી રહેવાના દાખલા અનેક મળી રહે છે.

એક દુઃખદ પરિણામ ઉપવાસાદિમાંથી આવે છે એ ધ્યાનમાં રાખવું ઘટે છે. ઉપવાસાદિની બીકથી પાપ કરતાં અટકવાને બદલે તેની અસર નીચે આવેલા લોકો પાપ છુપાવવાનો પ્રયત્ન કરતા જોવામાં આવે છે.

ગુણદોષનું મનન કર્યા પછી મારો અભિપ્રાય એવો બંધાયો છે કે ઉપવાસાદિ પ્રાયશ્ચિત્ત અમુક સંજોગોમાં આવશ્યક

છે. હું માનું છું કે તેથી સરવાળે આશ્રમને લાભ જ થયો છે. પણ આટલું યાદ રાખવાની જરૂર છે કે ઉપવાસાદિ પ્રાયશ્ચિત્ત સારુ અધિકારની આવશ્યકતા છે. ગમે તેને ગમે ત્યારે પ્રાયશ્ચિત્તરૂપે ઉપવાસ આદરવાનો અધિકાર નથી જ. તે તે સંજોગોને તપાસવાથી અને પાત્ર જોયા પછી જ અધિકાર-નિર્ણય થઈ શકે. સામાન્ય રીતે અધિકારનિર્ણયની આ શરતો જોવામાં આવી છે:

(૧) દોષ કરનારના મનમાં પ્રાયશ્ચિત્ત કરનાર પ્રત્યે પ્રેમ હોવો જોઈએ. પ્રાયશ્ચિત્ત કરનારના મનમાં દોષિત પ્રત્યે પ્રેમ હોય પણ દોષિત એ પ્રેમને ન ઓળખે અથવા પોતે દુશ્મન થઈને ફરતો હોય, તો તેને સારુ પ્રાયશ્ચિત્ત ન હોય. જે પોતાને દુશ્મન માને છે તે પ્રાયશ્ચિત્ત કરનાર પ્રત્યે તિરસ્કાર કરતો હોય, એટલે તેની ઉપર પ્રાયશ્ચિત્તની ઊલટી અસર પડવાનો સંભવ છે અથવા તેની ઉપર ઉપવાસ પાશવી બળાત્કારનું રૂપ પકડે ને ત્રાગારૂપે ગણાય. વળી જેની સાથે વિશેષ અને પ્રેમ-સંબંધ ન હોય, તેના દોષને સારુ પ્રાયશ્ચિત્તનો અધિકાર બધાને હોય તો મનુષ્ય પ્રાયશ્ચિત્તમાંથી પરવારે જ નહિ. આખા જગતને સારુ પ્રાયશ્ચિત્ત તો કોઈ મહાત્માને ભલે શોભે. આપણે અહીં સામાન્ય મનુષ્યોનો વિચાર કરીએ છીએ.

(૨) દોષ પ્રાયશ્ચિત્ત કરનારની પ્રત્યે પણ હોવો જોઈએ. અહીં કહેવાનો અભિપ્રાય એ છે કે જે દોષની સાથે જેને કશો સંબંધ નથી તેને સારુ તે પ્રાયશ્ચિત્ત ન કરે. જેમ કે **અ** ને **બ** ની સાથે મિત્રતા છે. પણ **બ** આશ્રમનિવાસી છે. **અ** ને આશ્રમ સાથે કશો સંબંધ નથી. **બ** નો દોષ આશ્રમ પ્રત્યે છે. અહીં **અ** નો નથી પ્રાયશ્ચિત્ત કરવાનો ધર્મ કે નથી તેને અધિકાર. જો **અ** વચ્ચે પડવા જાય, તો આશ્રમની કફોડી સ્થિતિ થાય ને **બ** ની પણ થવા સંભવ છે. **અ** ની પાસે **બ** ના દોષનો નિર્ણય કરવાનું સાધન પણ ન હોય.

બ નું આશ્રમમાં રહેવું સહન કરીને બ ની નીતિને સારુ ને પ્રાયશ્ચિત્તને સારુ જવાબદારી અ એ આશ્રમને સોંપી.

(૩) પ્રાયશ્ચિત્ત કરનાર પોતે એવા દોષથી મુક્ત હોવો જોઈએ. લૌકિક કહેવત 'કથરોટ કૂંડાને શું હસે' અહીં બંધ બેસે છે.

(૪) પ્રાયશ્ચિત્ત કરનાર બીજી રીતે પણ શુદ્ધ હોઈ તેની પ્રતિષ્ઠા દોષિતની પાસે હોવી જોઈએ. પ્રાયશ્ચિત્તના ગર્ભમાં જ પવિત્રતાનું આરોપણ છે. અને જો દોષિતના મનમાં પ્રાયશ્ચિત્ત કરનાર પ્રત્યે માન ન હોય, તો ઉપવાસની તેના ઉપર માઠી અસર સહેજે થાય.

(૫) પ્રાયશ્ચિત્ત કરનારનો અંગત સ્વાર્થ ન હોવો જોઈએ. જેમ કે અ એ બ ને દસ રૂપિયા આપવાનું વચન આપ્યું છે. આ ન પાળવું એ દોષ છે. પણ અ નથી પાળતો તેને સારુ બ પ્રાયશ્ચિત્ત ન કરે.

(૬) પ્રાયશ્ચિત્ત કરનાર રોષને વશ ન હોવો જોઈએ. દીકરાએ કંઈ દોષ કર્યો હોય ને તેથી બાપ રોષમાં આવીને ઉપવાસ માંડે તે પ્રાયશ્ચિત્ત નથી. પ્રાયશ્ચિત્તમાં કેવળ દયા હોવી જોઈએ, કેમ કે તેનો હેતુ પોતે શુદ્ધ થવું ને દોષ કરનારને શુદ્ધ કરવો એ છે.

(૭) દોષ પ્રત્યક્ષ, સર્વમાન્ય, ને આત્માને હણનારો હોવો જોઈએ ને તેનું દોષ કરનારને ભાન હોવું જોઈએ. અનુમાનથી કોઈનો દોષ કલ્પીને પ્રાયશ્ચિત્ત ન કરાય. તેમ કરવાથી કોઈ વાર ભયંકર પરિણામ આવે. દોષને વિષે શંકા ન હોવી જોઈએ. વળી પોતે માની લીધેલો દોષ પ્રાયશ્ચિત્તનું કારણ ન કરાય. મનુષ્ય આજે જે દોષરૂપ માને તે કાલે દોષરહિત લાગે એમ બને. તેથી જે વસ્તુ દોષરૂપે ગણવામાં આવે તે એવી હોવી જોઈએ કે જેને સમાજ દોષરૂપે જોતો હોય. ખાદી ન પહેરવી એ મારે મન મહાદોષ ભલે હોય. પણ

મારા સાથીને તેમાં કશો દોષ ન લાગતો હોય અથવા તેને મોટું રૂપ ન આપી પહેરે ન પહેરે એમ ચલાવે. આવી વર્તણૂકને દોષ ગણી હું ઉપવાસ કરવા બેસું તો એ પ્રાયશ્ચિત્ત નથી એટલું જ નહિ પણ એ અયોગ્ય દબાણ ગણાય. વળી દોષ કર્યાનું દોષ કરનારને ભાન ન હોય તોયે તેને સારુ પ્રાયશ્ચિત્ત ન ઘટે.

જેને સંસ્થા ચલાવવી છે, જેમાં દંડાદિને સ્થાન નથી, જ્યાં પ્રત્યેક કાર્ય ધર્મને અવલંબીને કરવાનો પ્રયત્ન છે, ત્યાં આ ચર્ચા આવશ્યક છે કેમ કે સંચાલકોનું પ્રાયશ્ચિત્ત દંડાદિનું સ્થાન લે છે. બીજી રીતે સંસ્થા સુવાસિત રાખવી અશક્ય છે. દંડથી ભલે બહારનો દેખાવ સચવાય, બહારની વ્યવસ્થા જળવાય, સંસ્થાનું કામ ધપતું લાગે. દંડ તેથી આગળ નહિ જઈ શકે. પ્રાયશ્ચિત્તથી અંતર બહાર બંને સચવાય અને સંસ્થા નિત્ય દૃઢ થતી જાય. તેથી ઉપર જણાવ્યા છે એવા કંઈક નિયમની આવશ્યકતા છે.

તા. ૩–૬–'૩૨

## ૮. પ્રાર્થનાનો અર્થ

એક વૈદક વિદ્યાલયનો સ્નાતક પૂછે છે:

"પ્રાર્થના સરસમાં સરસ કઈ? એમાં કેટલો સમય લેવો જોઈએ? મારા ધારવા પ્રમાણે તો ન્યાય કરવો એ જ ઉત્તમોત્તમ સેવા છે, અને સૌને ન્યાય આપવાનું જેના દિલમાં હશે તેણે પ્રાર્થના કરવાની જરૂર નથી. ઘણા લોકો સંધ્યામાં પુષ્કળ સમય ગુમાવે છે. તેમાંના ૯૫ ટકા કેવળ નાકની દાંડી જ ઝાલી જાણે છે. મારા ધારવા પ્રમાણે પ્રાર્થના તો પોતાની ભાષામાં કરવી જોઈએ. તો જ તેની આત્મા ઉપર અસર થાય. મારે જણાવવું જોઈએ કે પ્રાર્થના ખરા દિલથી એક મિનિટ માટે પણ કરીએ તો તે પૂરતી છે. ઈશ્વરને આપણે વચન આપીએ કે પાપ કરીશું નહિ એટલું બસ છે."

પ્રાર્થના એટલે ઈશ્વર પાસેથી ભક્તિભાવે કાંઈક માગવું. પણ પ્રાર્થનામાં બધી જ પૂજા આવી જાય છે. પત્રલેખક જે વસ્તુ ધ્યાનમાં રાખીને લખે છે તે પ્રાર્થના નથી પણ પૂજા છે. પણ વ્યાખ્યાનું તો જાણે ઠીક. કરોડો હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, યહૂદી અને બીજા પોતપોતાને પ્રાર્થનાને સમયે જે કરે છે તે શું કરે છે? મને લાગે છે કે તે જગતકર્તાની સાથે એક થવાની હૃદયની યાચના છે, ઈશ્વરના આશીર્વાદ માટે વિનંતી છે. અને આ યાચના તે કેવે ભાવે થાય છે તેની ઉપર આધાર છે, કયા શબ્દમાં થાય છે તેના ઉપર આધાર નથી. હા, ઘણી વાર પ્રાચીન કાળથી ચાલ્યા આવેલા શબ્દની આસપાસ એવું વાતાવરણ રચાઈ ગયેલું હોય છે કે તેમાંથી જે ધ્વનિ નીકળે તે પ્રાકૃત ભાષાના પર્યાય શબ્દોમાંથી ન નીકળશે. દાખલા તરીકે ભાષાન્તર કરીને ગાયત્રી બોલીએ, તો મળમાં તેનું ઉચ્ચારણ કરીએ ને જે અસર થાય છે તે નહિ થાય. 'રામ' નામના ઉચ્ચારથી કરોડો હિંદુઓનાં હૃદય હાલી ઊઠશે, જ્યારે 'ગૉડ' શબ્દનો અર્થ તેઓ સમજતા હશે તોપણ તે તેમના એક કાનમાં થઈને બીજામાંથી નીકળી જશે. લાંબા કાળની વપરાશને લીધે અને તેની સાથે જોડાયેલા ત્યાગને લીધે શબ્દોમાં કંઈક અજબ શક્તિ આવે છે. એટલે જે ખાસ પ્રચલિત મંત્રો છે, તે તો મૂળ સંસ્કૃતમાં જ બોલાવા જોઈએ એમ માનવાને માટે ઘણું કારણ છે. તેનો અર્થ બરોબર સમજવો જોઈએ એ વાત સાચી.

પ્રાર્થના અથવા પૂજામાં કેટલો સમય આપવો એની કંઈ મર્યાદા બંધાય? એ તો જેવી જેની પ્રકૃતિ. પૂજાનો સમય એ જીવનનો અમૂલ્ય સમય છે. એ પૂજા એટલા માટે આપણે કરીએ છીએ કે તેથી આપણે વિવેકથી વિનમ્ર થઈ ઈશ્વરની સત્તા વિના એક તરણું સરખું પણ હાલતું નથી

એ વસ્તુનું જ્ઞાન મેળવીએ, આપણે તો માત્ર એ મહા પ્રજાપતિના હાથમાં માટીરૂપ છીએ એવું ભાન મેળવીએ. એ સમય એવો છે કે જ્યારે માણસ ગઈ કાલે શું કર્યું તેનો વિચાર કરી લે છે, પોતાની ભૂલોની કબૂલાત કરે છે, તેને માટે ક્ષમા માગે છે, અને સુધરવાનું બળ માગે છે. આને માટે કોકને એક પળ પણ બસ થાય, અને કેટલાકને આખો દિવસ પણ પૂરો ન થાય. જેમનામાં રગે રગે ઈશ્વર વ્યાપેલો છે તેનું તો પ્રત્યેક હલનચલન, પ્રત્યેક પ્રવૃત્તિ પૂજારૂપ છે. તેઓનું ચાલવુંહાલવું 'પરિક્મ્મા' છે, અને તેઓનું કર્મ-માત્ર સેવા છે. પણ જેઓનો જન્મારો પાપ વિના જતો નથી, જેઓ ભોગ અને સ્વાર્થનું જીવન ગાળે છે, તેઓ તો જેટલી પ્રાર્થના કરે તેટલી ઓછી. જો તેમનામાં ધૈર્ય અને શ્રદ્ધા હોય, અને પવિત્ર થવા સંકલ્પ હોય, તો જ્યાં સુધી પોતાના હૃદયમાં ઈશ્વરનો વાસ તેઓ ન અનુભવે, ત્યાં સુધી પ્રાર્થના કરવી ચાલુ રાખશે. આપણા જેવા સામાન્ય માણસો માટે આ બે છેડા વચ્ચેનો માર્ગ બરોબર છે. આપણે એટલા ચડેલા નથી કે આપણું કાર્યમાત્ર સહજ સમાધિરૂપ છે એમ આપણે કહી શકીએ, અથવા તો આપણે છેક પેટભરા છીએ એમ પણ ન કહેવાય. એટલે દરેક ધર્મમાં સામુદાયિક પ્રાર્થનાને માટે સમય અલગ નિયત કરેલો છે. દુર્ભાગ્યે આજકાલ આ પ્રાર્થના કેવળ યાંત્રિક થઈ ગઈ છે, અને પાખંડ નહિ તો કેવળ બાહ્ય આચાર જ તેમાં ભરેલો છે, એટલે આજે તો પ્રાર્થના ખરા ભાવથી થવાની જરૂર છે.

ઈશ્વરની પાસે કોઈ યાચનારૂપ પ્રાર્થના તો પોતપોતાની ભાષામાં જ થાય. અને પ્રાણીમાત્રની પ્રત્યે આપણે ન્યાયથી પ્રેમભાવથી વર્તતાં શાખીએ એ યાચના કરતાં વધારે ભવ્ય યાચના ઈશ્વર પાસે કઈ કરી શકાય?

તા. ૧૩–૬–'૨૬

# ૯. પ્રાર્થનાની આવશ્યકતા અને રહસ્ય

[ શ્રી. મહાદેવભાઈના પત્રમાંથી આ ભાગ લીધો છે.

—પ્રકાશક ]

ગાંધીજી, જેમનું પ્રત્યેક કાર્ય પ્રાર્થનામય છે, જેમને પ્રાર્થના એ આશ્રમનું એક મહાઆવશ્યક અને તાત્ત્વિક અંગ લાગે છે, તેમની પાસે વિદ્યાર્થીઓ પ્રાર્થનાનું રહસ્ય સાંભળવા આવે એ તેમનું સદ્‌ભાગ્ય કહેવાય. ગુજરાત મહાવિદ્યાલયમાં ગયા સપ્તાહમાં રાષ્ટ્રીય શિક્ષણનો જે યજ્ઞ ચાલ્યો હતો તેની પૂર્ણાહુતિ છાત્રાલય સંમેલનથી થઈ. એ સંમેલનમાં બધા રાષ્ટ્રીય શાળામાં ભણતા વિદ્યાર્થીઓ આવ્યા હતા એમ નહિ પણ ગુજરાતનાં છાત્રાલયોમાં રહીને ભણતા વિદ્યાર્થીઓમાંના પણ થોડા આવ્યા હતા. ઘણાં છાત્રાલયો ઉત્તમ સંચાલકોના હાથ નીચે ચાલે છે, અને ઘણાકની ઇચ્છા છાત્રાલયમાં પ્રાર્થના ફરજિયાત કરવાની હશે એટલે દરેક સ્થાને સામુદાયિક પ્રાર્થના આવશ્યક કરવાની ભલામણનો ઠરાવ સંમેલનમાં આવ્યો, પણ ઠરાવ ઊડી ગયો. એ ઠરાવને તે જ માણસ લાવી શકે અને કરાવી શકે જેની રગેરગમાં પ્રાર્થનાનું રહસ્ય વ્યાપ્યું હોય અને જેને પ્રાર્થના વિના જીવન અકારું થઈ પડેલું હોય. એટલે એ ઠરાવ ઉપર એ વિષયના તજ્જ્ઞોની ચર્ચા થઈ એમ ન કહેવાય. છતાં ઘણાને એમ થયું કે ઠરાવ ભલે ઊડી ગયો, પણ ઠરાવ ઊડી ગયા પહેલાં જે કરવાનું હતું તે ઠરાવ ઊડી ગયા પછી કરીએ — એ વિષયના તજ્જ્ઞ ગાંધીજી પાસે જઈએ અને તેઓ શું કહે છે તે સાંભળીએ. આશ્રમમાં પ્રાર્થના તે સ્થપાયું ત્યારની થતી આવી છે, પણ ગયા વર્ષમાં પ્રાર્થનાની વ્યવસ્થિતતા, નિયમિતતા, શાંતિ અને ગાંભીર્ય વિષે ગાંધીજી

જેટલા જાગૃત થયા તેટલા પૂર્વે જાગૃત નહોતા થયા; જાગૃત થયા એટલે પ્રાર્થનામાં જવાના, ત્યાં બેસવાબેઠવાના, વગેરે આકરા નિયમો થયા છે. આ નિયમોથી ઘણાને આશ્ચર્ય તો થયું હશે જ, પણ કારણ વિના ગાંધીજી કશું જ ન કરે એવું તેઓ જાણતા હોવાને લીધે સૌને પ્રાર્થના વિષે તેમની પાસે, તેમની આ ઉગ્ર વૃત્તિમાં, જાણી લેવું એ સરસ લાગ્યું, અને એ ઠીક જ થયું. પરિણામે ગયા સપ્તાહમાં એક રમણીય સાયંકાળે આશ્રમનું પ્રાર્થનાસ્થાન જે હજી પણ સત્યાગ્રહાશ્રમના નામને લાયક ગણાયેલું છે, તેની ઉપર પ્રાર્થનાને સમયે ગાંધીજીએ પ્રાર્થનાની આવશ્યકતા અને રહસ્ય ઉપર પ્રવચન કર્યું. ખાસ આ પ્રસંગને લઈને જ પ્રાર્થનાનો સમય અર્ધો કલાક વહેલો રાખવામાં આવ્યો અને પ્રાર્થનાને અંતે ગાંધીજી સામાન્ય રીતે હિંદીમાં બોલે છે તેને બદલે ગુજરાતીથી જ ટેવાયેલા વિદ્યાર્થીઓના આતિથ્યથી પ્રેરાઈ તેમણે ગુજરાતીમાં જ પ્રવચન કર્યું. ખરે શાસ્ત્રીએ પ્રાર્થનાના શ્લોકો પછી સુરદાસનું

'મો સમ કૌન કુટિલ ખલ કામી
જિન તનુ દિયો તાહિ બિસરાયો
ઐસો નિમકહરામી'

એ સુપ્રસિદ્ધ ભજન ગાયું. અને પછી ગાંધીજીએ આ પ્રમાણે પ્રવચન કર્યું:

"તમે બધા છાત્રાલયોના વિદ્યાર્થીઓ અને ગૃહપતિઓ પ્રાર્થનાનું રહસ્ય અને આવશ્યકતા સમજવા અહીં આવ્યા છો, એથી મને બહુ આનંદ થાય છે. મારી તો માન્યતા છે કે પ્રાર્થના એ દરેક ધર્મનું અવિભાજ્ય અંગ છે; અને તેથી એ દરેક મનુષ્યના અને સમાજના જીવનનું પણ અવિભાજ્ય અંગ છે, હોવું જોઈએ. કારણ કોઈ મનુષ્ય કે સમાજ ધર્મ-રહિત રહી શકતાં નથી. હા, કેટલાક માણસો એવા પડયા છે જે બુદ્ધિનો પ્રયોગ કરીને કહે છે કે અમારે ધર્મ સાથે લેવાદેવા

નથી, પણ એ તો કોઈ માણસ શ્વાસોચ્છ્વાસ લેતો છતાં કહે કે મને નાક નથી એના જેવું છે. માણસ ધર્મને જાણે-અજાણે માને જ છે; કારણ તે કાંઈક ધોરણ માને છે, અને તે ધોરણમાં પારલૌકિક ભાવ રહેલો છે. એટલે બુદ્ધિથી કહો કે વહેમથી કે પ્રેરણાથી માણસ કાંઈક પણ પારલૌકિક સંબંધ રાખે છે, સૂક્ષ્મમાં સૂક્ષ્મ યત્કિંચિત્ પણ પારલૌકિક સંબંધ રાખે છે. નાસ્તિકમાં નાસ્તિક માણસ પણ નીતિના કાંઈક ધોરણને અવલંબે છે, અને એ પાલનથી કંઈક મળે અને ન પાલન કરવાથી કાંઈક ઊણપ રહે અથવા અહિત થાય એવી તેની વૃત્તિ રહે છે. બ્રેડલો એક પ્રસિદ્ધ નાસ્તિક કહેવાયો. પોતાની નાસ્તિકતા એ જગજાહેર કરતો, એ જાહેર કરી મલકાતો, છતાં સત્યનું પાલન કરીને તેનાં આકરાં પરિણામો ભોગવવામાં તે અભિમાન લેતો. પણ તે સત્યનું તેને કાંઈ ઐહિક પરિણામ મળેલું એ તે નહોતો બતાવી શકતો, અથવા ઐહિક પરિણામ તો દુઃખ જ હતું. છતાં તેમાં તે અભિમાન લેતો, કારણ તેમાંથી એને સંતોષ મળતો, આનંદ મળતો. સત્યનો બદલો સત્ય જ હોય એમ એ કહેતો, છતાં તેના પાલનમાંથી તે સૂક્ષ્મ પ્રકારનો આનંદ મેળવતો એ નિર્વિવાદ છે. એ આનંદ ઐહિક નહિ પણ અલૌકિક હતો, ઇન્દ્રિયાતીત હતો. એટલે જ કહ્યું છે કે ધર્મનો ઇનકાર કરનાર માણસ પણ અલૌકિક તત્ત્વને સ્વીકારે છે, એટલે અનિચ્છાએ પણ ધર્મને માને છે; અને જો ધર્મ છે તો તેનું ધ્યાન છે — એ જ પ્રાર્થના.

પ્રાર્થના અનેક પ્રકારની હોય છે. આપણે એનો વિચાર કરીએ : ઈશ્વરની પાસે કાંઈ માગવાની, અને બીજી અંતર્ધ્યાન થઈ ઈશ્વરનું અનુસંધાન કરવાની, એને આપણે ઉપાસના કહીએ છીએ. ઈશ્વરને કોઈ બાહ્ય તત્ત્વ માનીને તેની પાસે કાંઈક માગીએ કે તેને અંતર્યામી સમજી આપણે

અંતરમાં જાગૃત રહીને તેને આરાધીએ, ઉપાસીએ; પરિણામ અંતે એકનું એક જ છે. પહેલો માણસ ભક્તમાં ખપે, બીજો જ્ઞાનીમાં ખપે. આપણે ભક્તમાં ખપીએ તો જગ જીત્યા. ઈશ્વરની પાસે માગણી કરવાની હોય તોયે તે માગણી આપણી આત્મશુદ્ધિને માટેની જ હોય. આત્માનું શૌચ, આત્માનું પરિશોધન એ જ પ્રાર્થના છે. આત્મા આપણામાં મૂર્છિત સ્થિતિમાં છે, તેના ઉપર અંધકાર, અજ્ઞાનનાં કેટલાંય પડો ચડેલાં છે; તે દબાઈ રહેલો છે. પ્રાર્થના કરીને આપણે એમાંનું એક એક પડ ઉખેડીએ છીએ. એટલે જે માણસ આત્મજાગૃતિમાં—ધર્મજાગૃતિમાં — માને છે, તે માણસને માટે પ્રાર્થના એ મોટામાં મોટું તત્ત્વ છે. કેટલાક માને છે કે મંદિરમાં ગયા, આરતી ઉતારી, ભજનમાં ભળ્યા, રામનામ લીધું એટલે પ્રાર્થના થઈ ગઈ. પણ ભજન, રામનામ વગેરે બધાં પ્રાર્થનાનાં સાધન છે, સાધ્ય ઈશ્વરની સાથે અનુસંધાન છે. એ નિશ્ચેષ્ટ રહીને પણ થઈ શકે, મૂંગા રહીને પણ પ્રાર્થના કરી શકાય. શબ્દ વિનાની પણ હૃદયથી થતી પ્રાર્થના ચાલે, હૃદય વિનાની પણ શબ્દાડંબરવાળી પ્રાર્થના નિરર્થક છે. આત્માનાં પડને ઉખેડવાનો જાગૃત પ્રયત્ન હોય તો જ પ્રાર્થના સાર્થક છે. એમાં દંભ ન હોય, આડંબર ન હોય. જેમ ભૂખ્યા માણસને ભોજન મળ્યે સ્વાદ આવે છે, તેમ ભૂખ્યા આત્માને પ્રાર્થનાનો સ્વાદ આવવો જોઈએ. હૃદયમાંથી થતી પ્રાર્થના પોતાને સ્વચ્છ કર્યા વિના રહેતી જ નથી. હું મારા પોતાના અને મારા કેટલાક સાથીઓના અનુભવથી કહું છું કે, જેને પ્રાર્થના હૃદયગત છે તે દહાડાના દહાડા ખાધા વિના રહી શકે, પણ પ્રાર્થના વિના ન ચલાવી શકે. જો ભૂલેચૂકે પણ પ્રાર્થના વિના તેનો દિવસ જાય છે તો ચિત્તશુદ્ધિ કરીને તે પોતાના આત્માનો મળ કાઢે ત્યારે જ તેને શાંતિ થાય છે.

"ત્યારે શું આવી પ્રાર્થનાનો નિયત સમય હોતો હશે? જેને સતત આત્મશુદ્ધિ કરવી છે તેની તો ચોવીસે ઘડી પ્રાર્થનામય જ હોય. એ વાત સાચી છે, પણ એવું થતું નથી કારણ આપણે પામર છીએ, આપણે મોહવશ છીએ, સતત પ્રાર્થના કરવાને આપણે અશક્ત છીએ, એટલે અમુક સમય આપણે નિયત કરીએ છીએ. સુરદાસે ગાયું, 'મો સમ કૌન કુટિલ ખલ કામી.' શું એ દંભી હતા? ના, એ આપણા ગજ પ્રમાણે તો નિર્વિકારી હતા, સાધુ હતા. પણ એમણે તો પોતાના ગજ પ્રમાણે પોતાને માપ્યા હતા, અને તે પ્રમાણે એ વિકારી હતા; પોતાનામાં ઊંડેઊંડે છુપાયેલા સૂક્ષ્મ વિકારો એમને વીંછીની જેમ કરડતા હતા. એટલે જ એ પોતાને 'ખલ' કહીને ધગી ઊઠતા હતા; રાગદ્વેષ થતાની સાથે એ ધગી જતા, અને એ મૂર્છા મટાડવા જતા તેમ તેમ એમને થતું કે 'હું હજી કેટલો દૂર પડેલો છું?' છતાં સુરદાસ આપણા કરતાં હજારો જોજન આગળ હતા, પણ તેમની આત્મ-જાગૃતિ તેમને 'નિમકહરામી' કહેવડાવતી હતી, અને પોકારા-વતી હતી કે 'હું હજી કેટલો દૂર છું?' એ વૃત્તિમાં ચોવીસે કલાકની પ્રાર્થના રહેલી છે. પણ આપણી એવી ચોવીસે કલાકની પ્રાર્થના કરવાની શક્તિ નથી, એટલે એક સમય રાખીએ છીએ; તે વેળા જગતને, શરીરની જંજાળને ખંખેરી નાંખીએ છીએ, એટલે બાર કલાક તેના ભણકારા આપણા હૃદયમાં રહે છે. રાત્રે પાછા એવી જ પ્રાર્થના કરીને સૂઈએ એટલે રાતને માટે આપણા આત્માની રક્ષા થાય છે. આમ નિયત સમય રાખવો એ આપણું સામાન્ય માણસનું કર્તવ્ય છે. આપણે તો સદા પ્રાર્થનામય જ છીએ એમ કહીને આપણે આપણને છેતરીએ નહિ.

"આપણે આ જગતમાં સેવા કરવાને સર્જાયેલા છીએ, સેવાનું કામ કરવા ઇચ્છીએ છીએ. આપણે જો જાગૃત રહેતા હોઈશું તો આપણી પ્રવૃત્તિ દૈવી હશે, રાક્ષસી ન હોય. મનુષ્યનો ધર્મ રાક્ષસી હોવાનો નથી, દૈવી હોવાનો છે, એટલે મનુષ્ય પ્રાર્થનામય રહેતો હશે તો તેની બધી પ્રવૃત્તિ દૈવી હશે, રાક્ષસી ન હોય. પણ પ્રાર્થનારહિત માણસની પ્રવૃત્તિ આસુરી હશે, તેનો વ્યવહાર અશુદ્ધ હશે, અપ્રામાણિક હશે. એકનો વ્યવહાર પોતાને અને સંસારને સુખી કરનાર હશે, બીજાનો પોતાને અને જગતને દુઃખી કરનાર છે. એટલે પરલોકની વાત છોડી દઈએ તોપણ આ લોકમાં પણ શાંતિ અને સુખ આપનારું સાધન પ્રાર્થના છે. કવિએ હનુમાન લંકા ગયા ત્યારનું રાવણના મહેલનું વર્ણન આપેલું છે. એ મહેલ તો હતો, પણ તેમાં બધું અસ્તવ્યસ્ત હતું. પોતાના અંગનું કોઈને ભાન નહોતું; રાક્ષસી નગરીમાં સુવ્યવસ્થા હોઈ જ ન શકે. આપણે આપણી દેહનગરીને દૈવી બનાવી તેમાં સુવ્યવસ્થા ઇચ્છીએ છીએ. એ સુવ્યવસ્થા લાવવાને માટે પ્રાર્થના આવશ્યક છે.

"અહીં પણ પ્રાર્થનાનું કામ બહુ જ ઢીલું ચાલતું હતું — રગશિયા ગાડાની જેમ ચાલતું, અને અમે તે નિભાવી લેતા. અહીં આવનારા ઘણા જિજ્ઞાસુ તો હતા, સત્યાગ્રહ શીખવાની ધગશથી આવેલા હતા. પણ મારી શિથિલતા જોઈને તેઓ પણ પ્રાર્થનાને વિષે બેદરકાર બન્યા. બીજી વાતની જેટલી અમને ચિંતા પડી હતી તેટલી પ્રાર્થનાને વિષે પડી નહોતી. આખરે મારી મૂર્છા ઊતરી, મને થયું કે આ સંસ્થાનો હું વાલી હોઉં તો જે વસ્તુને હું આટલું મહત્ત્વ આપું છું તેને વિષે આટલો બેદરકાર કેમ રહી શકું ? હું જાગ્યો અને પ્રાર્થના વિષે કડક નિયમો સૂચવ્યા. એ એક વસ્તુને ઠીક કરું તો બીજી વસ્તુઓ સિદ્ધ થશે એ મારો

વિશ્વાસ હતો, અને એ કડક નિયમથી કોઈને હાનિ થઈ નથી એવી મને આશા છે. ચોરસનો એક ખૂણો સીધો કર્યો એટલે બધા ખૂણા કાટખૂણા થઈ જાય છે.

"એટલે મારી તમને સલાહ છે કે તમે પ્રાર્થનાને ઝોડની જેમ વળગજો. પ્રાર્થના કરવી શી રીતે એમ ન પૂછજો, કેવળ રામનામ લઈને પણ પ્રાર્થના થઈ શકે. પ્રાર્થનાની રીત ગમે તે હોય, ભગવાનનું ધ્યાન કરવાની સાથે વાત છે. અખો ભગત કહી ગયા તેમ,

સુતર આવે ત્યમ તું રહે
જેમતેમ કરીને હરિને લહે.'

જે રીતે 'હરિને લહી' શકાય તે રીત પસંદ કરવાની છે. આટલું યાદ રાખજો કે પ્રાર્થના જીભની વાત નથી, પણ હૃદયની છે. છાત્રોને મારી ભલામણ છે કે તમે ગૃહપતિઓની ચોટલી પકડીને કહેજો: 'તમે શું પ્રાર્થના ફરજિયાત કરવાના હતા ? અમે જ ફરજિયાત કરવાનું તમને કહીએ છીએ. અમે તેનું મહત્ત્વ સમજીએ છીએ, પણ અમે આળસને લીધે કરતા નથી. તેથી અમે અમારી ઉપર અંકુશ ઇચ્છીએ છીએ. પ્રાર્થનાના પાશમાં બાંધીને પાંસરા કરો.' તમને પ્રાર્થના પ્રિય હોય, તમને પ્રાર્થનામાં શ્રદ્ધા થઈ હોય, તો આ બંધનમાં ઇચ્છાપૂર્વક પડો, એ બંધનમાં પડીને જ ઇચ્છિત ફળ મેળવશો. અનેક માણસો સ્વેચ્છાચારી થઈ માને છે કે અમે સ્વતંત્રતા ભોગવીએ છીએ. પણ તેઓ વિષયવિકારનાં બંધનમાં વધારે સપડાય છે, જ્યારે બીજા સંયમનું બંધન સ્વીકારી વિકારોનાં બંધનમાંથી છૂટી જાય છે. તમે તમારી પોતાની ઉપર બળાત્કાર કરો તે બળાત્કાર કહેવાતો હશે ? આખું જગત નિયમો ઉપર બંધાયેલું છે, સૂર્યચંદ્ર નિયમને વશ વર્તે છે, નિયમ વિના વિશ્વ ક્ષણ પણ ન ટકી શકે. તમે તો સેવા કરવાનો ધર્મ સ્વીકારેલો છે,

તમે નિયમને વશ ન વર્તશો તો તમારા ભૂકેભૂકા થઈ જવાના છે એટલું યાદ રાખજો. આપણામાં પશુતા તો ભરેલી છે જ, પણ નિયમનથી આપણે પશુથી જુદા પડી શકીએ છીએ. આપણે ટટ્ટાર ઊભા રહેવાને સર્જાયેલા છીએ, ચોપગાંની જેમ ઘૂંટણિયે ચાલવાને સર્જાયેલા નથી. એટલે જો આપણે માનવી બનવું હોય, તો જીવનને પ્રાર્થના વડે રસમય ને સાર્થ કરી મૂકીએ."

તા. ૨૬-૧-'૩૦

## ૧૦. આત્મશુદ્ધિનો અમોઘ ઉપાય

[ પ્રાર્થના પરનું ગાંધીજીનું આ પ્રવચન શ્રી. મહાદેવભાઈના પત્રમાંથી લીધેલું છે. —પ્રકાશક ]

"જેમ શરીરને માટે ખોરાક આવશ્યક છે, તેમ જ આત્માને માટે પ્રાર્થના આવશ્યક છે. માણસ ખોરાક વિના ઘણા દહાડા ચલાવે -- મૅક્સ્વિનીએ ૭૦ થી વધારે દિવસ ચલાવ્યું — પણ પ્રાર્થના વિના માણસ ક્ષણ વાર પણ ન જીવી શકે, ન જીવી શકવું જોઈએ. તમે કહેશો કે પ્રાર્થના કર્યા વિના તો લાખો માણસો જીવે છે. હા, જીવે છે ખરા, પણ એ જીવન પશુજીવન છે, અને માણસને માટે એ મૃત્યુ કરતાં ભૂંડું છે. મને તો શંકા નથી કે આજે આપણું વાતાવરણ કજિયા, કંકાસ અને મારામારીથી ભરેલું છે તેનું કારણ એ છે કે, આપણામાં સાચી પ્રાર્થનાની ભાવના રહી નથી. લાખો હિંદુઓ, મુસલમાનો અને ખ્રિસ્તીઓ પ્રાર્થના કરે છે એમ તમે કહેશો એ મને ખબર છે. પણ તમે એ કહેશો એમ જાણીને જ મેં 'સાચી પ્રાર્થના' શબ્દ વાપર્યો હતો. આપણને હોઠે ઈશ્વરનું નામ લેવાની આદત પડી ગઈ છે એટલે નામ લઈ છૂટીએ છીએ; પણ ઈશ્વરના નામથી આપણાં હૃદય કદી

બીનાં નથી થતાં, આત્મા કદી અજવાળાતો નથી. આ દંભ અને પાખંડમાંથી બચી જવાના હેતુથી અમે આશ્રમમાં 'स्थितप्रज्ञस्य का भाषा' થી શરૂ થતા ગીતાજીના બીજા અધ્યાયના શ્લોકો બોલીએ છીએ. આ શ્લોકોનું રોજ મનન થવાથી સ્થિતપ્રજ્ઞના ગુણોનું રટણ કરીને આપણી ચિત્તશુદ્ધિ થવાનો અને હૃદય ઈશ્વરાભિમુખ થવાનો સંભવ છે. જો તમારે વિદ્યાર્થીઓએ શુદ્ધ ચારિત્ર અને ચિત્તશુદ્ધિ ઉપર તમારી કેળવણીનો પાયો નાંખવો હોય, તો નિત્ય, નિયમિત પ્રાતઃકાલે અને સંધ્યાકાળે પ્રાર્થના જેવો સરસ ઉપાય બીજો એકે નથી."

તા. ૧૮–૧૨–'૨૭

## ૧૧. 'પ્રાર્થનામાં શ્રદ્ધા નથી'

એક રાષ્ટ્રીય વિદ્યાલયના આચાર્યને એક વિદ્યાર્થીએ પ્રાર્થનાના વર્ગમાંથી ગેરહાજર રહેવાની પરવાનગી મેળવવા માટે નીચેનો કાગળ લખ્યો હતો:

"પ્રાર્થનામાં મને શ્રદ્ધા નથી, કારણ ઈશ્વર જેવી કોઈ વસ્તુ વિષે મને શ્રદ્ધા નથી કે જેની પ્રાર્થના કરું. મારે માટે કોઈ ઈશ્વરની કલ્પના કરવાની આવશ્યકતા મને કદી લાગતી નથી. ઈશ્વરની પંચાતમાં પડયા વિના મારી પોતાની મતિ પ્રમાણે શાંતિથી અને મન દઈને કામ કર્યાં કરું તો મને શી હાનિ છે?

"સામુદાયિક પ્રાર્થનાની જો વાત કરતા હો, તો તે તો મને સાવ નિરર્થક લાગે છે. ગમે તેવી નજીવી વસ્તુ ઉપર પણ આવડું મોટું ટોળું એકચિત્ત થઈ શકે ખરું કે? અને તે ન થઈ શકતું હોય તો ઈશ્વર, આત્મા, અને મનુષ્યમાત્રની એકાત્મકતા તથા બીજા

એવાં ભડકાવનારાં સૂક્ષ્મ તત્ત્વ આપણાં શાસ્ત્રોમાં આવે છે તે ઉપર તો કુમળી વયનાં અજ્ઞાન બાળકો શી રીતે એકાગ્રચિત્ત થઈ શકે? અને આ સામુદાયિક પ્રાર્થના ચોક્કસ સમયે ચોક્કસ માણસના હુકમથી કરવાની હોય છે. આવાં કોઈ પણ કૃત્રિમ સાધનથી બિચારાં બાળકોના હૃદયમાં કહેવાતા 'પ્રભુ' વિષે પ્રેમ શી રીતે બંધાઈ શકે? જુદી જુદી પ્રકૃતિનાં માણસો એક જ રીતે વર્તે એવી આશા રાખવી એના કરતાં બુદ્ધિથી વધારે ઊલટી વાત કઈ હોઈ શકે? એટલે પ્રાર્થના ફરજિયાત ન રાખવી જોઈએ. જેને એ વિષે રસ હોય તે ભલે પ્રાર્થના કરે અને જેમને અણગમો હોય તે તેમાંથી અલગ રહે. કારણ સમજ્યા વિના જે કાંઈ કરવામાં આવે તે અનીતિમૂલક અને અવનતિકારક છે."

આ છેલ્લા વિચારમાં કેટલું તથ્ય છે તે પ્રથમ તપાસીએ. નિયમપાલનની આવશ્યકતા બરોબર સમજાય તે પહેલાં તેને વશ થવું એ અનીતિમૂલક અને અવનતિકારક છે? શાળાના અભ્યાસક્રમની ઉપયોગિતા વિષે જેને ખાતરી થઈ ન હોય તેવા વિદ્યાર્થીએ તે તે વિષયો ભણવા એ અનીતિમૂલક અને અવનતિકારક છે કે? એક વિદ્યાર્થીએ એમ માની લીધું કે પોતાની માતૃભાષા શીખવી નિરર્થક છે તેથી તેને તેની માતૃભાષા શીખવામાંથી મુક્તિ મળી શકે. ખરી કે? સાચી વાત એ નથી કે શાળાના વિદ્યાર્થીને પોતાને શીખવાના વિષયો વિષે અને પાળવાના નિયમો વિષે ખાતરી થયેલી હોવાની જરૂર નથી? આ બંને બાબતમાં તેને જો કશી પસંદગી કરવાની હતી જ તો જ્યારે તેણે અમુક સંસ્થામાં જવાની પસંદગી કરી ત્યારે તે પસંદગી પૂરી થઈ. અમુક સંસ્થામાં તે જોડાય છે તેનો અર્થ જ એ છે કે તેના નિયમો વગેરેનું પાલન કરવાનું તે સ્વીકારે છે. તે સંસ્થા તે છોડી શકે છે, પણ સંસ્થામાં હોય ત્યાં સુધી તો શું શીખવું અને કેવી રીતે શીખવું એ વિષે તેની પસંદગી ન જ ચાલી શકે.

વિદ્યાર્થીઓને પ્રથમ જે ઘૃણા અથવા અણગમો ઉપજાવનારું લાગે તેને આકર્ષક અને સુગમ કરવાની ફરજ શિક્ષકોની છે.

'મને ઈશ્વર વિષે શ્રદ્ધા નથી' એમ કહેવું તો સહેલું છે. કારણ ઈશ્વર વિષે જેને જે કહેવું હોય તે કહેતાં ઈશ્વર તેને રોકતો નથી. તે તો માત્ર આપણાં કર્મ જોતો રહે છે. અને તેના નિયમનું ઉલ્લંઘન કરીએ તો તેની સજા અવશ્ય મળે છે જ — પણ તે સજામાં સજાનો ગુણ નહિ પણ પાવન કરવાનો અને અવશ્ય સુધારવાનો ગુણ રહેલો હોય છે. ઈશ્વરનું અસ્તિત્વ સિદ્ધ થઈ શકે જ નહિ. સિદ્ધ કરવાની જરૂર જ નથી. ઈશ્વર છે જ. તેનું અસ્તિત્વ આપણા હૃદયમાં ન ઊતરતું હોય તો આપણું દુર્ભાગ્ય છે; એ એક રોગ છે જે મને કમને કોક દિવસ તો આપણે કાઢી નાંખવાના છીએ જ.

પણ વિદ્યાર્થીથી દલીલ ન કરાય, તેણે તો પોતાની સંસ્થામાં પ્રાર્થનામાં હાજર રહેવાનું ફરજિયાત હોય તો નિયમપાલનની ખાતર પણ તેમાં જવું જ જોઈએ. પોતાની શંકા તે પોતાના શિક્ષકો આગળ રજૂ કરી શકે છે. જે વસ્તુ તેને ગળે ન ઊતરે તે ભલે તે ન માને, પણ જો તેને પોતાના શિક્ષકો પ્રત્યે માન હશે, તો માનતો ન છતાં તેને કહેવામાં આવશે તે અવશ્ય કરશે,— ભયથી નહિ, અપ્પટ-પણાથી નહિ પણ એ કરવું એ યોગ્ય છે એવા જ્ઞાનથી, અને આજે જે સમજાતું નથી તે કોક દિવસ તો સમજાશે જ એવા જ્ઞાનથી.

પ્રાર્થના એ માગણી નથી. એ તો આત્માનો ઉત્કંઠ અભિલાષ છે. એમાં નિત્ય પોતાની નબળાઈનો સ્વીકાર આવી જાય છે. ભલભલા ચમરબંધીને પણ જરા, મરણ, રોગ, અકસ્માત આદિ આગળ પોતાનું અલ્પપણું હરઘડીએ સ્વીકારવું પડે છે. આપણે મૃત્યુના મોંમાં જીવીએ છીએ.

જો પલકવારમાં બધું ધૂળ મળી જશે, અથવા તો ઓચિંતા પલકવારમાં આપણે જ ઝડપાઈ જઈશું, તો 'આપણી મતિ પ્રમાણે આપણું કામ કર્યા કરીશું' એમ કહેવામાં કશો અર્થ નથી. પણ જો આપણે સાચા ભાવપૂર્વક એમ કહી શકીએ કે, 'અમે તો ઈશ્વરપ્રીત્યર્થે અને તેની યોજનાને અધીન રહીને કામ કરીએ છીએ,' તો તો મેરુની જેમ અડગ રહી શકીએ ખરા. કારણ ત્યારે કોઈ વાતનો અંદેશો નથી, ત્યારે કોઈ વસ્તુનો નાશ નથી, નાશ માત્ર ભાસમાન છે. મૃત્યુ અને વિનાશ તે વેળા, અને ત્યારે જ અસત્ થઈ જાય છે. કારણ મૃત્યુ અથવા વિનાશ એ તે વેળા એક પરિવર્તનરૂપ બનશે — ચિત્રકાર પોતાનું એક ચિત્ર ચીરી નાંખીને બીજું વધારે સારું ચીતરે છે તેમ, ઘડિયાળી ખરાબ સ્પ્રિંગ ફેંકી દઈને નવી અને સારી સ્પ્રિંગ નાંખે છે તેમ.

સામુદાયિક પ્રાર્થના તો અદ્દ્ભુત વસ્તુ છે. ઘણી વસ્તુ એકલા ન કરીએ તે સમુદાયમાં આપણે કરીએ છીએ. વિદ્યાર્થીઓને નિશ્ચય થવાની જરૂર નથી. જો તેમને પ્રાર્થનાનો સમય થાય કે તરત દોડી જવાનું મન થાય, અંતર ડંખે નહિ, તો તેમને આનંદ આવશે; પણ ઘણાને નથી આવતો તેઓ તોફાન પણ કરે છે. છતાં જે અજ્ઞાત અસર થાય છે તે થયા વિના નહિ રહે. એવા વિદ્યાર્થીઓના દાખલા નથી મળી આવતા કે જેઓ આરંભમાં તો ઠઠ્ઠા મશ્કરી કરવા પ્રાર્થનામાં જતા પણ જેઓ પાછળથી સામુદાયિક પ્રાર્થનાના ગુણ વિષે મહાશ્રદ્ધાવાળા થયા? પાકી શ્રદ્ધા જેમને ન હોય તેવા ઘણીવાર સામુદાયિક પ્રાર્થનામાંથી આશ્વાસન મેળવે છે એ તો સામાન્ય અનુભવની વાત છે. દેવળમાં, મંદિરમાં કે મસ્જિદમાં જનારા બધા જ ટીકાખોર કે દંભી નથી હોતા. તેઓ પ્રામાણિક સ્ત્રીપુરુષો હોય છે. તેમને માટે સામુદાયિક પ્રાર્થના નિત્યસ્નાનની જેમ આવશ્યક નિત્યકર્મ

બની જાય છે. એ દેવળો, મંદિરો અને મસ્જિદો કેવળ વહેમ નથી કે જેમને પહેલી તકે જમીનદોસ્ત કરવાં જોઈએ. અત્યાર સુધી થયેલા ગમે તેટલા હુમલા સામે તેઓ ટકી રહ્યાં છે અને અનંત કાળ સુધી તે કાયમ રહેવાનાં.

તા. ૨૬–૯–'૨૬

# ૧૨. સામુદાયિક પ્રાર્થના

[ સાયંપ્રાર્થના પૂરી થયા બાદ આપેલું આ પ્રવચન શ્રી. મહાદેવભાઈ દેસાઈના 'મ્હૈસુરની વિદાય' એ લેખમાંથી લીધેલું છે. —પ્રકાશક ]

સાંજે સભામાંથી આવી નિત્યની જેમ પ્રાર્થના થઈ. બેંગલોરમાં જે દિવસે પહોંચ્યા તે દિવસે જેટલી સંખ્યા હતી તેટલી તો આજે નહોતી જ, કારણ આજે તો દૂર ભરાયેલી સભામાંથી તુરત ઘણાને પહોંચવું પણ મુશ્કેલ હતું. પણ જેટલાં આવ્યાં હતાં તે સૌ હમેશ આવનારાં હતાં. આજે નવામાં મિ. અને મિસિસ બેરમ તો હતાં જ, પણ ઍંડ્રૂઝ પણ હતા. રોજનાં ભજનો ઉપરાંત આ ત્રણ ખ્રિસ્તી મિત્રોએ એક સુંદર ખ્રિસ્તી ભજન પણ ગાયું. ગાંધીજી કહે. 'આ ભજન મેં પહેલી વાર પ્રિટોરિયામાં સાંભળેલું. આજે એ સાંભળીને મારી આગળ પ્રિટોરિયા ખડું થાય છે.' પ્રાર્થના થઈ ગયા પછી હમેશ પ્રમાણે સૌ ઊઠતાં હતાં ત્યાં તો ગંગાધરરાવને ગાંધીજીએ કહ્યું કે, 'બધાને રોકો; મારે બે શબ્દો કહેવા છે.' પ્રાર્થનામાં આવનારા કેટલા છે એમ પૂછીને ગાંધીજીએ જાણી લીધું કે ઘણાખરા આવનારા હતા. રાજી થઈ ગાંધીજી બોલ્યા:

"તમે નિયમિત પ્રાર્થનામાં આવતાં હતાં એ તો તમે સારું કર્યું. મારે માટે તો એ સારું હતું જ. કારણ મને તો તમારી સાથે પ્રાર્થના કરવાથી આનંદ મળ્યો છે, અને મારી ઉન્નતિ થઈ છે. હવે પણ તમે પ્રાર્થના નહિ છોડતાં. સંસ્કૃત શ્લોકો ન આવડે, ભજનો ગાતાં ન આવડે તોયે ફિકર નહિ. આપણા પ્રાચીન ઋષિઓએ આપણે માટે રામનામનો સહેલો રસ્તો બતાવ્યો છે.

"માણસના જીવનના બે ભાગ છે—એક વ્યક્તિગત ને સ્વતંત્ર અને બીજો સામાજિક. આ સ્વતંત્ર ભાગની સ્વતંત્ર પ્રાર્થના ચોવીસે કલાક ચાલે, પણ સમાજના અંગ તરીકે એણે સામાજિક પ્રાર્થના પણ કરવી રહી. માટે સવારે ઊઠતાં અને સાયંકાળે દિવસની બધી પ્રવૃત્તિઓ પૂરી થતાં સૌ સમાજમાં બેસી પ્રાર્થના કરે.

"મારો અનુભવ તો એ છે કે હું એકલો હોઉં ત્યારે ભગવાનનું નામ લઈ લઉં છું, પણ જ્યારે કોઈ નથી હોતું ત્યારે બહુ અડવું લાગે છે, એકલું એકલું લાગે છે. તમે અહીં આવો છો તેમને હું ઓળખતો નથી, કાલે મને તમે રસ્તામાં મળો તો પિછાની પણ ન શકું; છતાં તમે મારી સાથે પ્રાર્થનામાં સામેલ હતા એટલી વાત જ મારે માટે પૂરતી હતી. તમે મારો સમાજ બન્યાં હતાં. અહીંથી જઈશ ત્યારે જે અનેક જાતનાં દુઃખો મને થશે તેમાં પ્રાર્થના વખતે ભેગા થતા આ સમાજનો વિયોગ પણ એક દુઃખ હશે જ. પણ વેલોર જઈને હું નવો સમાજ ઉત્પન્ન કરી લઈશ, અને અહીંના સમાજના વિયોગનું દુઃખ ધોઈ નાંખીશ. જે મનુષ્ય મનુષ્યમાત્રને પોતાનાં ભાઈભાંડુ ગણતો હોય તેને જ્યાં જાય ત્યાં સમાજ મળી રહેવો જોઈએ. એ વિયોગને એ સંઘરી શકતો નથી.

"એટલે આ પ્રાર્થના ચાલુ રાખશો, — અહીં આવીને આ જ સમાજમાં પ્રાર્થના કરશો એમ નહિ, પણ તમે પોતપોતાનો સમાજ પોતપોતાના સ્થાને ઘડી લેજો. કાંઈ નહિ તો તમારા કુટુંબીજનો તો છે જ, તેમને સમાજ ગણીને પ્રાર્થના કરજો; પણ આ પ્રાર્થના ચૂકશો નહિ. પ્રયત્નપૂર્વક ભજન, ગીતા શીખશો તો ઉત્તમ છે જ, જેટલું વધારે કરી શકો એટલું સારું. ગમે તે નામ લો અને આત્મશુદ્ધિ કરી લો એ મુખ્ય વાત છે."

તા. ૧૧–૯–'૨૭

# ૧૩. પ્રાર્થના

[ ગાંધીજીના એક અપ્રસિદ્ધ તથા અધૂરા પુસ્તકમાંથી નીચેનો ભાગ લીધો છે.

—પ્રકાશક ]

૧

## પ્રાર્થના એટલે શું ?

પ્રાર્થનાનો મૂળ અર્થ તો માગવું થાય છે. ઈશ્વર પાસે કે વડીલની પાસે વિનયપૂર્વક કરેલી માગણી એ પ્રાર્થના. અહીં આ અર્થમાં પ્રાર્થના શબ્દ નથી વપરાયો. પ્રાર્થના એટલે ઈશ્વરસ્તુતિ, ભજનકીર્તન, સત્સમાગમ, અંતર્ધ્યાન, અંતરશુદ્ધિ.

પણ ઈશ્વર કોણ ? એ કોઈ આપણા શરીરની કે આ જગતની બહાર રહેલ વ્યક્તિ નથી, એ તો સર્વવ્યાપક છે, સર્વજ્ઞ છે, સર્વશક્તિમાન છે. એને સ્તુતિની શી ગરજ હોય ? સર્વવ્યાપક હોઈ બધું સાંભળે છે, આપણા વિચાર જાણે છે, મોઢેથી બોલીને એને શું સંભળાવવું ? એ આપણા હૃદયમાં

વસે છે, નખ આંગળાં આગળ છે તેનાથી પણ તે નજીક છે. અહીં પ્રાર્થના શું કરે ?

આવી ગૂંચવણ છે તેથી જ પ્રાર્થનાનો અર્થ અંતરશુદ્ધિ પણ કર્યો. બોલીને ઈશ્વરને નથી સંભળાવવું. બોલીને ગાઈને આપણે આપણને સંભળાવીએ છીએ, ઊંઘમાંથી જાગૃત થઈએ છીએ. આપણામાંના કેટલાક ઈશ્વરને બુદ્ધિથી ઓળખે છે, કેટલાકને તો તે વિષે પણ શંકા છે. કોઈએ ઈશ્વરને આંખે જોયો નથી. આપણે તેને હૃદયથી ઓળખવો છે, સાક્ષાત્કાર કરવો છે, તેના રૂપમાં મળી જવું છે. એ સારુ પ્રાર્થના કરીએ છીએ.

આ ઈશ્વર જેનો સાક્ષાત્કાર કરવા ઇચ્છીએ છીએ, તે સત્ય છે. અથવા કહો કે સત્ય એ જ ઈશ્વર. સત્ય એટલે સાચું બોલવું એટલું જ નહિ. સત્ય એટલે આ જગતમાં જે હંમેશાં એને રૂપે હતું, છે ને હશે, અને એના સિવાય બીજું કાંઈ જ નથી, જે પોતાની શક્તિ વડે છે, જેને કોઈનો આશ્રય નથી જોઈતો પણ જેને આશ્રયે જે કંઈ છે તે છે. સત્ય જ શાશ્વત છે, બાકી બધું ક્ષણિક છે. એને આકૃતિની જરૂર નથી. એ જ શુદ્ધ ચેતન છે, એ જ શુદ્ધ આનંદ છે. એને ઈશ્વર કહીએ, કેમકે એની સત્તા વડે જ બધું ચાલે છે. એ અને એનો કાયદો એક જ છે, તેથી કાયદો ચેતનરૂપ છે. એ કાયદાને આધારે આખું તંત્ર ચાલે છે. એ સત્યની આરાધના તે પ્રાર્થના, — એટલે કે આપણી સત્યમય થવાની તીવ્ર ઇચ્છા. આ ઇચ્છા ચોવીસે કલાક હોવી જોઈએ. પણ આપણામાં એટલી જાગૃતિ નથી તેથી અમુક વખતે તો પ્રાર્થના આરાધના કે ઉપાસના કરીએ જ ને એમ કરતાં કરતાં આપણને ચોવીસે કલાક સત્યનું ચિંતવન રહે. આવી પ્રાર્થનાને આશ્રમ પહોંચવા ઇચ્છે છે......ઉપર વર્ણવ્યા તે બધા [ ભજન, પાઠ, નામધૂન વગેરે ] બાહ્યોપચાર

છે. પણ જેમ તેમ કરીને પ્રાર્થના હૃદયગત કરવાની ધારણા છે. . . .

હૃદયગત પ્રાર્થનામાં તો ભક્ત એટલો અંતર્ધ્યાન રહેવો જોઈએ કે તે વખતે તેને બીજી વસ્તુનું ભાન જ ન હોય. ભક્તને વિષયીની ઉપમા ઠીક જ અપાઈ છે. વિષયીને જ્યારે તેનો વિષય મળે છે, ત્યારે તે પોતાનું ભાન ભૂલી વિષયરૂપ બની જાય છે. તેની બધી ઇંદ્રિયો તદાકાર થઈ જાય છે, કેમ કે તેને તેના વિષયની આડે બીજું સૂઝતું જ નથી. એથી પણ વધારે તદાકારતા ઉપાસકમાં હોવી જોઈએ. એ તો બહુ પ્રયાસથી, તપથી, સંયમથી જ કાળે કરીને આવે છે. એવા કોઈ ભક્ત જ્યાં હોય ત્યાં પ્રાર્થનામાં જવાને સારુ કોઈને લલચાવવાપણું ન હોય. તેની ભક્તિ બીજાને પરાણે ખેંચે છે....

તા. ૧૨-૬-'૩૨

## ૨

## કેટલીક શંકાઓ*

### (૧)

રોજ એક જ પ્રાર્થનાની યોગ્યતા વિષે શંકા ઉઠાવવામાં આવી છે: 'રોજ આવી રીતે પ્રાર્થના કરવાથી તે યંત્રવત્ થઈ જાય છે; તેથી એની અસર જતી રહે છે. પ્રાર્થના યંત્રવત્ થઈ જાય છે એ સાચું છે. આપણે પોતે યંત્ર છીએ. જો ઈશ્વરને આપણે યંત્રી માનીએ તો આપણે યંત્રવત્ ચાલવું જ જોઈએ. સૂર્યાદિ પોતાનાં કામ યંત્રવત્ ન કરે, તો જગત એક ક્ષણ વાર પણ ન ચાલે. યંત્રવત્ એટલે જડવત્ નહિ. આપણે ચેતન છીએ. ચેતનને શોભે

* આશ્રમમાં સવારસાંજ થતી સામુદાયિક પ્રાર્થનાને અંગેની આ શંકાઓ છે. —પ્રકાશક

તેમ ચેતન યંત્રવત્ થઈ આચરે વિચરે. પ્રાર્થના એક જ કે વિવિધ એવા એ પ્રશ્ન નથી. વિવિધ રાખતાં છતાં તેની અસર ન પડે એ સંભવે. હિંદુની તે જ ગાયત્રી, ઇસ્લામનો તે જ કલમો, ખ્રિસ્તીની તે જ પ્રાર્થના તે તે ધર્મના લાખો માણસો સૈકાંઓથી રોજ પઢતા આવ્યા છે તેથી તેનો ચમત્કાર ઓછો નથી થયો પણ વધ્યો છે. જો તેની પાછળ મનુષ્યની ભાવના રહેશે, તો તેનો ચમત્કાર હજુ વધશે. એ જ ગાયત્રી, એ જ કલમો, એ જ ઈશુની પ્રાર્થના નાસ્તિક પઢી જાય, પોપટ પઢે, તેની કંઈ જ અસર ન હોય. પણ એ જ્યારે આસ્તિકને મુખેથી રોજ નીકળે છે, ત્યારે તેની ભવ્ય શક્તિ રોજ વધતી જાય છે. આપણો મુખ્ય ખોરાક રોજ એક જ હોય છે. ઘઉં ખાનારા બીજીત્રીજી વસ્તુ ભલે લે, બદલ્યા કરે; પણ ઘઉંનો રોટલો તો રોજ લેશે. તેથી પોતાનું શરીર બાંધશે, તેથી કંટાળશે નહિ. કંટાળે ત્યારે તે શરીરનો અંત નજીક હોય. એમ જ પ્રાર્થનાનું છે. મુખ્ય તો એક જ હોય. જો આત્માને તેની ભૂખ હોય, તો તે એક જ પ્રાર્થનાથી કંટાળશે નહિ પણ તેનો આત્મા તેથી પુષ્ટ થશે. તે નહિ થઈ હોય તે દિવસે તેને તેની ભૂખ રહેશે. તે ઉપવાસીના કરતાં વધારે ઢીલો લાગશે. શરીરને સારુ કોઈ દિવસ ઉપવાસ આવશ્યક હોય છે. આત્માને પ્રાર્થનાની બદહજમી કદી સાંભળી નથી.

મૂળ વાત આ છે : આપણે ઘણા આત્માની ભૂખ વિના પ્રાર્થના કરીએ છીએ. આત્મા છે એમ માનવાની 'ફૅશન' છે, એવો રિવાજ છે એટલે 'છે એમ માનીએ' આવી માઠી દશા ઘણાની હોય છે. આત્મા છે એમ બુદ્ધિએ કેટલાંકને સારુ નિશ્ચય કર્યો હોય છે. એવાંને તે હૃદયગત નથી તેથી પ્રાર્થનાની હાજત નથી હોતી. સમાજમાં રહીને સમાજ કરે તેમ કરીએ, આમ ધારીને ઘણા પ્રાર્થનામાં ભળે છે. આવાને

વિવિધતાની જરૂર જણાય છે. પણ ખરી રીતે તેઓ પ્રાર્થનામાં ભળ્યાં જ નથી. તેઓ સંગીત સાંભળવા આવ્યાં છે, તેઓ કુતૂહલથી આવ્યાં છે, તેઓ પ્રવચન સાંભળવા આવ્યાં છે. તેઓ ઈશ્વરની સાથે ઐક્ય સાધવા નથી આવ્યાં.

તા. ૧૨–૬–'૩૨

(૨)

'સરસ્વતી, ગણેશ ઇત્યાદિની આરાધના સત્યને હણનારી છે. કમલાસને બેઠેલી, વીણાદિ હાથમાં ધારણ કરનારી સરસ્વતી નામે કોઈ દેવીની હસ્તી જ નથી. મોટા પેટવાળો ને સૂંઢવાળો ગણપતિ નામે કોઈ દેવ જ નથી. આવા કાલ્પનિક દેવોની પ્રાથના કરવામાં ને બાળકોને તે શીખવવામાં સત્યનો ઘાત થાય છે'; એવી દલીલ બહુ નમ્રતાથી, પણ તેટલી જ દૃઢતાથી એક આશ્રમવાસીએ કરી ... ...આ બાબત મારો અભિપ્રાય મેં આમ આપ્યો :

જો કે હું પોતાને સત્યનો પૂજારી માનું છું, છતાં મને એ શ્લોક* ગાવામાં કે બાળકોને શીખવવામાં મુદ્દલ આઘાત નથી પહોંચતો. જો ઉપરની દલીલથી કેટલાક શ્લોકો રદ કરીએ, તો તેના ગર્ભમાં હિંદુધર્મની આખી રચના ઉપર હુમલો થાય છે. હિંદુધર્મમાં હુમલાને યોગ્ય જે હોય તે ગમે તેટલું પ્રાચીન હોય તેથી હુમલો ન કરાય એવું હું નથી કહેતો. પણ હિંદુધર્મનું એ અંગ નબળું કે હુમલો કરવા લાયક હું માનતો નથી. એથી ઊલટું મારી માન્યતા એવી છે કે હિંદુધર્મમાં એ અંગ રહ્યું છે કદાચ તેની વિશેષતા છે. હું પોતે સરસ્વતી દેવી કે ગણેશ જેવી નોખી

*या कुन्देन्दुतुषारहारधवला, એ સરસ્વતી દેવીની પ્રાર્થનાનો, તથા वक्रतुण्ड महाकाय, એ ગણપતિની સ્તુતિનો શ્લોક 'આશ્રમભજનાવલિ'-માં આશ્રમની પ્રાતઃકાળની પ્રાર્થનાવાળા ભાગમાં આવે છે.

—પ્રકાશક

વ્યક્તિને માનતો નથી. એ બધાં વર્ણનો એક જ ઈશ્વરનું સ્તવન છે. તેના અસંખ્ય ગુણોને ભક્તકવિઓએ મૂર્તિમંત કર્યા છે. તેમાં કાંઈ ખોટું નથી થયું. એવા શ્લોકોમાં પોતાને કે કોઈને છેતરવાપણું નથી. દેહધારી જ્યારે ઈશ્વરનું સ્તવન કરવા બેસે છે, ત્યારે એને પોતાને ઠીક લાગે તેવો કલ્પે છે. તેની કલ્પનાનો ઈશ્વર તેને સારુ તો છે જ. નિરાકાર નિર્ગુણ ઈશ્વરની પ્રાર્થના ઉચ્ચારતાં જ તેનામાં ગુણનું આરોપણ થાય છે. ગુણ પણ આકાર જ છે. મૂળે ઈશ્વર વર્ણનાતીત છે, વાચાતીત છે. પણ પામર મનુષ્યને આધાર માત્ર પોતાની કલ્પનાનો છે. તેથી તે તરે છે, તેથી તે મરે પણ ખરો. ઈશ્વરને વિષે જે વિશેષણ શુદ્ધ હેતુથી માનીને ગાઓ તે તમારે સારુ ખરાં છે, ને મૂળમાં ખોટાં તો છે જ, કેમ કે તેને સારુ એકે વિશેષણ પૂરતું નથી. હું પોતે બુદ્ધિથી આ વાત જાણતો છતો ઈશ્વરના ગુણ વર્ણવ્યા વિના, તેનું ચિંતવન કર્યા વિના રહી શકતો નથી. મારી બુદ્ધિ કહે છે તેની અસર હૃદય ઉપર નથી. મારા નબળા હૃદયને ગુણવાળા ઈશ્વરનો આશ્રય જોઈએ છે એમ કબૂલ કરવા હું તૈયાર છું. જે શ્લોકો હું રોજ પંદર વર્ષ થયાં ગાતો આવ્યો છું, તે મને શાંતિ આપે છે, મને તે મારી દૃષ્ટિએ સાચા લાગે છે, તેમાં હું સૌંદર્ય, કાવ્ય, શાંતિ જોઉં છું. સરસ્વતી, ગણેશ ઇત્યાદિને સારુ વિદ્વાનો અનેક કથાઓ કહે છે. એ બધું સારરહિત નથી. એનું રહસ્ય હું જાણતો નથી. તેમાં હું ઊંડો ઊતર્યો નથી. મારી શાંતિને અર્થે ઊંડે ઊતરવાની મને જરૂર નથી જણાઈ એટલે મારું અજ્ઞાન કદાચ મને બચાવી લેતું હોય એમ બને. સત્યની શોધ કરતાં આ વસ્તુના ઊંડાણમાં જવાની આવશ્યકતા મને નથી લાગી. મારા ઈશ્વરને હું જાણું છું. તેને પહોંચ્યો

નથી, પણ હું એ દિશામાં પ્રયાણ કરી રહ્યો છું એટલું બસ છે.

તા. ૭-૫-'૩૨

## ૧૪. ઇશ્વરભજન

"ઈશ્વરભજન—પ્રાર્થના—કેવી રીતે ને કોની કરવી એ સમજાતું નથી. અને તમે તો વારંવાર પ્રાર્થના કરવાનું લખો છો; એ કેમ થાય એ સમજાવશો?"

આમ એક જણ પૂછે છે. ઇશ્વરભજન એટલે તેના ગુણનું ગાન; પ્રાર્થના એટલે આપણી અયોગ્યતાનો, આપણી અશક્તિનો સ્વીકાર. ઇશ્વરનાં સહસ્ર એટલે અનેક નામ છે અથવા કહો કે તે નનામો છે. જે નામ આપણને ગમી જાય તે નામથી આપણે ઇશ્વરને ભજીએ, પ્રાર્થીએ. કોઈ તેને રામ નામે ઓળખે છે, કોઈ કૃષ્ણ નામે; કોઈ તેને રહીમ કહે છે, તો કોઈ ગૉડ કહે છે. એ બધા એક જ ચૈતન્યને ભજે છે. પણ જેમ બધો ખોરાક બધાને રુચતો નથી, તેમ બધાં નામ બધાને રુચતાં નથી. જેને જેવો સહવાસ હોય છે તે જ નામે તે ઇશ્વરને ઓળખે છે, અને તે અંતર્યામી સર્વ-શક્તિમાન હોવાથી આપણા હૃદયના ભાવ ઓળખી, આપણી યોગ્યતા પ્રમાણે આપણને જવાબ આપે છે.

એટલે કે પ્રાર્થના કે ભજન જીભેથી ન થાય પણ હૃદયથી થાય. તેથી જ મૂંગાં, તોતળાં, મૂઢ પણ પ્રાર્થના કરી શકે છે. જીભે અમૃત હોય ને હૃદયે હલાહલ હોય તો જીભનું અમૃત શા કામનું? કાગળના ગુલાબમાંથી સુગંધ કેમ નીકળે? તેથી જેને સીધી રીતે ઇશ્વરને ભજવો છે તે પોતાના હૃદયને ઠેકાણે બેસાડે. હનુમાનની જીભે જે રામ

હતો તે જ તેના હૃદયનો સ્વામી હતો, અને તેથી જ તેનામાં અપરિમિત બળ હતું. વિશ્વાસે વહાણુ ચાલે છે, વિશ્વાસે પર્વત ઉપાડાય છે, વિશ્વાસે સમુદ્ર ઉપરથી કૂદકો મરાય છે, તેનો અર્થ એ છે કે જેના હૃદયમાં સર્વશક્તિમાન ઈશ્વર વસે છે તે શું ન કરી શકે? તે ભલે કોઢિયો હોય કે ક્ષયનો રોગી હોય. જેના હૃદયમાં રામ વસે છે તેના બધા રોગનો સર્વથા નાશ થઈ જાય છે.

આવું હૃદય કેમ થાય? એ સવાલ પ્રશ્નકારે નથી પૂછ્યો, પણ મારા જવાબમાંથી ઉદ્ભવે છે. મોઢેથી બોલતાં તો આપણને હરકોઈ માણસ શીખવી શકે, પણ હૃદયની વાણી કોણ શીખવે? એ તો ભક્તજન શીખવે. ભક્ત કોને કહેવો એ ગીતાજીમાં ત્રણ જગ્યાએ ખાસ અને બધી જગ્યાએ સામાન્ય રીતે શીખવ્યું છે. પણ તેની સંજ્ઞા કે વ્યાખ્યા જાણવાથી કંઈ ભક્તજન મળી રહેતા નથી. આ જમાનામાં એ દુર્લભ છે. તેથી મેં તો સેવાધર્મ સૂચવ્યો છે. જે પારકાની સેવા કરે છે તેના હૃદયમાં ઈશ્વર પોતાની મેળે, પોતાની ગરજે આવીને વાસ કરે છે. તેથી જ અનુભવજ્ઞાન મેળવેલા નરસિંહ મહેતાએ ગાયું કે,

'વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણે રે.'

અને પીડિત કોણ છે? અંત્યજ અને કંગાળ. એ એની સેવા તનથી, મનથી અને ધનથી કરવાની રહી. અંત્યજને અસ્પૃશ્ય ગણે તે તેની તનથી સેવા શું કરવાના હતા? જેઓ કંગાળને અર્થે રેંટિયો ચલાવવા જેટલું પણ શરીર ચલાવતાં આળસ કરે, અનેક બહાનાં કાઢે, તે સેવાનો મર્મ જાણતા જ નથી. કંગાળ જે અપંગ હોય તેને સદાવ્રત અપાય, પણ જેને હાથપગ છે તેને વગર મહેનતે ભોજન આપવું તે તો તેનું પતન કર્યા બરાબર છે. જે માણસ કંગાળની સામે બેઠો રેંટિયો ચલાવે છે ને તેને રેંટિયો ચલાવવાને સારુ

નોતરે છે, તે ઈશ્વરની અનન્ય સેવા કરે છે. ' જે મને પત્ર, પુષ્પ, પાણી ઇત્યાદિ ભક્તિપૂર્વક આપે છે, તે મારો સેવક છે ' એમ ભગવાને કહ્યું છે. ભગવાન કંગાળને ઘેર વધારે વસે છે એ તો આપણે નિરંતર સિદ્ધ થતું જોઈએ છીએ. કંગાળને અર્થે કાંતવું એ મહાપ્રાર્થના છે, એ મહાયજ્ઞ છે, એ મહાસેવા છે.

હવે પ્રશ્નકારનો જવાબ આપી શકાય. ઈશ્વરની પ્રાર્થના ગમે તે નામે કરાય. કરવાની રીત હૃદયથી પ્રાર્થના કરવામાં છે. હૃદયની પ્રાર્થના શીખવાનો માર્ગ સેવાધર્મ છે. આ યુગમાં જે હિંદુ અંત્યજની સેવા હૃદયથી કરે છે તે શુદ્ધ પ્રાર્થના કરે છે. હિંદુ તેમ જ હિંદુસ્તાનના બીજા વિધર્મી કંગાળોને અર્થે જે હૃદયપૂર્વક રેંટિયો ચલાવે છે, તે પણ સેવાધર્મ આચરે છે અને હૃદયની પ્રાર્થના કરે છે.

તા. ૨૦–૯–'૨૫

## ૧૫. ઈશ્વરને કેમ ભજવો ?

એક પારસી ભાઈએ ઈરાનથી કાગળ લખ્યો છે. તેમાં કેટલાક ગૂઢ સવાલો કર્યા છે, તે તેની જ ભાષામાં અહીં ઉતારું છું. તેણે બે ત્રણ જગ્યાએ અંગ્રેજી શબ્દો વાપર્યા છે તેને બદલે તેનો તરજુમો આપ્યો છે.

" ૧. ઈશ્વરની ઉપર મારી પુરણ શ્રદ્ધા છે. મારી માન્યતા છે જે ઈશ્વર સર્વે દુનિયા ચલાવે છે, સર્વે બૂરાં અથવા ભલાં કામો જેવાં કે લડાઈ, ગરીબી, ધરતીકંપ, કીડીઓનું આપણા પગ તળે ચચરાવું, વગેરે દરેકદરેક બનાવ ઈશ્વરની મરજીથી બને છે, અને આપણી ઓછી સમજશક્તિને લીધે ઈશ્વરનાં કામ સમજી શકતાં નથી.

"૨. મારા મનની મૂંઝવણ એ છે જે જ્યારે સર્વે ચીજો ઈશ્વર કરે છે અથવા ઈશ્વરની મરજીથી બને ત્યારે મારા જેવો નજીવો માનવી ખુદાની કેવી રીતે સેવા કરી શકે. જ્યારે ગરીબી—દુઃખ—ખુદાની મરજીથી જ આદમ ઉપર આવી પડે છે ત્યારે મોટી મોટી સંસ્થાઓ ઇસ્પિતાલો, સદાવ્રતો ચલાવીને ઈશ્વરને કેવી રીતે મદદ કરી શકાય ? શું ઈશ્વરને મારા જેવાની મદદની જરૂર છે ? તે સર્વે કરી શકે છે—ગરીબી—દુઃખ વગેરે એક પલકારામાં કાઢી નાંખી શકે. પણ તે રહેવા દીધાં છે.

"૩. મને જણાવો કે ઈશ્વરની કઈ રીતે સેવા કરવી. જો હું ગરીબોને સારી સમજણ આપવા જાઉં છું—તેઓનાં દુઃખ કમતી કરવા જાઉં છું, તો મને વિચાર આવે છે કે ઈશ્વરના કામમાં હું માથું મારું છું, અને તેમ નહિ કરવું જોઈએ. ત્યારે,

"૪. ઈશ્વરને કેવી રીતે આપણે આપણી ટૂંક જિંદગીમાં ભજવો, અને આપણી આ દુનિયામાં જીવવાનો હેતુ શું છે ? મારું મન ઘણું ગૂંચવાઈ ગયું છે અને શું ખરો રસ્તો છે તે જણાતો નથી."

ઇશ્વરની મરજી વિના એક પાંદડું પણ હાલતું નથી તો પછી મનુષ્યે કરવાનું શું રહ્યું ? એ સવાલ અનાદિ છે ને તે પુછાયા જ કરશે. પણ તેનો જવાબ એ સવાલમાં જ સમાયેલો છે, કેમ કે સવાલ પૂછવાની શક્તિ પણ તે જ ઇશ્વરે આપેલી છે. જેમ આપણે બધા કાયદાને વશ વર્તીએ છીએ તેમ જ ઇશ્વરનું છે. આપણા કાયદા ને આપણું જ્ઞાન અપૂર્ણ હોઈ આપણે કાયદાનો સવિનય ને અવિનય ભંગ પણ કરી શકીએ છીએ. ઇશ્વર સર્વજ્ઞ અને સર્વશક્તિમાન હોઇ પોતાના કાયદાનો ભંગ જ નથી કરતો. તેના કાયદામાં સુધારોવધારો પણ નથી થતો. તેના કાયદા અવિચળ છે. અનેક રૂપે આપણને વિચાર કરવાની અને પસંદ કરવાની સારુંમાઠું સમજવાની શક્તિ આપી છે તેમાં જ આપણી સ્વતંત્રતા સમાયેલી છે. એ સ્વતંત્રતા ઘણી ઓછી છે. એટલી ઓછી કે એક જ્ઞાનીએ કહ્યું છે કે એક વહાણવટીને વહાણની ડેક પર ફરવાની છૂટ હોય છે તેના કરતાં પણ

થોડી જ. પણ ગમે તેટલી તોયે છૂટ તો છે જ, અને તે થોડી છતાં એટલી છે કે તેના વતી માણસ મુક્તિ મેળવી શકે છે. દૈવ અને પુરુષાર્થની જોડી સાથે સાથે ચાલ્યાં જ કરે છે. પણ મુક્તિના પંથ પર ચાલનારને દૈવ આડે આવતું જ નથી.

એટલે હવે આપણે ઈશ્વરને કેમ સેવવો — ભજવો — એ જ વિચારવું રહે છે. ઈશ્વરની સેવા એક જ રીતે થાય. ગરીબોની સેવા તે ઈશ્વરની છે. એક કીડીની સેવા કરી તે ઈશ્વરની છે. પણ કીડિયારાં પૂરીને કીડીની સેવા ન થાય. કીડીને કણ અને હાથીને હારો ઈશ્વર આપે છે. કીડીને પણ જે ઈરાદાપૂર્વક કચરે નહિ તે તેની સેવા કરે છે, અને કીડીને એમ જ્ઞાનપૂર્વક ન દૂભવનાર અન્ય પ્રાણીને કે પોતાની જ જાતિને — મનુષ્ય પ્રાણીને — નહિ દૂભવે. દરેક સ્થળે દરેક વખતે સેવાની ભાત બદલે છે; વૃત્તિ એક જ હોય છે. દુઃખીની સેવા કરવામાં ઈશ્વરની સેવા થાય છે. એ સેવામાં વિવેક હોવો જોઈએ. ભૂખ્યાને અનાજ આપવામાં સેવા જ થાય છે એમ માનવાનું કારણ નથી. આળસુ મનુષ્ય બીજાને આશરે બેસી રહે ને અન્નની આશા રાખે તેને અન્ન આપવામાં પાપ છે. તેને કામ આપવામાં પુણ્ય છે, ને કામ કરવા તૈયાર ન જ થાય તો તેને ભૂખે રહેવા દેવામાં તેની સેવા છે. ઈશ્વરનું નામ જપવું, પૂજાપાઠ કરવા એ આવશ્યક છે, કેમ કે તેથી આત્મશુદ્ધિ થાય છે ને આત્મશુદ્ધ મનુષ્ય પોતાનો માર્ગ જોઈ શકે છે, પણ પૂજાપાઠ જ કંઈ ઈશ્વરસેવા નથી, એ સેવાનું સાધન છે. તેથી જ નરસિંહે ગાયું છે :

'શું થયું સ્નાન સેવા ને પૂજા થકી
શું થયું માળ ગ્રહી નામ લીધે ?'

અને આ જવાબમાંથી ત્રીજા પ્રશ્નનો જવાબ મળી રહે છે. ત્રીજો પ્રશ્ન આ છે : જીવવાનો હેતુ ? જીવવાનો હેતુ

પોતાને ઓળખવો. નરસિંહની ભાષામાં :

'જ્યાં લગી આતમા તત્ત્વ ચીન્યો નહિ
ત્યાં લગી સાધના સર્વ જૂઠી.'

અને આત્મતત્ત્વ — આત્મજ્ઞાન — જીવમાત્રની સાથે એટલે ઈશ્વરની સાથે ઐક્ય — તન્મયતા — સાધવાથી જ થાય. જીવમાત્રની સાથે ઐક્ય સાધવું એટલે તેને દુઃખે જ્ઞાનપૂર્વક દુઃખી થવું, તેના દુઃખનું નિવારણ કરવું.

તા. ૨૫-૧૦-'૨૫

## ૧૬. ભક્તિધારા કેમ વહે ?

એક ભાગવતધર્મપ્રેમી લખે છે :

"ઘણાય લોકો આજે પણ આપણી આ ધાર્મિક હિલચાલને એક રાજનૈતિક ચાલ સમજે છે. જો કે આપ હરિજનોદ્ધારની લડતમાં 'ભક્તિવાદ' ને સ્થાન આપતા જ આવ્યા છો, તથાપિ નાસ્તિકતાના અતિ પ્રભાવથી આ હિલચાલની પાછળ જે ધર્મભાવ રહ્યો છે તેને લોકો હજી સમજતા નથી. જો આપ આપના સાપ્તાહિકમાં હમેશ એકાદ લેખ એવો લખતા રહો કે જેમાં શુદ્ધ ભક્તિભાવનો પ્રવાહ જ વહેતો હોય, તો સંભવ છે કે લોક શાસ્ત્રીય વાદવિવાદ છોડીને ભાગવતધર્મની પ્રબલ ધારામાં તણાય. એવી ભક્તિભાગીરથી વહેવડાવો કે જેમાં સ્નાન કરીને આપણા હરિજન ભાઈઓ સાચા 'હરિજન' થઈ જાય અને સાથે સાથે આપણે ગુનેગાર સવર્ણો પણ પ્રાયશ્ચિત્ત કરીને 'હરિજન' બનીએ. ભાગવત-ધર્મના પ્રચારમાત્રથી આપણે હરિજનોને મંદિરપ્રવેશનો અધિકાર નહીં મેળવી દઈ શકીએ ? કાનૂની પરિવર્તન થયા પછી પણ હૃદયપરિવર્તન તો ભાગવતધર્મ જ કરશે. અને મારો વિશ્વાસ છે કે એ ભક્તિધારા આ નાસ્તિકતાપ્રધાન યુગમાં આપ જ પ્રવાહિત કરી શકશો. જો મારો આશય મેં સ્પષ્ટ કર્યો હોય તો આશા રાખું છું કે આપ પતિતપાવની ભક્તિ ઉપર કાંઈક ને કાંઈક લખશો."

ભક્તિધારા કલમમાંથી નથી વહી શકતી. એ બુદ્ધની વાત જ નથી. એ ઝરણું તો હૃદયની ગુફામાંથી વહી શકે; અને જ્યારે વહેશે ત્યારે તેના પ્રવાહને કોઈ શક્તિ રોકી નહીં શકે. ગંગાના પ્રવાહને કોણ રોકી શકે છે?

એવી ભક્તિને માટે હું અવશ્ય પ્રયત્નશીલ છું, પણ એ પ્રયત્ન શબ્દાડંબરથી સિદ્ધ નહીં થઈ શકે. આને માટે કર્મયોગ જ એક માર્ગ છે. એ યોગમાં પૂરી નિષ્કામતાની આવશ્યકતા છે. નિષ્કામ કર્મનું બીજું નામ જ કર્મયોગ છે.

એટલે ભક્તિધારા વહેવડાવવાને માટે જ કોઈ લેખ ખાસ લખવાની જરૂર હું નથી જોતો. 'હરિજન' અંગ્રેજી, હિંદી, ગુજરાતીનો પ્રત્યેક શબ્દ ભીતરની ભક્તિનો પ્રતિધ્વનિ હશે તો પોતાની મેળે તે પોતાનો પ્રભાવ પાડશે.

ભાગવતધર્મપ્રેમીનો આશય હું સમજી ગયો છું. મારામાં એ ભક્તિ હશે તો અને જેટલે અંશે, તેટલે અંશે વિનાપ્રયત્ને ભક્તિનો સ્પર્શ બીજાને થયા વિના નહીં રહે. કારણ હું માનું છું કે હૃદયપરિવર્તન ભાગવતધર્મથી જ થઈ શકે છે. ધર્મ ચેપી છે. એક વાર પ્રગટ થયો કે પછી કોઈને છોડતો નથી. જ્યારે આપણા કોઈમાં એ સાચેસાચ પ્રગટ થાય ત્યારે આપોઆપ જ એને હરિજન અને સનાતનીઓ પિછાનશે. કાંઈ નહીં તો મારે માટે હું એટલું કહી શકું છું ખરો કે મારાં બધાં કાર્ય — લખવું, બોલવું, ચાલવું — એ ભક્તિ મારામાં પેદા થાય એ હેતુથી થાય છે. મારો દૃઢ વિશ્વાસ છે કે જો હિંદુધર્મને બચાવવો હોય તો બીજો કોઈ જ માર્ગ નથી.

ગુંડાબાજીથી અથવા પાખંડથી, વાક્ચાતુર્યથી અથવા સુંદર લેખોથી ધર્મની રક્ષા કદી નથી થઈ, નથી થવાની. ધર્મરક્ષા ધર્મીઓની શુદ્ધિથી, તપશ્ચર્યાથી જ થઈ શકે છે. અને ભાગવતકારે તો સ્પષ્ટ કહી દીધું છે કે આ યુગમાં

ભગવદ્ભક્તિનો માર્ગ જ સુલભ છે, કદાચ એટલો એક જ માર્ગ હોય.

તો હું લખું છું બોલું છું શા સારુ? — એ પ્રશ્ન ઊઠી શકે છે. ઉત્તર મારાં ઉક્ત કાર્યોમાં જ ભર્યો છે. એ પ્રવૃત્તિ જ બતાવે છે કે ભાગવતધર્મનો વિકાસ મારામાં થયો હોય તો હજી તે કોઈ પણ રીતે પૂર્ણ તો થયેલો કહેવાય જ નહિ; અને મારી એ પ્રવૃત્તિ પણ એ જ વિકાસને માટે છે. અને જો એમ સાચે જ હશે તો એ પ્રવૃત્તિમાં ક્યાંક નહિ તો ક્યાંક ભક્તિનું કંઈક દર્શન તો બીજાને થવું જોઈએ.

'હરિજનબંધુ', તા. ૩૦–૪–'૩૩

## ખંડ ૪ થો  અવ્યય

### ૧. સ્વાભાવિક એટલે કેવું?

આજકાલ 'સ્વાભાવિક' શબ્દનો ભારે દુરુપયોગ થઈ રહ્યો છે. એક લખે છે, 'જેમ ખાવુંપીવું મનુષ્યને સ્વાભાવિક છે, તેમ રોષ કરવો એ પણ સ્વાભાવિક છે.' બીજો લખે છે, 'જેમ આપણે સારુ સૂવુંબેસવું સ્વાભાવિક છે, તેમ વિષય કરવો એ પણ સ્વાભાવિક છે; જો એમ ન હોય તો આપણને વિષયવાસના ઈશ્વરે આપી છે જ કેમ? દુષ્ટ ઉપર રોષ કરવાનો અને સાધુજનની સ્તુતિ કરવાનો આપણો ધર્મ ન હોય તો આપણામાં સ્તુતિનિંદા કરવાની શક્તિ કેમ આપેલી છે? શક્તિમાત્રનો સંપૂર્ણતાએ વિકાસ એ જ કાં ધર્મ ન હોય! એ રીતે વિચાર કરતાં અહિંસા એ જેટલે અંશે ધર્મ છે, તેટલે જ અંશે હિંસા પણ ધર્મ છે એમ સિદ્ધ નથી થતું શું? ટૂંકામાં, પુણ્યપાપ એ આપણા નબળા મનની કલ્પના છે એમ જણાય છે, તમારો અહિંસાધર્મ એકાંગી હોઈ નબળાઈનું ચિહ્ન લાગે અને તેથી એ પરમ ધર્મ નહિ પણ પરમ અધર્મ કેમ ન ગણી શકાય? अहिंसा परमो धर्मः માં અવગ્રહ ઊડી ગયેલો લાગે છે, અથવા કોઈ મનુષ્યજાતિના વેરીએ ઉડાવી દીધેલો છે. કેમ કે ઘણી વેળાએ અહિંસા એ પરમ અધર્મ છે એમ સહેજે સિદ્ધ થઈ શકે તેવું જણાય* છે.'

આ બધી ઉપરની દલીલો એક જ માણસે કરેલી નથી, પણ બેચાર અને તેથીયે વધારે માણસોની દલીલનું મિશ્રણ છે. અવગ્રહ ઊડી ગયાની અથવા ઉડાડયાની કલ્પના એક જૂના વકીલ મિત્રની છે, અને તે દલીલ તેમણે તદ્દન ગંભીરપણે કરેલી. જો મનુષ્યને આપણે પશુની પંક્તિમાં મૂકી દઈએ, તો અનેક વસ્તુઓ જેને આપણે સ્વાભાવિક માનીએ છીએ, તે સ્વાભાવિક સિદ્ધ થઈ શકે. પણ જો એ બે પ્રાણીની વચ્ચે જાતિભેદ છે એમ આપણે સ્વીકારીએ, તો જે બધું પશુને સ્વાભાવિક છે તે મનુષ્યને પણ છે તેમ ન કહી શકાય. મનુષ્ય ઊર્ધ્વગતિ પ્રાણી છે. તેનામાં સારાસારનો વિવેક છે. એ બુદ્ધિપૂર્વક ઈશ્વરને ભજે છે, તેની ઓળખાણ કરવાનો પ્રયત્ન કરે છે, તેની ઓળખાણને પોતાનો પુરુષાર્થ ગણે છે. જ્યારે પશુ જો ઈશ્વરને ભજે છે એમ કહી શકાય તો તે અનિચ્છાએ ભજે છે. સ્વેચ્છાએ નહિ. પશુને વિષે ભજવાની ઇચ્છાની કલ્પના જ ન થઈ શકે. જ્યારે મનુષ્ય તો પોતાની ઇચ્છાએ શેતાનને પણ ભજે છે. તેથી મનુષ્યનો સ્વભાવ ઈશ્વરની ઓળખ કરવાનો હોવો જોઈએ અને છે. જ્યારે તે શેતાનને ભજે છે ત્યારે તે પોતાના સ્વભાવથી પ્રતિકૂળ વર્તન કરે છે. જો મનુષ્ય અને પશુની વચ્ચે જાતિભેદ નથી એમ કોઈ માનનાર હોય તો તેને સારુ મારી દલીલ અવશ્ય નિરર્થક છે. તે જરૂર કહે કે પાપપુણ્ય એવી કંઈ વસ્તુ નથી. ઈશ્વરની ઓળખ કરવાવાળા સ્વભાવના મનુષ્યને સારુ ખાવુંપીવું ઇત્યાદિ પણ અમુક દૃષ્ટિએ જ સ્વાભાવિક હોઈ શકે, કેમ કે તેવા સ્વભાવવાળો મનુષ્ય ખાવાને અર્થે અથવા ભોગને અર્થે નહિ ખાયપીએ, પણ ઈશ્વરની ઓળખ કરવાને અર્થે જ ખાશે. તેથી તેના ખાવાને વિષે હમેશાં પસંદગી, મર્યાદા અને ત્યાગ હશે.

એ જ શ્રેણીએ વિચાર કરતાં આપણને માલૂમ પડશે કે વિષયભોગ એ મનુષ્યસ્વભાવને પ્રતિકૂળ વસ્તુ છે. એ ભોગનો સર્વથા ત્યાગ એ તેના સ્વભાવને અનુકૂળ વસ્તુ છે. અને તે ભોગના સર્વથા ત્યાગ વિના ઈશ્વરની ઓળખ અસંભવિત છે. મનુષ્યમાં રહેલી સર્વ શક્તિઓનો સંપૂર્ણ વિકાસ કરવો એ તેનો ધર્મ નથી, એ તેનો સ્વભાવ નથી; પણ તેને ઈશ્વર તરફ લઈ જનારી સર્વ શક્તિઓનો વિકાસ કરવો અને તેથી પ્રતિકૂળ શક્તિઓનો સર્વાંશે ત્યાગ કરવો એવો એનો બેવડો ધર્મ છે.

જે પ્રાણીને ગ્રહણ કરવાની અને ત્યાગ કરવાની પસંદગી અથવા સ્વતંત્રતા છે, તેને પાપપુણ્યાદિનો ભેદ માન્યા વિના છૂટકો નથી. પાપપુણ્યનો બીજો અર્થ તો એ જ કે ત્યાજ્ય અને ગ્રાહ્ય વસ્તુ. બીજાની વસ્તુ છીનવી લેવી એ ત્યાજ્ય છે, પાપ છે. આપણામાં સારી અને નઠારી વાસના રહેલી જ છે. નઠારી વાસનાનો ત્યાગ કરવો એ આપણો ધર્મ છે. અને તેમ ન કરીએ તો આપણે મનુષ્યજન્મ પામ્યા છતાં પશુ બનીએ છીએ અને તેથી જ બધા ધર્મો પોકારી પોકારીને કહે છે કે મનુષ્ય જન્મ દુર્લભ છે. મનુષ્યદેહ આપણી કસોટીને સારુ અપાયેલો છે. અને હિંદુધર્મ કહે છે કે કસોટીમાં આપણે નાપાસ થઈએ તો આપણે ફરી પાછા પશુયોનિમાં જવું રહ્યું.

હિંસા તો આ જગતમાં ભરેલી જ છે. એક અંગ્રેજી વાક્યનો અર્થ એવો છે કે કુદરતના નખ લોહીથી રંગાયેલા રહે છે. આ વાક્યનું સત્ય આપણે ઉપરચોટિયો વિચાર કરીએ તો ઠેકઠેકાણે જોઈએ છીએ. પણ મનુષ્યને બીજાં પ્રાણીઓથી આપણે ચડતો માનીએ, તેનામાં એક વિશેષ ઇંદ્રિયનું આરોપણ કરીએ, તો આપણને તુરત માલૂમ પડશે કે, એ રાતા નખવાળી કુદરતની વચ્ચે મનુષ્ય એવા નખ

વિનાનો શોભી રહેલો છે. મનુષ્યનું કાંઈક અલૌકિક કર્તવ્ય હોય તો, તેને શોભે એવું કાંઈ કર્તવ્ય હોય તો, તે અહિંસા જ છે.

હિંસાની મધ્યમાં ઊભેલો પોતાના અંતરમાં રહેલી ગુફાના ઊંડાણમાં ઊતરીને અનુભવ લઈને તે કહે છે, આ હિંસામય જગતમાં મનુષ્યનો ધર્મ અહિંસા છે. અને જેટલે અંશે તે અહિંસક છે તેટલે જ અંશે તે પોતાની જાતિને શોભાવી શકે છે. મનુષ્યસ્વભાવ હિંસા નહિ પણ અહિંસા છે. કેમ કે તે જ પોતાના અનુભવથી નિશ્ચયપૂર્વક કહી શકે છે, 'હું દેહ નથી પણ આત્મા છું, અને આ દેહને આત્માના વિકાસને અર્થે, આત્મદર્શનને અર્થે જ વાપરવાનો મને અધિકાર છે.' અને તેમાંથી તે દેહદમનની, કામ, ક્રોધ, મદ, મોહ, મત્સર ઇત્યાદિ શત્રુઓને જીતી લેવાની નીતિ ઘટાવે છે, તેને જીતવાનો ભારે પ્રયત્ન આદરે છે અને તેમાં એ સંપૂર્ણ વિજય મેળવે છે અને જ્યારે એવો વિજય મેળવે ત્યારે જ તેણે મનુષ્યજાતિના સ્વભાવને અનુકૂળ કાર્ય કર્યું કહેવાય. તેથી રાગદ્વેષાદિને જીતવા એ અતિમાનુષી કાર્ય નથી પણ માનુષી કાર્ય છે. અહિંસાનું પાલન એ ઊંચામાં ઊંચા પ્રકારની વીરતાનું લક્ષણ છે. અહિંસામાં ભીરુતાને ક્યાંયે સ્થાન નથી.

તા. ૧૩-૬-'૨૬

## ૨. 'પ્રથમ પશુ પછી મનુષ્ય'

'સ્વાભાવિક એટલે શું?' વાળા લેખના સંબંધમાં એક દાક્તર નીચે મુજબ લખે છે:

"લોકોની હિંસાવૃત્તિ સમુદાયમાં જ જાગ્રત થાય છે. અને જ્યાં સમુદાય હોય ત્યાં શરીરબળનો ઉપયોગ અટકાવવો લગભગ

અશક્ય છે, જરૂરનો છે કે નહિ એ વિષે પણ મને શંકા છે. અટકાવવો એ મનુષ્યસ્વભાવની તદ્દન વિરુદ્ધ છે. મનુષ્ય પ્રથમ પશુ છે અને પછી મનુષ્ય છે. ઑસ્ટ્રેલિયાના જંગલીઓ અને તેમના કાળનો વિચાર કરો. તે વેળા નહોતી કળા, નહોતું કંઈ સાહિત્ય કે નહોતું વિજ્ઞાન. મનુષ્ય શિકાર પર રહેતો અને બીજા મનુષ્યો સાથે કેવળ હાથચાળા કરીને વહેવાર ચલાવતો. આપણું નીતિશાસ્ત્ર કેવળ ઉપરનો ઘોળ છે. અંદર તો નર્યો પશુ જ જાગતો પડયો છે. ઈશ્વરને શોધવો ને જાણવો એ મનુષ્યને માટે સ્વાભાવિક નથી, પછી પૂજવો એ તો શી રીતે સ્વાભાવિક હોય? કોઈ પણ ધર્મ અથવા સંપ્રદાયથી મુક્ત વાતાવરણમાં કેળવાયેલા માણસને સારુ ઈશ્વરપૂજાનો વિચાર એ તદ્દન અસ્વાભાવિક છે. જગતમાં લાખો કેળવાયેલા યુવાનો કદી દેવળમાં કે મસ્જિદ કે મંદિરમાં જતા નથી. ઈશ્વરપૂજા એ એક પાડેલી ટેવ છે. પાપપુણ્યને ઈશ્વરની સાથે કશો સંબંધ નથી, સામુદાયિક જીવનની જરૂરિયાત જોઈને નીતિ ઘડાય છે અને નીતિનિયમના ભંગની સજા આપનાર કોઈ દૈવી શક્તિ નથી, પણ માણસની સામાજિક જરૂર છે. મનુષ્ય ઈશ્વરનું પ્રતિબિંબ નથી ઈશ્વર મનુષ્યનું પ્રતિબિંબ છે. વાંદરાને તમે દૂરનો પિત્રાઈ ગણો તો તેમાં તમારી નીતિ કાંઈ નીચી નથી પડવાની. ખાવું પીવું અને વિષય ભોગવવો એ મનુષ્યને તદ્દન સ્વાભાવિક છે. એ બધી વસ્તુઓને મર્યાદા છે ખરી, પણ તે કેવળ શારીરિક અને ઘણીખરી ઉપચારરૂપે છે. વિષયના સંપૂર્ણ ત્યાગનો સિદ્ધાંત તમે શી રીતે જગતની આગળ મૂકી શકો? વિષયની પૂરેપૂરી તૃપ્તિ વિના વિષયેચ્છાનો ત્યાગ અશક્ય છે એમ આપ નથી માનતા? આપ કહો છો કે મનુષ્યનો સ્વભાવ અહિંસાનો છે, હિંસાનો નથી, પણ આપનો બ્રિટિશ માલના બહિષ્કારનો કાર્યક્રમ જો સફળ થયો હોત તો બ્રિટિશ મજૂરોની તેમાંથી હિંસા સિવાય બીજું શું થાત? માણસને ભૂખે મારવામાં તેને લાઠી મારવા કરતાં વધારે હિંસા રહેલી છે. તમારું આત્મબળ કે પ્રેમબળ એ તો તમારી કલ્પનાનો એક તરંગ છે. અહિંસા એ હાલના સુધારાનો સિદ્ધાત ભલે હોય, તે મનુષ્યનો સ્વભાવ તો નથી જ.”

દાકતરના કાગળને મેં ખૂબ ટૂંકાવ્યો છે. આ કાગળની ધૃષ્ટતા આભા બનાવે એવી છે, છતાં એ કાગળ લખનાર ઘણાં વર્ષ થયાં દાકતરી ધંધો ચલાવતા લાગે છે, અને વિલાયતની ડગ્રીવાળા છે. એટલે ઘણા કેળવાયેલા માણસોના વિચારનો પડઘો પાડતા હશે. પણ મારે કબૂલ કરવું જોઈએ કે એમની એકે દલીલ મને ગળે ઊતરી નથી.

પહેલી દલીલ એમની એ છે કે જનસમૂહ અહિંસક થઈ શકે નહિ. છતાં આપણે જોઈએ છીએ કે જગતવ્યવહાર મનુષ્યો જાણે સ્વાભાવિક રીતે એકબીજાની સાથે હળી-મળીને દિનપ્રતિદિન ચલાવ્યે જાય છે. જો તેઓ સ્વભાવથી જ હિંસક હોય તો પૃથ્વી ઉપર તત્કાળ પ્રલય થાય. તેઓ શાંતિ જાળવે છે તે સ્વાભાવિક રીતે જાળવે છે, અને પોલીસના કે બીજા કોઈ પણ પ્રકારના દબાણ વિના જાળવે છે. જ્યારે સમાજમાં દુષ્ટ માણસોની અસ્વાભાવિક અસર પડે છે ત્યારે જ તેઓ હિંસાએ ચડે છે, પણ એ દુષ્ટ અસર ખસી કે તરત જ તેમનો શાંત સ્વભાવ પાછો જાગ્રત થાય છે, અને તેઓ ક્ષણ વારમાં હિંસાવૃત્તિ ભૂલી જાય છે.

આપણે આજ સુધી તો એવું શીખતા આવ્યા છીએ કે એક જાતિને બીજી જાતિથી જુદી પાડનાર એ જાતિનાં ખાસ લક્ષણ છે; એટલે ઘોડો એ પશુ પહેલો છે અને પછી ઘોડો છે એમ કહેવું એ બરાબર નથી. તેનામાં બીજાં પશુઓને સામાન્ય એવાં કેટલાંક લક્ષણો છે ખરાં, પણ તેનું ઘોડાપણું તે ખોઈ બેસે તો તે પશુ પણ નહિ રહે, એનું ખાસ લક્ષણ ખોવાને લીધે તે પોતાની સામાન્ય જાતિ ખોઈ બેસે છે. તે જ પ્રમાણે માણસ મનુષ્યત્વ ખોઈ પૂછડું ઉગાડે અને ચોપગો બને તેમ જ પોતાની બુદ્ધિ ખોઈ બેસે, તો તે માણસ કે પશુ બેમાંથી એકે નહિ રહે એ વિષે શંકા છે? બળદ કે ગધેડો, ઘેટું કે બકરું આવા માણસને પોતાની

જ્ઞાતિમાં ગણવાની ના પાડશે. એટલે આ દાક્તર મિત્રને હું જણાવીશ કે માણસ જ્યાં સુધી પોતાનું મનુષ્યત્વ કાયમ રાખે છે ત્યાં સુધી જ તે પશુમાં ખપી શકે છે.

ઑસ્ટ્રેલિયાના જંગલીનો દાખલો આપવાથી કશું સિદ્ધ થતું નથી. ઑસ્ટ્રેલિયાનો જંગલી પણ મૂળ પશુના કરતાં જુદો જ હતો, કારણ પશુ એ હમેશાં ~~પશુ રહેશે~~ જ્યારે પેલા જંગલીમાં તો, મનુષ્ય જેટલે સુધી વધી શકે એટલે સુધી વધવાની શક્તિ છે. પણ આપણે ઑસ્ટ્રેલિયાના જંગલીનો દાખલો શા સારુ લેવો જોઈએ? આપણા પૂર્વજો પણ એક વખત ઑસ્ટ્રેલિયાના વતનીના જેવા જ સારા અને ઉમદા જંગલીઓ હતા એની ભાગ્યે જ કોઈ ના પાડશે. આજની આપણી કહેવાતી સુધરેલી દશામાં આપણે જંગલી કરતાં બહુ આગળ વધેલા નથી એ બાબતમાં તો હું કાગળ લખનારની સાથે પૂરેપૂરો મળતો થાઉં છું, પણ આપણા જંગલી પૂર્વજોના આપણે સુધરેલા વંશજો પશુઓથી જુદા છીએ એ તો તેઓ પણ કબૂલ કરે છે. પશુને પશુ રહેવું સ્વાભાવિક છે. આપણને કોઈ પશુ કહેશે તો આપણો મિજાજ જશે.

વાંદરાને મારો દૂરનો પિત્રાઈ કહેતાં કાગળ લખનારને કંઈક સંકોચ થાય છે. સાચી વાત તો એ છે કે મારો ધર્મ મને વાંદરાની સાથે નહિ પણ ઘોડાં, ઘેટાં, સિંહ, વાઘ, સર્પ અને વીંછીની સાથે પણ સગપણનો દાવો રાખવા દે છે એટલું જ નહિ પણ તે બધાંને સગાં ગણવાની આજ્ઞા કરે છે. હા, એ સગાંઓ ભલે આપણને સગાં ન માને. મારી જિંદગી માટે મેં જે કઠણ ધર્મ સ્વીકાર્યો છે અને જે દરેક સ્ત્રીપુરુષનો ધર્મ હોવો જોઈએ એમ હું માનું છું, તે તો આ પ્રકારની એકપક્ષી ફરજ આપણા ઉપર નાંખે છે. અને એવી એકપક્ષી ફરજ એટલા જ માટે નાંખવામાં આવી છે

કે સૃષ્ટિમાં કેવળ મનુષ્ય જ ઈશ્વરનું પ્રતિબિંબ છે. આપણી એ સ્થિતિ આપણામાંના ઘણા સ્વીકારતા નથી તેમાં શું થયું? એ સ્થિતિનો લાભ આપણને નહિ મળે એટલું જ — જેમ ઘેટાંના ટોળામાં ઊછરેલો સિંહ પોતાનું સિંહપણું ન જાણ્યાથી સિંહ હોવાના લાભ મેળવી શકતો નથી. પણ તેથી તે સિંહ મટતો નથી. જે ઘડીએ તેને સિંહત્વનું ભાન થાય છે તે ઘડીએ તે પશુઓ ઉપર સામ્રાજ્ય ભોગવતો થઈ જાય છે. પણ સિંહનું ચામડું પહેરીને કોઈ ઘેટો સિંહની સ્થિતિએ કદી ચડી શકવાનો નથી. અને મનુષ્ય ઈશ્વરનું પ્રતિબિંબ છે એમ બતાવવાને માટે દરેક મનુષ્યમાં તે પ્રતિબિંબ દેખાવું જોઈએ એવી કશી જરૂર નથી. એક માણસમાં પણ આપણે તે પ્રતિબિંબ પ્રગટ દેખી શકીએ તો બસ છે. અને જગતમાં જે સાધુસંતો અને પેગંબરો થઈ ગયા છે તેમનામાં ઈશ્વરની મૂર્તિ ઝળકતી હતી એની કોઈ ના પાડશે કે?

પણ આ કાગળ લખનાર તો એટલે સુધી આગળ વધીને કહે છે કે ઈશ્વરને જાણવો અને ઓળખવો એ મનુષ્ય માટે અસ્વાભાવિક છે, અને ઈશ્વર એ મનુષ્યનું પ્રતિબિંબ છે. મારે એટલું કહેવું જોઈએ કે જગતમાં બધી માનવજાતિઓને જોઈ આવેલા પ્રવાસીઓ આ વિચિત્ર વિધાનની તદ્દન વિરુદ્ધ પુરાવો આપે છે. દિવસે દિવસે સિદ્ધ થતું જાય છે કે ગમે તેવી અધૂરી રીતે પણ ઈશ્વરપૂજા મનુષ્ય કરે છે એટલે જ તે પશુનાથી જુદો પડે છે. એનામાં એ વિશેષ ગુણ છે તેથી જ તે ઈશ્વરની સૃષ્ટિમાં સર્વોપરી સત્તા ભોગવે છે. લાખો કેળવાયેલા માણસો દેવળ, મસ્જિદ કે મંદિરમાં જતા નથી એ વાત જ અપ્રસ્તુત છે. તેમના દેવળ, મસ્જિદ કે મંદિરમાં જવા ઉપર ઈશ્વરપૂજા અવલંબેલી નથી. જેઓ કાષ્ઠ અને પથ્થરને નમનારા છે, જેઓ મંતરજંતર અને ભૂતપિશાચમાં માનનારા છે, તેઓ પણ પોતાના કરતાં

કોઈ ઉપરી સત્તા સ્વીકારે છે. હા, તેમની પૂજા જંગલી અને બહુ કાચી કહેવાય છતાં તે ઇશ્વરપૂજા જ છે. ખાણુમાંથી માટીની સાથે ભળેલું કાચું સોનું સોનું જ છે. અજ્ઞાનમાં અજ્ઞાન માણસો તેને સોનું માનતા થાય તેને માટે તેને કેવળ શુદ્ધ કરવાની જરૂર છે. કાચા સોનાનું શુદ્ધ સોનું થશે; કાચા લોઢાનું કદી શુદ્ધ સોનું થઈ શકવાનું છે? આપણી પૂજા આજે કેવળ વિશુદ્ધ થઈ છે તે માનવપ્રયત્નને લીધે જ છે. કાચી પૂજા એ તો આદમના કાળથી ચાલતી આવી છે અને તેને તે ખાવાપીવાના કરતાં વધારે નહિ તો ખાવાપીવાના જેટલી જ સ્વાભાવિક છે. દહાડાના દહાડા સુધી માણુસ ખાધા વિના જીવી શકે, પણ પૂજા વિના એક ક્ષણુ પણ ન જીવી શકે. એ વાત ભલે એ ન સ્વીકારે — જેમ ઘણાયે અજ્ઞાન માણસો શ્વાસોચ્છ્વાસની વાત અથવા તો રુધિરપ્રસારણુની વાત ન સ્વીકારે.

કાગળ લખનાર વિષયભોગને ખાવાપીવાની સાથે એક જ કોટિમાં મૂકે છે. પણુ એમણે મારો લેખ પૂરો વાંચ્યો નથી. મેં તો એટલું જ કહ્યું છે અને એ ફરી પણુ કહું છું કે સ્વાદતૃપ્તિને ખાતર ખાવું એ મનુષ્યને સ્વાભાવિક નથી, પણુ જીવવાને ખાતર ખાવું એ સ્વાભાવિક છે. તે જ પ્રમાણે મનુષ્ય માટે વિષયભોગને ખાતર વિષય કરવો એ સ્વાભાવિક નથી પણુ પ્રજોત્પત્તિને ખાતર વિષય કરવો એ સ્વાભાવિક છે.

મને લાગે છે કે હું તો મારા મરણુપર્યંત વિષયના ત્યાગની જ વાત કહ્યા કરવાનો. અને અત્યાર સુધીમાં આ જ દાક્તર મને પહેલા એવા મળ્યા છે કે જે કહે છે કે વિષયની પૂરેપૂરી તૃપ્તિ સિવાય બીજી રીતે એનો ત્યાગ ન થઈ શકે, આથી ઊલટું મોટા મોટા દાક્તરોનો મત તો એવો છે કે વિષય પૂરેપૂરો ભોગવવાથી ત્યાગ નથી થવાનો પણુ ઘાતક નિવીર્યતા જ નીપજવાની છે. વિષયના સર્વથા

ત્યાગને માટે ભારે પ્રયાસ જોઈએ એ વાત સાચી. પણ એ ધ્યેયને માટે એટલો પ્રયાસ કરવો ઘટતો નથી શું? જો શબ્દ, પ્રકાશ કે ઉષ્ણતાના ગુણોની શોધમાં આખો જન્મારો આપી દઈ શકાય, તો વિષયત્યાગને માટે એટલો જ પ્રયાસ કરવો એ કાંઈ મોટી વાત છે કે? અને શબ્દ, પ્રકાશ કે ઉષ્ણતાના ગુણોની શોધથી તો માત્ર ભૌતિક જગતનું જ્ઞાન આપણે વધારીએ છીએ, જ્યારે વિષયત્યાગથી તો આત્મદર્શન અથવા ઈશ્વરનું સનિશ્ચય જ્ઞાન મેળવીએ છીએ.

અને જે આત્મદર્શનને પંથે ઠીક ઠીક પડી ચૂકેલો છે, તેને કહેવાની જરૂર ન હોય કે હિંસાને નહિ પણ અહિંસાને, દ્વેષને નહિ પણ પ્રેમને જ, માણસ — અરે જગત — વશ વર્તે છે. કાગળ લખનારે જે દાખલો આપ્યો છે તે તેનું મારા લેખોનું અજ્ઞાન સૂચવે છે. અજ્ઞાનની તો ચિંતા નથી કારણ 'યંગ ઇંડિયા' વાંચવાને કોઈ બંધાયેલો નથી. પણ જ્યારે કોઈ માણસના વિચારની ટીકા કરવા નીકળીએ ત્યારે તે વિચારો ન જાણવા એ અક્ષમ્ય છે. મેં પરદેશી કાપડના બહિષ્કારની હિમાયત કરી છે; અને બ્રિટિશ મજૂરોનું બનાવેલું કપડું આપણે ન લઈએ તેથી તેઓ બેકાર થાય તેમાં તેમની કશી હિંસા નથી થતી. કારણ ચોખ્ખું છે કે પરદેશી કાપડ ખરીદવાને હિંદુસ્તાન બંધાયેલું નથી. હિંસા તો બધી બ્રિટનના તરફથી થાય છે, અને બ્રિટનના મજૂરના નામે અને તેમના તરફથી હિંદુસ્તાનમાં બ્રિટિશ કપડું ઠાલવીને હિંદુસ્તાનની હિંસા થાય છે. દારૂડિયો દારૂ પીવાનો છોડી દે તેથી તે દારૂવાળાની હિંસા નથી કરતો. તે તો દારૂવાળાની અને પોતાની સેવા જ કરે છે. અને એ જ રીતે હિંદુસ્તાન પણ પરદેશી કાપડનો સદંતર ત્યાગ કરશે તે દિવસે તેણે પરદેશીઓની અને પોતાની સેવા જ બજાવી હશે. પરદેશી મજૂરો ભૂખે નથી મરવાના, પણ તેમને બીજો સારો ધંધો

હાથ લાગશે. અને જો તેઓ સ્વેચ્છાએ હિંદુસ્તાન માટે કાપડ બનાવવાનું બંધ કરે તો તેમણે એક મોટી માનવદયાની પ્રવૃત્તિમાં હિસ્સો આપ્યો કહેવાશે.

તા. ૧૧–૭–'૨૬

# ૩. અતિપ્રાકૃતિક તેટલું નાંખો ખાડમાં

'સત્યશોધક' સહીથી એક સજ્જને લાંબો કાગળ લખ્યો છે. તેનો સાર અહીં આપું છું:

"ઔરંગઝેબ જેવા ઇમાનદાર મુસલમાને કાશીવિશ્વનાથના મંદિરને ભ્રષ્ટ કર્યું. અને તોડી પાડયું તેને વિષે આપ કહો છો કે તેમ કરવામાં તેણે પોતાના ધર્મની વિરુદ્ધ વર્તન કર્યું હતું. આમ કહેવામાં આપ પેગંબર સાહેબના કરતાં પણ ઇસ્લામ ધર્મનું વધારે જ્ઞાન ધરાવવાનો દાવો નથી કરતા? કારણ, આપે જાણવું જોઈએ કે ઔરંગઝેબના આદર્શ જે પેગંબર સાહેબ તે પોતે પણ જ્યારે પોતાના દુશ્મનોને હરાવી મક્કા શરીફમાં દાખલ થયા, ત્યારે તેમણે તે શહેરનાં બધાં મૂર્તિપૂજનનાં પાત્રો અને સ્થાનોનો નાશ કર્યો હતો, માત્ર કાબા જેવી કેટલીક વસ્તુઓને અભંગ રહેવા દીધી હતી, કારણ તેને વિષે તેમને આસ્થા હતી]

"એટલે તમારે આ ત્રણમાંથી ગમે તે એક વાતનો સ્વીકાર કરવો રહ્યો: (૧) કાં તો તમે એમ કહો કે પેગંબર જેવાએ પોતાના ધર્મનું ઉલ્લંઘન કર્યું હતું, અથવા (૨) પેગંબર સાહેબે કરેલા મૂર્તિખંડનને તમારી રીત પ્રમાણે તમે 'રૂપક' કે એવું જ કંઈ નામ આપી છૂટો, અથવા તો (૩) મહમદ સાહેબના જીવનચરિત્રમાં એવી કોઈ વસ્તુ બની જ ન હોતી એમ કહો. જો કોઈ ચોથો બચાવ આપની પાસે હોય તો જણાવશો.

"ઇબ્ન સાઉદ વાહબીએ મક્કા, મદીના અને તાઇફની પાક જગાઓને ભ્રષ્ટ કરી તે વિષે મુસલમાનોમાં આજે બે મત પડયા છે, પણ ઔરંગઝેબે જે મૂર્તિ તોડી હતી તેનો કોઈ મુસલમાને

વિરોધ કર્યો હોય એવું મારી જાણમાં નથી. એ તો કેના જેવું થયું કે કેટલાક સનાતનીઓ અસ્પૃશ્યતાને હિંદુસ્તાનમાંથી કાઢવા માટે આપને ગરદન મારવા માગે છે, જ્યારે દક્ષિણ આફ્રિકામાં હિંદીઓને અસ્પૃશ્ય ગણતા ગોરાઓ પણ જો તેમના હાથમાં આવે તો તેમને પણ ગરદન મારે !

"આમ જે જે ધર્મમાં અતિપ્રાકૃતિક તત્ત્વનો દાવો છે તે બધા ધર્મના સિદ્ધાંતોમાં અસંગતિ અને પરસ્પરવિરોધ રહેલાં જણાશે. એટલે એવા ધર્મોને સુધારવા હોય તો તેને ખાડમાં નાંખીને જ સુધારી શકાય એવું મારું માનવું છે.

યુધિષ્ઠિરે યક્ષને કહ્યું છે :

श्रुतिर्विभिन्ना स्मृतयश्च भिन्ना
नैको मुनिर्यस्य मत प्रमाणम् ।
धर्मस्य तत्त्वं निहितं गुहायां

એમ ધર્મનું તત્ત્વ ભલે ગુફામાં જ રહ્યું."

આ કાગળમાં કટાક્ષ, હાંસી અને વિનોદ છે. એમાં મારા ઉપર જે કટાક્ષ છે તે બહુ સરસ છે. પણ જે વસ્તુનો બચાવ ન થઈ શકે એવી વસ્તુનો ત્રણ રીતે બચાવ કરતો લખનારે મને કલ્પ્યો છે તેમાંથી એકે બચાવ હું કરવા નથી માગતો. મારી સમજ પ્રમાણે પેગંબર સાહેબે મક્કામાં જે મૂર્તિઓ તોડી અને ઔરંગઝેબે જે મૂર્તિ તોડચાનું કહેવાય છે તેની વચ્ચે સામ્ય નથી. અને જો પેગંબર સાહેબે કોઈ વાર ભૂલ કરી હતી એમ સાબિત થાય તો પણ તેથી માત્ર એટલું જ સાબિત થાય કે પેગંબર સાહેબ પણ ભૂલને પાત્ર માણસ હતા. પણ તેથી તે એક પેગંબર હતા અને ઘણી વાર તેમનામાં ખુદાનાં દર્શન થતાં હતાં એ વાત ખોટી નથી ઠરવાની. પોતાથી ભૂલ ન જ થાય એવો તેમણે કદી દાવો નથી કર્યો. ઊલટા ઘણી વાર તે પોતાના સાથીઓની સલાહ લેતા, અને એક વાર ઉમર સાહેબે તેમને કહ્યું કે આપને ખુદાની પાસેથી સીધી વહી ઊતરી આવે છે, આપને કોઈની

સલાહ લેવાની જરૂર નથી, ત્યારે તેમણે એવો સચોટ જવાબ આપ્યાનું કહેવાય છે કે, 'જો આ વેળા મને ખુદા પાસેથી વહી આવી હોત તો તને શા સારુ પૂછવા આવત ?' હું કારણ વિના ગમે તે વસ્તુને 'રૂપક' કરી છૂટું છું એવો તો 'સત્યશોધક' નો આરોપ નહિ હોય એમ મને આશા છે. માત્ર મારી પાસેથી વધુ કઢાવવાને માટે જ એમણે આક્ષેપો કર્યા છે એમ હું માનું છું. ગમે તેમ હોય, હું તો તેમને અને બીજા સૌને ખાતરી આપવા માગું છું કે જ્યારે કોઈ પણ ઘટનાને હું રૂપક તરીકે માનું છું ત્યારે તેને માટે મારી પાસે સબળ કારણો હોય છે અને અંતરંગ પ્રમાણો હોય છે. વળી કારણ વિના હું એકે વસ્તુને ગપાષ્ટક અથવા પ્રક્ષિપ્ત તરીકે કાઢી નથી નાંખતો. 'સત્યશોધક' ની જેમ હું પણ એક સત્યશોધક છું, અને મારી ભૂલ અને મારી મર્યાદા કબૂલ કરવાની મારામાં હિંમત છે એવી મને આશા છે. બધા ધર્મોમાં કેટલીક એવી એવી વસ્તુઓ પડેલી છે કે જેને હું ઉકેલી નથી શકતો, કોક દહાડે ઉકેલી શકીશ એવી આશા છે. પણ ત્યાં સુધી રાહ જોવા જેટલી નમ્રતા અને ધીરજ મારે કેળવવી રહી — અલ્પ માણસને બધું જ જાણી જવાની કશી જરૂર નથી.

પણ લેખકના પત્રનો અતિશય મહત્ત્વનો ભાગ તો પાછળનો છે, જેમાં તેમણે અતિપ્રાકૃતિક વસ્તુમાત્રને ખાડમાં નાંખવાની વાત કરી છે. મારે તેને જણાવવું જોઈએ કે આસ્તિકોને જેમ અનેક કોયડા ઉકેલવાના રહ્યા છે, તેમ બુદ્ધિવાદી નાસ્તિકને પણ ઘણા કોયડા અને અસંગતિઓ ઉકેલવાનાં રહ્યાં છે. કેટલાક પવિત્રમાં પવિત્ર અને મહાનુભાવ આત્માઓએ એકસરખી સાખ પૂરી છે કે ઇંદ્રિયોથી જે દેખાય તેની પાર અને અતીન્દ્રિય એવી વસ્તુમાં પોતે માને છે, એટલું જ નહિ પણ તે તેમના અનુભવમાં આવેલી છે. સારે

શું તેમની વાતને ગપાષ્ટક અને ભ્રમણા તરીકે કાઢી નાખીશું? અતીન્દ્રિય એવી વસ્તુ જ નથી એવો દાવો કરવામાં ઉદ્ધતાઈ નથી રહેલી? બુદ્ધિ જ્યાં પહોંચી નથી શકતી એવાં અનેક ગૂઢો પડ્યાં છે એવું ભાન કોને નથી થયું? દૃઢ શ્રદ્ધાથી ઈશ્વરભજન કરનારા અનેકના હૃદયમાં રોજરોજ અચાનક થતા કહેવાતા પલટા થતા સાંભળીએ છીએ તેથી શું નિર્વિવાદ સિદ્ધ નથી થતું કે બુદ્ધિથી અગમ્ય એવી ઘણી વસ્તુઓ પડેલી છે?

લેખકે મહાભારતનો પ્રસિદ્ધ શ્લોક ટાંક્યો છે તેમાં તો ધર્મનું તત્ત્વ હૃદય દ્વારા જાણ શકાય, બીજી રીતે જાણવું મુશ્કેલ છે, એમ જ જણાવવામાં આવ્યું છે. જે મહાગ્રંથમાંથી એ શ્લોક ટાંકવામાં આવ્યો છે તેના કર્તા પોતે આસ્તિક હતા અને અતીન્દ્રિય તત્ત્વમાં માનતા હતા એની કોઈ ના પાડે એમ છે કે? જન્મ અને મરણનાં ગૂઢ કોઈ ઉકેલી નથી શક્યું એ શું બતાવે છે? એમ જ બતાવે છે કે અતીન્દ્રિય જેવું કાંઈક તત્ત્વ છે. એની મજાક તો બુદ્ધિ ત્યારે કરી શકશે કે જ્યારે બુદ્ધિ જીવની સૃષ્ટિ કરવાને સમર્થ થશે.

તા. ૧૯-૧૨-'૨૬

## ૪. શ્રદ્ધા વિ૦ બુદ્ધિ

માંડલેથી એક એમ. બી. બી. એસ. ડાક્ટરે એક પ્રશ્નમાળા મોકલી છે. એમાંનો પહેલો પ્રશ્ન આ છે:

"આપે 'યંગ ઇંડિયા'માં એક વાર આપનો અભિપ્રાય જણાવેલો કે જ્યાં બુદ્ધિની ગતિ અટકી જાય છે, ત્યાંથી શ્રદ્ધાની શરૂઆત થાય છે. એટલે હું ધારું છું કે જો કોઈ માણસ એવી વસ્તુ માને જેને વિષે તે કંઈ કારણ ન આપી શકે, તો આપ એને શ્રદ્ધા કહો. ત્યારે એ ઉપરથી એમ ચોખ્ખું નથી દેખાતું કે શ્રદ્ધા

એટલે બુદ્ધિથી ઊલટી માન્યતા ? કોઈ માણસ બુદ્ધિ બતાવે એથી ઊલટું માને તો એમાં સત્ય કે ન્યાય છે એમ આપને લાગે છે ખરું ? હું તો માનું છું કે એવી રીતની માન્યતા એ મૂર્ખાઈ છે. આપનું વકીલી મગજ એને શું કહેશે એ હું નથી જાણતો. જો આપનો વિચાર મારા જેવો જ હોય તો આપ શ્રદ્ધાને મૂર્ખાઈ સિવાય બીજું કશું નામ નહિ આપો.''

આ ડાક્ટર સાહેબ જો મને ક્ષમા કરે તો હું કહું કે એમના સવાલ પરથી જણાય છે કે તેઓ મારા કથનનું તાત્પર્ય સમજ્યા જ નથી. જે વસ્તુ બુદ્ધિથી પર છે તે બુદ્ધિથી ઊલટી નથી. બુદ્ધિથી ઊલટી માન્યતા એટલે આંધળી શ્રદ્ધા. એ ઘણી વાર તો વહેમ હોય છે. જે વસ્તુની સાબિતી આપી શકાય એમ હોય તે વસ્તુ સાબિતી વિના માની લેવાનું કોઈને કહેવું એ બુદ્ધિથી ઊલટું છે ખરું. દાખલા તરીકે માણસને કશી સાબિતી આપ્યા વિના કહેવામાં આવે કે ત્રિકોણના ખૂણાઓનો સરવાળો બે કાટખૂણા બરાબર છે એમ માની લો, તો એ બુદ્ધિથી ઊલટું છે. પણ જો કોઈ અનુભવી માણસ ઈશ્વર છે એ વસ્તુ પોતે તર્કથી પુરવાર ન કરી શકે છતાં બીજાને એ માની લેવાનું કહે, તો તે નમ્રપણે પોતાની મર્યાદા કબૂલ કરી લે છે, અને સામાને પોતાનું અનુભવવાક્ય શ્રદ્ધાથી સ્વીકારી લેવાનું કહે છે. એમાં તો કેવળ પેલા માણસની વિશ્વાસપાત્રતાનો જ સવાલ રહ્યો. જીવનના સામાન્ય વ્યવહારમાં આપણે જેમના પર વિશ્વાસ રાખવાનું પસંદ કરીએ છીએ એવાં માણસોનું વચન આપણે શ્રદ્ધાપૂર્વક સ્વીકારી લઈએ છીએ. અને એમાં આપણે ક્યાં ઘણી વાર છેતરાતા નથી ? ત્યારે જીવન અને મરણના સવાલોમાં આપણે દુનિયાભરના ઋષિમુનિઓનું આપ્તવાક્ય, એમનું અનુભવવચન કેમ ન સ્વીકારીએ ? તેઓ કહે છે કે ઈશ્વર છે, અને સત્ય અને નિષ્પાપતા (અહિંસા)ની સાધના દ્વારા

ઈશ્વરનું દર્શન થઈ શકે છે. એ વચન આપણે કેમ ખરું ન માનીએ? મને ઘણા ડાકટરો સાજો ન કરી શક્યા હોય છતાંયે આ પત્રલેખક ડાકટર મને એમની પોતાની દવા શ્રદ્ધાપૂર્વક લેવાનું કહે તો તે અજુગતુ ન ગણાય. તે જ પ્રમાણે, જે જાતપુરાવો આખી દુનિયાના સંતોએ આપ્યો છે તેના પર શ્રદ્ધા રાખવાનું હું એમને કહું તો તે પણ એટલું જ વજૂદવાળું છે. હું એમ કહેવાની હિંમત કરું છું કે શ્રદ્ધા વિના તો આ દુનિયા ક્ષણ વારમાં શૂન્યમાં મળી જાય. જે માણસોએ પ્રાર્થના અને તપસ્યાથી પવિત્ર થયેલું જીવન ગાળ્યું છે એમ આપણે માનીએ, તેમના બુદ્ધિશુદ્ધ અનુભવનો આપણે ઉપયોગ કરવો એતું નામ તે સાચી શ્રદ્ધા. તેથી, અતિ પ્રાચીન યુગમાં થઈ ગયેલા ઋષિઓ, પેગંબરો અને અવતારો પર શ્રદ્ધા રાખવી એ નર્યો વહેમ નથી, પણ અંતરમાં ઊંડે ઊંડે જે આધ્યાત્મિક ભૂખ રહેલી છે તેની તૃપ્તિ છે. એટલે, આપણા આચારમાં અનુસરવાને માટે હું નમ્રતાપૂર્વક એ સૂત્ર મૂકું છું કે જે વસ્તુની પ્રત્યક્ષ સાબિતી આપી શકાય એમ હોય તેને શ્રદ્ધાથી માની લેવાની સાફ ના પાડવી; અને જે વસ્તુ જાતઅનુભવ વિના બીજી રીતે પુરવાર થઈ શકે એવી જ ન હોય, તેને નિઃસંશયપણે શ્રદ્ધાથી સ્વીકારી લેવી.

તા. ૧૭–૪–'૨૭

## ૫. શબ્દોનો અત્યાચાર

'નવજીવન' ના ૧૬ મી સપ્ટેમ્બરના અંકમાં પ્રસિદ્ધ થયેલા 'પ્રાર્થનામાં શ્રદ્ધા નથી'* નામના લેખ વિષે એક ભાઈ નીચે પ્રમાણે લખે છે :

* જુઓ ખંડ ૩, પ્ર૦ ૧૧

"પ્રાર્થનાવાળા આપના લેખમાં આપે પેલા વિદ્યાર્થીને અથવા મોટા વિચારક તરીકે આપને પોતાને આપે ન્યાય નથી કીધો. સાચું છે કે તે લેખ આપે જે પત્રને ઉદ્દેશીને લખ્યો છે તે પત્રના કેટલાક ઉદ્ગાર ઔચિત્યયુક્ત ન હતા, પણ તે લખનારનો વિચાર તો સ્પષ્ટ જ હતો એમાં શંકા નથી. વળી આપે તેને વિદ્યાર્થી અથવા છોકરા તરીકે વર્ણવ્યો છે, પણ તે છોકરો તો ન જ હોય. એની ઉમ્મર ૨૦ થી ઓછી હોય તો મને આશ્ચર્ય થાય. તે નાહાન ઉમ્મરનો હોય તોપણ તેની બુદ્ધિ એટલી તો ખીલેલી દેખાય છે કે તેને 'વિદ્યાર્થીથી દલીલ ન કરાય' એમ કહીને કાઢી નહિ નાંખી શકાય. ખરી વાત તો એ છે એ પત્ર લખનાર એક બુદ્ધિવાદી છે. જ્યારે આપ શ્રદ્ધાવાદી છો. બંને જુગજુગજૂના ભેદો છે, અને બંને વચ્ચેનો ઝઘડો પણ જુગજુગજૂનો છે. એક કહે છે, 'એક વાર મારો નિશ્ચય થાય તો હું પછી માનીશ'; જ્યારે બીજો કહે છે, 'શ્રદ્ધા રાખો અને પછી નિશ્ચય થશે.' એક બુદ્ધિને પ્રમાણ માને છે. બીજો આપ્તવાક્યને પ્રમાણ માને છે. આપ એમ માનતા લાગો છો કે સંશયવાદ તો જુવાનોમાં હોય પણ તે ક્ષણિક છે, અને વહેલી મોડી શ્રદ્ધા તેમને ઉત્પન્ન થાય છે જ. અને આપના મતના અનુમોદનમાં સ્વામી વિવેકાનંદનું સુપ્રસિદ્ધ દૃષ્ટાંત તો છે જ. એટલે આપ પેલા 'છોકરાને' તેના હિતની ખાતર પ્રાર્થનાની દવા જબરદસ્તીથી પાવા માગો છો. આને માટે આપનાં કારણ બે છે: એક તો એ કે પ્રાર્થના એ કર્તવ્ય છે. માણસ અલ્પ પ્રાણી છે અને પોતાનાથી અતિ મહાન કૃપાળુ એક પરમાત્મા છે. માટે તેની પ્રાર્થના એ કર્તવ્ય છે; બીજું એ કે, પ્રાર્થના ઉપયોગી છે, જેને શાંતિની જરૂર હોય તેને તેમાંથી શાંતિ મળે છે.

"બીજા કારણનો નિકાલ હું પહેલો કરીશ. એક નબળાની લાકડી તરીકે આપ તેની ભલામણ કરો છો. જીવનમાં એવાં તો કષ્ટો આવે છે અને માણસની બુદ્ધિને તે એવી તો કચરી નાંખે છે કે ઘણા માણસોને કોઈ વાર પ્રાર્થના અને શ્રદ્ધાની જરૂર જણાય. એનો તેમને હક છે, અને એ તેમને મુબારક છે. પણ હમેશાં થોડા સાચા બુદ્ધિવાદીઓ તો હોતા જ આવ્યા છે, કે જેમને પ્રાર્થના કે શ્રદ્ધાની કશી જ જરૂર નથી લાગી. વળી

એવો પણ એક વર્ગ છે કે જે સંશયવાદની સળી જ્યાં ત્યાં નથી કરતો, છતાં જે ધર્મને વિષે ઉદાસીન છે.

"હવે આપનું બીજું કારણ જોઈએ. બધા જ લોકોને પ્રાર્થનાની મદદની જરૂર પડતી નથી, અને જેને પડે છે તેને તે કરવાની છૂટ છે. એટલે ઉપયુક્તતાની દૃષ્ટિએ પ્રાર્થના કરવાનો બળાત્કાર કરવો એ વાજબી નથી; માણસનું શરીર અને મન ખીલવવાને માટે બળાત્કારે તેને કસરત કરાવવી અને કેળવણી આપવી વાજબી હોય, પણ તેની નીતિને માટે તેને મારી બાંધીને આસ્તિક બનાવવાની અને પ્રાર્થના કરાવવાની જરૂર નથી. દુનિયાના મોટા મોટા સંશયવાદીઓમાંના કેટલાક અતિ નીતિમાન માણસો હતા. તેમને તો કદાચ આપ પ્રાર્થના કર્તવ્ય તરીકે કરવાનું કહો, તેમને નમ્રતાની ખાતર પ્રાર્થના કરવાનું કહો — એટલે આપની પહેલી દલીલ જ કહો ને ? જ્ઞાન એટલું વિશાળ છે કે મોટા મોટા વિજ્ઞાનશાસ્ત્રીને પોતાની અલ્પતા કેટલીક વાર લાગી છે, પણ સામાન્ય રીતે તો તેમણે કદી હાર્યા વિના પોતાની સત્યશોધ ચલાવ્યા કીધી છે. કુદરતની ઉપર મેળવેલી તેમની જીત જેવી બળવાન છે તેટલી જ બળવાન તેમને તેમની શક્તિ વિષે શ્રદ્ધા છે. જો એમ ન હોત તો આજે પણ આપણે મૂળિયાં શોધવા માટે પૃથ્વી ખોતરતા હોત, અરે કદાચ પૃથ્વીના તળ ઉપરથી સાફ થઈ ગયા હોત.

"બરફયુગમાં જ્યારે માનવ પ્રાણીઓ ઠંડીથી ઠૂંઠવાઈ મરતાં હતાં અને અગ્નિની શોધ કરવામાં આવી, ત્યારે તે યુગમાં આપના જેવા શ્રદ્ધાવાદીએ પેલા શોધકની મજાક કરી હશે અને કહ્યું હશે, 'તમારી બધી યોજના શા કામની છે ? ઈશ્વરની શક્તિ અને ઈશ્વરના કોપ આગળ બધું ધૂળ મળવાનું છે.'

"'જે નમ્ર બનશે તે મોક્ષ પામશે' એવો કોલ આપવામાં આવ્યો છે તે મોક્ષ તેઓ મેળવશે કે કેમ તે તો કોણ જાણે. પણ અહીં તો તેમને કર્મે ગુલામી લખેલી છે. પણ મૂળ મુદ્દા ઉપર પાછા આવીએ. 'આજે માની લો, શ્રદ્ધા તો એની મેળે આવશે' એ આપનું કહેવું ભારે સાચું તો ખરું !

"દુનિયાની આજની ઘણીખરી ધર્માંધતા તમારા આ જાતના ઉપદેશમાંથી જ સીધી ઉત્પન્ન થયેલી છે. બાળક અવસ્થામાં જ તમે

સૌને કેદ કરો અને વખતોવખત અને લાંબો વખત સુધી તેમને ઠોક ઠોક કર્યા કરો, તો તેમાંના મોટા ભાગને તમે ગમે તે માનતા કરી શકશો. તમારો પાકો હિંદુ અને પાકો મુસલમાન એવા સંચાડામાં ઉતારવામાં આવેલો હોય છે. દરેક કોમમાં ખોબા જેટલા માણસો એવા અવશ્ય હોય છે કે જેઓ તેમના ઉપર ઠસાવવામાં આવેલી માન્યતાઓનો ત્યાગ કરી દે છે. આપ જાણો છો ખરા કે હિંદુ મુસલમાનો પુખ્ત વયે પહોંચે ત્યાંસુધી પોતાનાં શાસ્ત્ર વાંચતા અટકે, તો તેમના માની લીધેલા સિદ્ધાંતો વિષે તેઓ ઓછા અંધ આગ્રહી રહેશે અને તેને માટે ઝઘડા કરતા અટકશે ? આમ હિંદુ-મુસલમાન ઝઘડા માટે ઉપાય ધર્મેતર વિષયોનું શિક્ષણ છે. પણ આપને મારો આ ઉપાય નથી રુચવાનો. આપની પ્રકૃતિ જ જુદી છે.

"આ ડરકણ લોકોના દેશમાં નિર્ભયતા, કર્મવીરતા અને ત્યાગવીરતાનું અપૂર્વ દૃષ્ટાંત બેસાડનારા તરીકે આપના અમે ભારે ઋણી છીએ, પણ જ્યારે આપની કારકિર્દીનો એકંદર સરવાળો કરવામાં આવશે ત્યારે કહેવાશે કે આ દેશમાં આપને લીધે બુદ્ધિવિકાસની ગતિ બહુ અટકી."

જો ૨૦ વર્ષના કુમારને 'છોકરો' ન કહેવાય તો સામાન્ય રીતે 'છોકરો' કોને કહેવાય તે હું નથી જાણતો. હું તો શાળા જતા વિદ્યાર્થીઓને તેની ગમે તેટલી ઉંમર હોય તોયે છોકરા છોકરી જ કહું. પણ પ્રાર્થના વિષે સંશયગ્રસ્ત વિદ્યાર્થી છોકરો હોય કે પુખ્ત ઉંમરનો પુરુષ હોય તોપણ મારી દલીલ તો છે તેની તે જ છે. વિદ્યાર્થી તો સિપાઈ છે (અને સિપાઈ તો ૪૦ વર્ષનો પણ હોય), એક વાર આજ્ઞા-પાલન કરવાનું તેણે સ્વીકાર્યું પછી તેનાથી તેની સામે દલીલ થાય જ નહિ. સિપાઈ અમુક હુકમ પાળવા કે ન પાળવાની મુખત્યારી પોતાની પાસે રાખે તો તે પોતાની ટુકડીમાં ન જ રહી શકે. તે જ રીતે વિદ્યાર્થી સૂઝે તેટલો ડાહ્યો અથવા ઘરડો કેમ ન હોય તોપણ શાળા અથવા મહાવિદ્યાલયમાં ગયો કે તેના નિયમોનો ભંગ કરવાનો હક ગુમાવે છે. આમાં

આપણે વિદ્યાર્થીની બુદ્ધિની કિંમત ઓછી નથી આંકતા કે તેનો અનાદર નથી કરતા. આજ્ઞાપાલન સ્વેચ્છાથી સ્વીકારવામાં તેની બુદ્ધિને લાભ છે. પણ ઉપરના કાગળ લખનારે તો શબ્દોના ત્રાસનું ભારે ઝૂસરું ખુશીથી ઉપાડી લીધું છે. જે જે કાર્ય કરતાં કરનારને અણગમો થાય તે બધામાં પત્રલેખકને બળાત્કારની ગંધ આવે છે. પણ બળાત્કાર કંઈ એક જ જાતનો નથી. તેના અનેક પ્રકારો છે. દાખલા તરીકે પોતે જ સ્વીકારી લીધેલો બળાત્કાર આત્મનિગ્રહ છે. તે બળાત્કારને આપણે છાતી સરસો ચાંપીને તેમાંથી હૂંફ મેળવીએ છીએ. પણ આપણી ઇચ્છા વિરુદ્ધ, અને ઘણી વાર આપણને નામોશી ઉપજાવવાને માટે અને મનુષ્ય તરીકે — કે તમારે છોકરા તરીકે કહેવું હોય તો છોકરા તરીકે — આપણું સ્વમાન લૂંટવાના હેતુથી નાંખવામાં આવેલો નિગ્રહ એવો બળાત્કાર છે કે જેનો પ્રાણને ભોગે પણ ત્યાગ કરવો જોઈએ. સામાજિક અંકુશો સામાન્ય રીતે અનામય હોય છે, અને તેનો ત્યાગ કરીને આપણે પોતાને નુકસાન પહોંચાડીએ છીએ. પેટ પર ચાલવાના હુકમ માનવામાં નામર્દાઈ અને બાયલાપણું છે. એથી વધારે ખરાબ તો આપણને ડગલે અને પગલે ગુલામ બનાવવાને દોડાદોડ કરતા અનેકાનેક વિકારોને વશ થવું એ છે.

પણ પત્રલેખક તો બીજા પણ એક શબ્દની જાળમાં ફસાયેલા છે. એ મહાશબ્દ છે બુદ્ધિવાદ. હું કહું ? મેં ધરાઈ ધરાઈને એનો સ્વાદ ચાખ્યો અને હવે અનુભવે હું નમ્ર બન્યો છું અને બુદ્ધિની ચોક્કસ મર્યાદા સમજતો થયો છું. જેમ અસ્થાને પડેલી વસ્તુ મળ બને છે, તેમ અસ્થાને વપરાતી બુદ્ધિ ગાંડપણ બને છે. જો આપણે બુદ્ધિરાજને જેટલો ઘટે તેટલો જ કર આપીએ તો સૌ સારાં વાનાં થાય.

બુદ્ધિવાદીઓ ખાસા માણસો છે, પણ બુદ્ધિવાદ જ્યારે પોતાને વિષે સર્વશક્તિમત્તા આરોપે છે ત્યારે તે ભયાનક

રાક્ષસ બને છે. બુદ્ધિને સર્વશક્તિમાન માનવી એ પથ્થરને દેવ માનીને પૂજા કરવા જેવી ખરાબ મૂર્તિપૂજા છે.

પ્રાર્થનાના ગુણોની કોણે ગણતરી કરી જોઈ? એનો ગુણ તો અનુભવે જણાય. દુનિયાની સાખ પણ એવી જ છે. કાર્ડિનલ ન્યૂમેને કદી બુદ્ધિનો ત્યાગ નહોતો કર્યો, પણ 'મારે એક ડગલું બસ થાય' એમ જ્યારે તેણે ગાયું ત્યારે બુદ્ધિથીયે પર પ્રાર્થના છે એમ તેણે સ્વીકારેલું. શંકરના જેવો તર્કેશ્વર કોણ હતો? શંકરાચાર્યના તર્કપ્રયોગને ટપી જાય એવું દુનિયાના સાહિત્યમાં કશું નથી. પણ તેણે પણ પ્રાર્થના અને શ્રદ્ધાને પ્રથમ સ્થાન આપ્યું.

આજે દેશમાં જે ક્ષણિક અને ક્ષોભક ઘટનાઓ બની રહી છે તેમાંથી પત્રલેખકે ઉતાવળું અનુમાન ખેંચ્યું છે. દુનિયામાં કઈ વસ્તુનો દુરુપયોગ નથી થઈ શકતો? મનુષ્યના હાથમાં જે જે વસ્તુ આવે છે તે વસ્તુના એવા હાલ થાય જ છે. ઇતિહાસમાં ઘણા ઘોરમાં ઘોર અત્યાચાર ધર્મને નામે થયા છે ખરા. પણ તેમાં વાંક ધર્મનો નથી પણ મનુષ્યની અંદર રહેલા દુર્દમ અસુરનો છે.

હું એવો એકે બુદ્ધિવાદી જાણતો નથી જેણે કદી જ કશું શ્રદ્ધાથી ન કર્યું હોય અને હમેશ જ પોતાનું પ્રત્યેક કૃત્ય બુદ્ધિના આધારે જ કર્યું હોય. પણ આપણે સૌ એવાં કરોડો મનુષ્યો જાણીએ છીએ કે જેઓ જગકર્તાને વિષેના સરળ વિશ્વાસને લીધે પોતાનાં ઠીક ઠીક વ્યવસ્થિત જીવન ગાળ્યે જાય છે. એ વિશ્વાસ એ પ્રાર્થના છે. મેં મારો લેખ જે વિદ્યાર્થીના પત્ર વિષે લખ્યો હતો તે પેલા વિશાળ મનુષ્ય-સમૂહમાંનો એક છે, અને એ લેખ સત્યશોધમાં તેને તથા તેના ભેરુઓને ઠેકાણે રાખવાને માટે લખાયેલો હતો, પત્ર-લેખકના જેવા બુદ્ધિવાદીનો આરામ કે શાંતિ લૂંટી લેવા માટે નહોતો લખાયો.

પણ પત્રલેખકને તો વડીલો અને શિક્ષકો યુવકોને જે રીતે ઘડે છે તેની સામે પણ વાંધો છે. પણ કુમળી વયમાં એ વિઘ્ન તો નડવાનું જ — જો એને વિઘ્ન કહેવાતું હોય તો. ધર્મેતર વિષયની જ કેળવણી આપવી એ પણ કુમળા મગજને અમુક જ ઢબે ઘડવાનો પ્રયત્ન નથી કે? શરીર અને મનને તાલીમ આપી શકાય અને નિયમને આધીન રાખી શકાય એટલું કબૂલ કરવાની પત્રલેખક મહેરબાની કરે છે. પણ જેના વિના શરીર અને મન અર્થ વિનાનાં છે તે આત્માની તેને કશી દરકાર નથી, કદાચ એવો આત્મા છે કે કેમ તે વિષે પણ એને શંકા છે. પણ તે આત્મામાં ન માનતા હોય તેથી તેને લાભ થાય એમ નથી. તેમણે એક વાત કબૂલ કરી એટલે બીજી કબૂલ કર્યે જ છૂટકો છે. કોઈ આસ્તિક માણુસ શા સારુ પત્રલેખકની જ દલીલ કરીને ન કહે કે બીજા જેમ બાળકબાળાઓનાં શરીર અને બુદ્ધિ ખીલવવાનો પ્રયત્ન કરે છે, તેમ હું તેમના આત્માનો વિકાસ કરવા માગું છું? ધાર્મિક શિક્ષણનાં અનિષ્ટો તો સાચી ધર્મવૃત્તિ જાગૃત થશે એટલે દૂર થવાનાં છે. ધાર્મિક શિક્ષણ છોડી દેવું એ તો ખેડવાયાને ખેતીનો યોગ્ય ઉપયોગ નથી આવડતો માટે ખેતરને પડતર રાખી તેમાં ઘાસકાંટા ઊગવા દેવા જેવું છે.

પ્રાચીન વડવાઓની મોટી શોધોમાં પત્રલેખક ઊતર્યા છે તેનો પ્રસ્તુત વિષય સાથે કશો જ સંબંધ નથી. એ શોધોના ઉપયોગ અથવા તેજસ્વિતાની કોણ ના પાડે છે! હું તો નથી જ પાડતો. એ શોધક્ષેત્રો સામાન્ય રીતે બુદ્ધિના ઉપયોગ અને પ્રયોગનાં યોગ્ય ક્ષેત્ર હતાં. પણ એ પ્રાચીનોએ પોતાના જીવનમાંથી શ્રદ્ધા અને પ્રાર્થનાનું અગ્રગણ્ય સ્થાન રદ નહોતું કર્યું. શ્રદ્ધા અને પ્રાર્થના વિનાનું કર્મ સુવાસ વિનાના કૃત્રિમ પુષ્પ જેવું છે. બુદ્ધિને દબાવવાની હું દલીલ નથી કરતો, પણ

જે વસ્તુ આપણામાં રહી રહી બુદ્ધિને પણ પાવન કરે છે તેનો પણ યોગ્ય સ્વીકાર થવો જોઈએ એમ મારું કહેવું છે.

તા. ૧૭-૧૦-’૨૬

# ૬. બુદ્ધિ વિ૦ શ્રદ્ધા

‘મૂર્તિપૂજા’ મથાળાવાળા લેખમાં મેં લખ્યું હતું કે જ્યાં બુદ્ધિ હારી જાય છે ત્યાં શ્રદ્ધાનો આરંભ થાય છે. એટલે શ્રદ્ધા બુદ્ધિથી પર છે. તે ઉપરથી કેટલાક વાચકોને શંકા ઊઠી છે કે જો શ્રદ્ધા બુદ્ધિથી પર હોય તો તે અંધ જ હોવી જોઈએ. મારો મત તેથી ઊલટો છે. અંધશ્રદ્ધા મારા મત પ્રમાણે શ્રદ્ધા જ ન કહેવાય. દાખલા તરીકે જો કોઈ મનુષ્ય શ્રદ્ધાપૂર્વક કહે કે આકાશમાં પુષ્પ હોય છે તો તેની તે વાત બરોબર ન ગણાય. કરોડો માણસોનો પ્રત્યક્ષ અનુભવ તેથી ઊલટો છે. આકાશપુષ્પની હયાતીને માનવી એ શ્રદ્ધા નથી, અજ્ઞાન છે. કારણ કે આકાશમાં પુષ્પ છે કે નહિ એ વાત બુદ્ધિગમ્ય છે, અને આકાશપુષ્પનું ‘નાસ્તિત્વ’ સહેજે બુદ્ધિથી સિદ્ધ થઈ શકે છે. તેથી ઊલટું જ્યારે આપણે કહીએ છીએ કે ‘ઈશ્વર છે,’ ત્યારે આપણા કથનનું નાસ્તિત્વ કોઈ સિદ્ધ કરી શકતો નથી. બુદ્ધિવાદથી ઈશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરવાને માટે ભલે કોઈ ગમે તે પ્રયત્ન કરે, તે ઇષ્ટ છે. છતાં એ બાબતમાં શ્રદ્ધા ન હોય તો થોડીક શંકા તો માણસના મનમાં રહી જ શકે. પણ લાખો અનુભવ ઈશ્વરના અસ્તિત્વને સિદ્ધ કરે છે. શ્રદ્ધાની પુષ્ટિને માટે અનુભવ-જ્ઞાન આવશ્યક છે. છેવટમાં શ્રદ્ધા અનુભવને જ અવલંબે છે. જેને શ્રદ્ધા છે તેને કોઈ વખતે અનુભવ થવાનો જ છે. શ્રદ્ધાવાન કદી અનુભવની આકાંક્ષા નથી રાખતો. કેમ કે

શ્રદ્ધામાં શંકાને સ્થાન નથી. એનો અર્થ એ નહિ કે શ્રદ્ધામય મનુષ્ય જડવત્ અથવા જડ જ બની જાય છે. જે માણસમાં શુદ્ધ શ્રદ્ધા છે તેની બુદ્ધિ જાગૃત હોય, તે પોતાની બુદ્ધિથી જાણે છે કે બુદ્ધિથી પણ વધારે — પર — એક વસ્તુ છે. અને તે શ્રદ્ધા છે. જ્યાં બુદ્ધિ નથી પહોંચી શકતી ત્યાં શ્રદ્ધા પહોંચે છે. બુદ્ધિનું મૂળ મગજમાં છે. શ્રદ્ધાનું હૃદયમાં છે. અને એ તો જગતનો અવિચ્છિન્ન અનુભવ છે કે બુદ્ધિબળથી હૃદયબળ હજારોગણું વધારે છે. શ્રદ્ધાથી વહાણો ચાલે છે. શ્રદ્ધાથી મનુષ્ય પુરુષાર્થ કરે છે. શ્રદ્ધાથી તે અચળ પર્વતને ચલાયમાન કરી શકે છે. શ્રદ્ધાવાનને કોઈ પણ પરાજિત કરી શકતો નથી. બુદ્ધિમાનને હમેશ પરાજયનો ડર રહે છે. બાળક પ્રહ્લાદમાં બુદ્ધિની અછત હોઈ શકે પણ તેની શ્રદ્ધા મેરુની જેમ અચળ હતી. શ્રદ્ધામાં વિવાદને સ્થાન નથી. એટલે એકની શ્રદ્ધા બીજાને કામ નહિ આવી શકે. એક મનુષ્ય શ્રદ્ધાથી નદી ઓળંગી શકે છે. પણ બીજા કોઈ એનું યાંત્રિક રીતે અનુકરણ કરશે તો તે જરૂર બૂડી મરશે. તેથી ભગવાન કૃષ્ણે ગીતાના સત્તરમા અધ્યાયમાં કહ્યું છે : 'यो यच्छ्रद्धः स एव सः' તુલસીદાસજીની શ્રદ્ધા અલૌકિક હતી. એમની શ્રદ્ધાએ હિંદુ સંસારને રામાયણ જેવા ગ્રંથરત્નની પ્રસાદી ભેટ આપી છે. રામાયણ એ વિદ્વત્તાથી પરિપૂર્ણ ગ્રંથ છે. પણ એમાંની ભક્તિના મહત્ત્વની પાસે વિદ્વત્તા કંઈ જ નથી. શ્રદ્ધાથી બુદ્ધિનું ક્ષેત્ર જુદું છે. શ્રદ્ધાથી અંતર્જ્ઞાન અને આત્મજ્ઞાનની વૃદ્ધિ થાય છે, એટલે કે અંતઃશુદ્ધિ થાય છે; બુદ્ધિથી બાહ્ય જ્ઞાન અથવા ભૌતિક જ્ઞાનની વૃદ્ધિ થાય છે. અંતઃશુદ્ધિ સાથે તેનો કાર્યકારણનો સંબંધ નથી. અતિશય બુદ્ધિશાળી લોકો અતિશય ચારિત્રહીન પણ જોવામાં આવે છે. પણ શ્રદ્ધાની સાથે ચારિત્રશૂન્યતા હોઈ જ નહિ શકે. આ

ઉપરથી વાચક સમજી શકશે કે કેવી રીતે એક બાળક પણ શ્રદ્ધાની પરાકાષ્ઠાએ પહોંચી શકે છે, જોકે એની બુદ્ધિ તો મર્યાદિત જ હોય છે. આવી શ્રદ્ધા મનુષ્ય કેવી રીતે મેળવે? એનો ઉત્તર ગીતાજીમાં, રામચરિતમાનસમાં આપ્યો છે: શ્રદ્ધા ભક્તિથી અને સત્સંગથી મળે છે.

सत्संगतिः कथय किं न करोति पुंसाम् ।

'કહો, સત્સંગ માણસને શું નથી કરી શકતો?'

તા. ૬–૧૦–'૨૯

## ૭. સત્ય એટલે શું?

અંગ્રેજી ધર્મશાસ્ત્રમાં એક કથા છે. તેમાં એક ન્યાયાધીશે સવાલ કરેલો 'સત્ય શું છે?' તેનો જવાબ તેને મળ્યો નહિ. હિંદુ ધર્મશાસ્ત્રમાં સત્યને સારુ હરિશ્ચંદ્રે સર્વસ્વ દીધું ને પોતે સ્ત્રીપુત્રાદિ સુધ્ધાં ચાંડાળને ત્યાં વેચાયો. (તે કાળે અસ્પૃશ્યતાની શી સ્થિતિ હશે?) ઇમામ હસન ને હુસેને સત્યને ખાતર પોતાનો જીવ ખોયો.

એમ છતાં પેલા ન્યાયાધીશે પૂછેલા સવાલનો જવાબ નથી મળ્યો. હરિશ્ચંદ્ર પોતે જાણતો હતો તે સત્યને સારુ ખુવાર થયો ને અમર થયો. ઇમામ હુસેને પોતે જાણ્યું તે સત્યને સારુ પ્યારો દેહ દીધો. પણ હરિશ્ચંદ્રનું સત્ય ને ઇમામ હુસેનનું સત્ય તે આપણું હોય કે ન હોય.

પણ આવા પરિમિત સત્ય ઉપરાંત એક શુદ્ધ સત્ય છે જે અખંડ છે, સર્વવ્યાપક છે. પણ તે અવર્ણનીય છે. કેમ કે સત્ય એ જ પરમેશ્વર છે અથવા પરમેશ્વર જ સત્ય છે. બીજું બધું મિથ્યા — ખોટું — છે. એટલે માત્ર પ્રમાણમાં જ બીજા બધામાં સત્ય હોય તે ખરું.

તેથી જે સત્યને જાણે છે, મનથી, વાચાથી, કાયાથી સત્ય જ આચરે છે, તે પરમેશ્વરને ઓળખે છે. તેથી તે ત્રિકાળદર્શી થાય છે. તેને આ દેહે મોક્ષ છે.

એવો એક સત્યાચરણી પણ જો ડિસેમ્બરની ૩૧મી પહેલાં તૈયાર થાય તો સ્વરાજ આજ છે.

આપણામાંના કેટલાક માત્ર સત્યાગ્રહી છીએ, સત્ય આચરવાનો આગ્રહ રાખનારા છીએ. અને તે પણ ભાગ્યે વાણીના સત્યને પહોંચી વળીએ છીએ. આમ વિચારતાં સત્યવ્રતનું પાલન એ સહેલી વસ્તુ નથી.

એક મિત્રે પૂછ્યું, 'તમે સત્યવ્રતનું પાલન કરનાર છો, છતાં તમે શ્રીયુત દાસના તારનો અર્થ તમારા પક્ષમાં ખેંચી લીધો ને બંગાળાના પંદરને બદલે પચીસ લાખ જાહેર કર્યા તેમાં તમે સૂક્ષ્મ અસત્યનું આચરણ ન કર્યું ?' મેં મારા પક્ષનો અર્થ ખેંચવાનો પ્રયાસ તો કર્યો જ ન હતો; પોતાને ભાવતો અર્થ કરવાની મને ટેવ નથી. પણ મેં તે તારનો અર્થ કરવામાં ઉતાવળ કરી. એ તાર રાતના બાર વાગ્યા પછી મળેલો. આ કંઈ બચાવને ખાતર નથી કહેતો પણ એમ જણાવવા કે સત્ય તો શૂળીએ પણ તેવું ને તેવું જ ઝળકવું જોઈએ. જે ત્રણે કાળે સત્ય જ આચરવા ઇચ્છે છે, તેનાથી એવી ઉતાવળ ન થાય. વળી સત્યાચરણી અજાણ્યે પણ અસત્ય ન વદે, ન આચરે. તે અસત્ય કરવા કે કહેવા અસમર્થ બની જાય છે. એ વ્યાખ્યા પ્રમાણે મેં સત્યનો ભંગ અવશ્ય કર્યો.

મને સંતોષ જ એટલો છે કે હું સત્યનો આગ્રહ રાખવા સિવાય એ વ્રતને વિષે વધારે દાવો કરતો જ નથી. મારાથી જાણીને અસત્ય ભાષણ થાય જ નહિ. જાણી જોઈને ને તે પણ મારા પૂજ્ય પિતાશ્રીને છેતરવાના એક જ પ્રસંગ સિવાય મારી જિંદગીમાં બીજો પ્રસંગ મને તેવો

જૂઠનો યાદ નથી. સત્ય કહેવું ને કરવું એ મારો સ્વભાવ થઈ પડયો છે. પણ જે સત્યને હું પરોક્ષ રીતે ઓળખું છું, તે સત્યનું પાલન કરવાનો મારાથી દાવો કરાય તેમ જ નથી. મારાથી અજાણપણે પણ અતિશયોક્તિ થઈ જાય, આત્મશ્લાઘા થઈ જાય, કરેલા કાર્યનું વર્ણન કરવામાં રસ આવી જાય. આ બધામાં અસત્યની છાયા છે ને સત્યની કસોટીએ તે ન ચડી શકે. જેનું જીવન સત્યમય છે, એ તો શુદ્ધ સ્ફટિક મણિના જેવું હોય. તેની પાસે અસત્ય એક ઘડી પણ ન નભે. સત્યાચરણીને કોઈ છેતરી જ ન શકે. કેમ કે તેની પાસે અસત્ય બોલવું એ અશક્ય હોવું જોઈએ. જગતમાં આકરામાં આકરું વ્રત સત્યનું છે. લાખો મથે તેમાંથી કોઈક જ એ જ જન્મમાં પાર ઊતરે.

મારી પાસે કોઈ અસત્ય બોલે ત્યારે મને તેની ઉપર ક્રોધ થવાને બદલે મારા પોતાની ઉપર વધારે ચડે છે. કેમ કે હું જાણું છું કે મારામાં હજુ અસત્યનો વાસ ઊંડે ઊંડે પડયો જ છે.

સત્ય શબ્દની ઉત્પત્તિ સત્‌માંથી છે. સત્‌ એટલે હોવું. ત્રણે કાળમાં એક જ રૂપે હસ્તી એકમાત્ર પરમાત્માની છે. એવા સત્યની ભક્તિ કરી, તે સત્યને જેણે પોતાના હૃદયમાં સદાને સારુ વાસ આપ્યો છે, તેને શતકોટી નમન હજો. એ સત્યની સેવા કરવા હું મથી રહ્યો છું. તેને સારુ હિમાલયની ટોચ પરથી પડવા જેટલી હિંમત મારામાં છે એમ માનું છું. છતાં હું હજુ તેથી બહુ દૂર છું એનું મને ભાન છે. જેમ હું નજીક પહોંચતો જાઉં છું તેમ મને મારી અશક્તિનું ભાન વધારે ને વધારે થતું જાય છે, ને તેમ મને તે જ્ઞાન નમ્ર બનાવે છે. પોતાનું નજીવાપણું ન જાણવું ને અભિમાન રાખવું એ બનવા જોગ છે. પણ જે જાણે છે તેનો ગર્વ ઊતરી જાય છે. મારો તો ક્યારનોયે

ઊતરી ગયો છે. તુલસીદાસે પોતાને શઠની ઉપમા આપી તે હું બરોબર સમજી શકું છું. એ મારગ શૂરાનો છે, કાયરનું ત્યાં કામ નથી. ચોવીસે કલાક જે પ્રયત્ન કરે, ખાતાં, બેસતાં, સૂતાં, કાંતતાં, શૌચ જતાં—દરેક ક્રિયા કરતાં—જે કેવળ સત્યનું જ ચિંતવન કરે તે જરૂર સત્યમય બને. અને જ્યારે સત્યનો સૂર્ય કોઈમાં સંપૂર્ણ પ્રકાશે છે ત્યારે તે છૂપો રહેતો નથી. ત્યારે તેને બોલવાપણું કે સમજાવવાપણું રહેતું નથી. અથવા તો તેના બોલમાં એટલું જોર ભરેલું હોય છે, એટલો જીવ ભર્યો હોય છે કે તેની અસર લોકો ઉપર તુરત થાય છે. એવું સત્ય મારામાં નથી. પણ એ માર્ગે વિચરતો હોવાથી જ્યાં ઝાડ જેવું ન હોય ત્યાં એરંડો પ્રધાન હોય એવી મારી દીન દશા છે.

સત્યમાં પ્રેમ હોય. સત્યમાં અહિંસા, બ્રહ્મચર્ય, અસ્તેય આદિનો સમાવેશ થઈ જાય છે. કેવળ સગવડને ખાતર યમો પાંચ ગણાવ્યા. સત્યને જાણ્યા પછી હિંસા કરે તે સત્યને છોડે, સત્યને જાણ્યા પછી જે વ્યભિચાર કરે તે તો સૂરજ છતાં અંધારાની હસ્તી માન્યા જેવું થયું. આવા શુદ્ધ સત્યનું સંપૂર્ણ પાલન કરનાર એક માણસ પણ આ વર્ષના અંત પહેલાં નીકળી પડે તો સ્વરાજ મળે જ. કેમ કે તે કહે તે સહુને માનવું જ પડે. સૂરજનો પ્રકાશ કંઈ બતાવવો નથી પડતો. સત્ય સ્વયંપ્રકાશ છે ને સ્વયંસિદ્ધ છે. એવું સત્યાચરણ આ વિષમ કાળને વિષે કઠિન છે પણ અશક્ય નથી એ હું જાણું છું. એવા સત્યના આગ્રહી આપણે ઘણા થોડેઘણે અંશે પણ થઈએ તો સ્વરાજ મેળવીએ. એવા સત્યના સખત આગ્રહી આપણે થોડા પણ થઈએ તોયે મળે. પણ આપણે સાચા હોવા જોઈએ. સત્યને બદલે સત્યનો ડોળ નહિ ચાલે. ભલેને રૂપિયે આની હો, પણ તે સત્ય જ હોવું જોઈએ. થોડાઘણા સત્યમાં

પણ ભૂલેચૂકે જાણી જોઈને બોલાયેલા અસત્યનો સમાવેશ તો ન જ કરે. આ ધર્મયજ્ઞમાં આપણે બધા સત્યનું સેવન કરતા થઈ જઈએ એવી મારી મહત્ત્વાકાંક્ષા છે.

તા. ૨૦–૧૧–'૨૧

## ૮. સનાતન દ્વંદ્વયુદ્ધ

એક મિત્ર લખે છે :

"અહિંસાની ગૂંચ વિષેના ૧૧મી ઑક્ટોબરના 'યંગ ઇંડિયા'ના તમારા લેખમાં તમે અતિશય સ્પષ્ટતાથી બતાવી શક્યા છો કે નામર્દી અને અહિંસા બે વિરોધી વસ્તુઓ છે. તમારી દલીલમાં ક્યાંયે શંકાને સ્થાન નથી. પણ સવાલ આ ઊઠે છે: માણસ નામર્દી કેમ કાઢી શકે? માણસની ટેવોમાંથી તેનું ચરિત્ર બંધાય છે, ત્યારે આપણે આપણી જૂની ટેવો કઈ રીતે કાઢી શકીએ, અને હિંમતની, સમજણની ને સાહસની નવી ટેવો કઈ રીતે બાંધી શકીએ? મને આટલો તો વિશ્વાસ છે કે જૂની ટેવો રદ કરી શકાય છે, અને વધારે સારી ઉમદા ટેવો પાડી શકાય છે, અને તેમ કરીને માણસ પોતાનું ચારિત્ર ઘડી શકે છે. મને લાગે છે કે તમે પ્રાર્થના, વ્રતો, અભ્યાસ, વગેરેની ટેવ પાડેલી છે, અને માણસ કેમ એ વડે નવું જીવન ઘડી શકે છે એ તમે જાણો છો. ત્યારે એ વિષે કંઈક નહિ લખો? તમારા અનુભવનો લાભ 'યંગ ઇંડિયા'ના વાંચનારને નહિ આપો?"

આ પ્રશ્નના ગર્ભમાં જગતમાં ચાલી રહેલા સનાતન દ્વંદ્વયુદ્ધનો સમાસ થઈ જાય છે. એનું આબેહૂબ ચિત્ર મહાભારતકારે ઇતિહાસને બહાને આપી દીધું છે. એ યુદ્ધ અબજોનાં હૃદયમાં નિત્ય ચાલી રહ્યું છે. પોતાની જૂની કુટેવોને બદલવાને, તેનામાં રહેલી ખરાબ વાસનાઓને જીતવાને, અને જે સત્ છે તેને તેનું યોગ્ય સ્થાન આપવાને મનુષ્ય

સરજાયેલો છે. ધર્મ જો આપણને આટલું ન શીખવતો હોય તો તે કાંઈ કામનો નથી. પણ આ પુરુષાર્થ સાધવાને સારુ કોઈ સીધો અને સટ માર્ગ આજ લગી જડયો નથી. આપણામાં નામર્દી એ કદાચ મોટામાં મોટો દોષ છે અને તેવડી જ મોટી તે હિંસા છે. ખુનામરકી ઇત્યાદિ જેને આપણે હિંસાને નામે ઓળખીએ છીએ તેના કરતાં નામર્દી એ મોટો દોષ છે એ વિષે તો કાંઈ શંકા જ નથી. કેમ કે તેનું મૂળ આપણી ઈશ્વરને વિષે રહેલી અશ્રદ્ધામાં અને તેના ગુણોના અજ્ઞાનમાં છે. પણ મારે દિલગીરીની સાથે કબૂલ કરવું જોઈએ કે નામર્દી ઇત્યાદિ દોષો કેમ કાઢી શકાય એનું જ્ઞાન અથવા એ વિષેની ચોકસ સલાહ આપવાની મારામાં શક્તિ નથી. હા, હું એક કામ કરી શકું છું ખરો. હું મારો પુરાવો આપી શકું છું અને કહી શકું છું કે પોતાના દોષોનું નિવારણ કરવાને સારુ મનુષ્યની પાસે મોટામાં મોટું શસ્ત્ર એ અંતરમાં ઊઠેલો આર્તનાદ અથવા તો પ્રાર્થના છે. જ્યાં સુધી આપણામાં ઈશ્વરને વિષે જીવતી ઉજ્જવળ શ્રદ્ધા ન હોય ત્યાં સુધી પ્રાર્થના એ કેવળ પ્રલાપ છે.

જેને આપણે આસુરી અને દૈવી વૃત્તિઓનું દ્વંદ્વયુદ્ધ કહીએ છીએ તેને ખ્રિસ્તી ધર્મ અને ઇસ્લામ ખુદા અને શૈતાનને નામે વર્ણવે છે. જરથોસ્તી દાદા અહુરમઝ્દ અને અહરીમાનની વચ્ચે ચાલતું યુદ્ધ ગણાવે છે. આવા પ્રખ્યાત યુદ્ધને વિષે આપણે પસંદગી કરવાની રહેલી છે કે આપણે કયા પક્ષનો આશ્રય લઈશું. એટલે પ્રાર્થનાનો અર્થ એ થયો કે આપણે રાવણના પં[illegible]ી નીકળવાને સારુ રામની સાથે અતૂટ સંબંધ બાંધ્યો, તેને આપણે સર્વાર્પણ કર્યું. આવી પ્રાર્થના એ કાંઈ મોઢાનો બકવાદ નથી. એ તો હૃદયના ઊંડામાં ઊંડા ઉદ્‌ગાર છે, જે આપણા દરેક વચનમાં, દરેક વર્તનમાં અને દરેક વિચારમાં જોઈ શકાય. જ્યારે

આપણી ઉપર એક પણ મલિન વિચાર સવાર થઈ બેસે ત્યારે આપણે અચૂક સમજવું કે આપણે કરેલી પ્રાર્થના કેવળ જીભેથી કરેલું ઉચ્ચારણ જ હતું. અને જો પ્રત્યેક મલિન વિચારના વિજયને વિષે આપણે એમ કહી શકીએ તો વાચા અને વર્તન વિષે તો કહીએ જ શું? અંતરની પ્રાર્થના એ આ ત્રિવિધ તાપના નિવારણનું રામબાણ ઔષધ છે. આવી પ્રાર્થનાના આરંભમાં જ આપણે સફળતાને જોઈ નથી શકતા, એમ છતાં શ્રદ્ધાપૂર્વક આપણે પ્રાર્થનારૂપી હોડીને વળગી રહેવાનું છે, પછી ભલે સફળતાનાં દર્શન કરતાં આપણને મહિનાઓ જાય કે વર્ષો જાય. એનું નામ જ શ્રદ્ધા છે. અને આપણાં વર્ષો તે ઈશ્વરની એક પળ બરાબર છે. તેથી જો આપણે પ્રાર્થનાની સફળતાનો સાક્ષાત્કાર કરવા ઇચ્છતા હોઈએ, તો આપણામાં અખૂટ ધીરજ હોવી જોઈએ. અસંખ્ય મુનિઓ, ઋષિઓ, ઓલિયાઓએ પોતાની શ્રદ્ધાના બળ વડે પ્રાર્થનામાં લોહીનાં આંસુ ઢાળ્યાં છે, હાડકાંની અને માંસની સુકવણી કરી છે. આપણા રસ્તામાં કાદવ, કીચડ, જંગલ, ઘોર અંધારું, ઝાંખરાં, પહાડો, ખાઈઓ, વાઘ, વરુ, અનેક જાતના ભયો અને ત્રાસો આવવાનાં જ છે. તેમ છતાં નામર્દ ન થઈને એ બધી મુસીબતોની સામે થવાની હિંમત આપણે કેળવવી રહેલી છે. પ્રાર્થનામય પુરુષના શબ્દકોષમાં પાછા હઠવું, હાર ખાવી, પલાયન કરવું, એવી વસ્તુ જ નથી.

મેં આ લખ્યું છે એ કાંઈ કાલ્પનિક ચિત્ર નથી. મેં તો આધ્યાત્મિક ક્ષેત્રમાં પ્રવીણ થયેલા ઋષિઓ, મુનિઓ, અવતારો અને પેગંબરોના અનુભવોનો શુદ્ધ સાર આપ્યો છે. પોતાના દોષોની સામે તેમણે કેમ વિજય મેળવ્યો તેનો ઇતિહાસ આપણી પાસે મોજૂદ છે. એ ઇતિહાસ એટલે ભૂતકાળમાં થઈ ગયેલી હોય એવી બીનાઓ વિષે કેવળ

અનુમાન નહિ, પણ આજે પણ અનુભવગમ્ય એવી એ ચમત્કારી વાતો છે. તેમાં મેં મારો પોતાનો અલ્પ અનુભવ પણ મેળવ્યો છે. જેમ જેમ વર્ષો વીતતાં જાય છે, તેમ તેમ હું દીવા જેવું સ્પષ્ટ જોઈ શકું છું કે આ જગતમાં મેળવવા જેવું જે કાંઈ મેળવ્યું છે તે શ્રદ્ધા અને પ્રાર્થનાને આધારે મળેલું છે. આ અનુભવ એક ક્ષણની વસ્તુ નથી, થોડા દહાડા કે એક હપતાની વાત નથી, પણ લગભગ ૪૦ વર્ષોનો એકધારાએ ચાલતો આવેલો અનુભવ છે. મારે ભાગે નિરાશાઓ આવેલી છે, ઘોર અંધકાર અનુભવ્યો છે. ચોમેરથી ‘પાછા હઠો’ એવા ભણકારા કાને સાંભળેલા છે. ‘જોજો પસ્તાશો’ એવી સાવચેતીના અવાજો આજે પણ સાંભળી રહ્યો છું. બધાથી પણ ચડી જાય એવા સૂક્ષ્મ અને લલચાવે એવા અભિમાનના હુમલાઓનાં પણ મને તાજાં સ્મરણ છે. એમ છતાં હું કહી શકું છું કે મારી શ્રદ્ધા એ બધા શત્રુઓને રામની મદદથી હાંકી શકી છે. અને મારે કબૂલ કરવું જોઈએ કે મારી શ્રદ્ધા હું જે પ્રમાણમાં તે માગું છું તે પ્રમાણમાં હજુ તો નહિ જેવી છે; પણ આટલું કહી દઉં કે જો આપણામાં એવી ખરી શ્રદ્ધા હોય, પછી ભલે અંશમાત્ર હોય, આપણી પ્રાર્થના એ અંતરના જ ઉદ્ગાર હોય, પછી ભલે તે ગમે તેવા મંદ હોય, તો આપણે ઈશ્વરની પરીક્ષા કોઈ દિવસે નહિ કરીએ. તેની સાથે સાટું ન કરાય. જે દીકરો બાપની સાથે સાટું કરે છે, તે દીકરો નથી. જે મિત્ર મિત્રની પાસેથી ખોળાધરી માગે છે, તે મિત્ર નથી. જે પત્ની પતિની પાસેથી શરતનામું માગે છે, તે પત્ની નથી. અને ઈશ્વર એ તો મહાન પિતા છે, સાચો મિત્ર છે, એક જ પતિ છે, એ સર્વસ્વ છે. બડાદાદાએ એક વખતે મને નાનકડો સરખો મીઠો કાગળ લખ્યો હતો, તેના

લખાણનો ભાવાર્થ એ હતો કે જે શૂન્યતાને નથી પામ્યો તે ભક્ત કહેવાને લાયક નથી. આપણે તેની પાસે જ્યાં લગી ખાલી હાથે ન જઈએ, આપણી અશક્તિનો નમ્રતાપૂર્વક તેની પાસે સ્વીકાર ન કરીએ, ત્યાં સુધી આપણને મલિન વૃત્તિઓરૂપી અસંખ્ય રાક્ષસોની સામે વિજય મેળવવાને શક્તિ મળતી નથી. તેથી જ ભક્ત કવિએ ગાયું છે :

'ભક્તિ શીશ તણું સાટું',
આગળ વસમી છે વાટું''

તા. ૨૩-૧૨-'૨૮

## ૯. અંતઃકરણનો અવાજ

એક પત્રકાર કહે છે, 'આજકાલ અંતઃકરણના અવાજનું ભૂત નાચી રહ્યું છે. પણ કેટલાકનાં અંતઃકરણ પાપમાં એવાં રીઢાં થઈ ગયેલાં જણાય છે કે તેને પાપ જ પુણ્ય લાગે. કેટલાકનું અંતઃકરણ પારકાના દોષ જ જુએ છે. આવા અંતઃકરણના અવાજને શું કરીએ ? જુઓ આજકાલનાં વર્તમાનપત્રો. બધા અધિપતિઓ અંતઃકરણપૂર્વક લખે છે પણ તેમાં ઝેરી ટીકા સિવાય કંઈ જ જોવામાં આવતું નથી. તમે તો એક વેળા કહેલું કે જેને તેને લખવાનો અધિકાર નથી. પણ આજ તો બધા અધિકાર લઈ બેઠા લાગે છે. આનું તમે કેમ કંઈ લખતા નથી ?'

આ બધું લખાણ યથાર્થ છે પણ એવા દોષો અનિવાર્ય છે. સાચાને નામે ખોટા ધૂતી ખાય તેથી કંઈ સાચાનો ત્યાગ કરાય છે ? અંતઃકરણ એ કેળવ્યે માણસને મળે છે. એ મનુષ્યમાત્રમાં સ્વભાવે જ નથી હોતું. એની કેળવણીને સારુ બહુ પવિત્ર વાતાવરણ જોઈએ, સતત પ્રયાસ જોઈએ. એ અતિશય નાજુક વસ્તુ છે. બાળકોને અંતઃકરણના અવાજ

જેવું કંઈ નથી. જેઓ જંગલી ગણાય છે તેને અંતઃકરણ નથી હોતું. અંતઃકરણ એટલે ખેડાયેલી બુદ્ધિની વાટે આપણા અંતરપટમાં પડતો પડઘો. એટલે દરેક માણસ અંતરના અવાજનો દાવો કરે એ હાસ્યજનક કહેવાય.

તેમ છતાં બધા તેનો દાવો કરે તેથી ગભરાઈ જવાની કશી જરૂર નથી. અંતઃકરણને નામે થયેલો અધર્મ ટકવાનો નથી. વળી અંતરના અવાજને બહાને વર્તન ચલાવનારા દુઃખ વેઠવા તૈયાર હોતા નથી. તેવાઓનો વેપાર થોડી ક્ષણ ચાલી અટકી જ જશે. એટલે એ દાવો ગમે તેટલા મનુષ્યો કરે તેમાંથી જગતનું અનિષ્ટ નહિ થાય. જેમણે એવી સૂક્ષ્મ વસ્તુની સાથે ખેલ ખેલ્યો હશે તેમનો નાશ સંભવે છે. બીજાનો નહિ. વર્તમાનપત્રો આમાં કંઈક દૃષ્ટાંતરૂપે છે. ઘણાં વર્તમાનપત્રો લોકસેવાને નામે આજે કેવળ ઝેર ફેલાવી રહ્યાં છે. પણ એ વેપાર લાંબી મુદત સુધી ચાલવાનો નથી. પ્રજા તેથી કાયર થવાની જ છે. પંજાબ આ બાબતમાં મહા ગુનેગાર છે. એવાં ખરાબ પત્રો ચાલી જ શકે છે એ નવાઈ છે. લોકો તેને ઉત્તેજન કેમ આપે છે ? જ્યાં સુધી શાહુકાર હોય ત્યાં સુધી ચોર ભૂખે ન મરે. એ જગ્યાએ પ્રજાનો અમુક ભાગ ઝેરી લખાણો વાંચવા તૈયાર છે ત્યાં લગી એવાં છાપાં પણ ચાલશે જ. તેનું ઔષધ પ્રજામતની શુદ્ધ કેળવણી એ જ છે.

તા. ૨૪–૮–'૨૪

## ૧૦. અંતરનાદ એટલે ?

એક ભાઈ પૂછે છે :

"આપ અંતરનાદની વાત કરો છો, તો દરેક માણસ પોતાના આચરણના બચાવમાં અંતરનાદની વાત કરશે. ખૂની

કહેશે કે મને ખૂન કરવાનો અંતરનાદ થયો હતો. તો એ બરોબર ગણાશે? દરેક માણસને અંતરનાદની વાત કરવાનો હક નથી? માણસનું દરેક કાર્ય અંતરની પ્રેરણાથી નથી થતું?"

તમે કહો છો એ તાત્ત્વિક દૃષ્ટિએ સાચું છે, પણ 'અંતરનાદ' કોને કહેવાય એની તમને સ્પષ્ટ કલ્પના ન હોય તો એ સિદ્ધાંત વ્યવહારમાં લાગુ ન પાડી શકાય. સત્યનું તાદૃશ જ્ઞાન — સાક્ષાત્કાર — એટલે અંતરનાદ, એમ હું માનું છું. અને આપણુને સત્યનું સંપૂર્ણ દર્શન થતું નથી, આપણે જે સત્ય જોઈએ છીએ તે અપૂર્ણ હોય છે, તેથી આપણે જગતના ઋષિઓને આપણા માર્ગદર્શક માનીએ છીએ ને તેમને અનુસરીએ છીએ. સત્યનો સાક્ષાત્કાર કરી શકાય એને માટે ચોક્કસ નિયમો ઘડાયેલા છે; એનું પાલન કરીને જ સત્યનું દર્શન કરી શકાય. એટલે, જેમ ભૂમિતિનું શિક્ષણ લીધા વિના ભૂમિતિનું જ્ઞાન ન મળી શકે, તેમ આવશ્યક સાધના કર્યા વિના કોઈ ને પણ અંતરનાદ સંભળાઈ શકે છે એમ કહી ન શકાય. એટલે, મારી વ્યાખ્યા પ્રમાણે, ખૂની પોતાના ખૂનનો બચાવ અંતરનાદનું નામ દઈ ને ન કરી શકે.

'હરિજનબંધુ,' તા. ૫–૧૧–'૩૩

## ૧૧. મૃત્યુનું રહસ્ય

[એક પ્રવચન. 'દેશબંધુનું સ્મરણ' એ લેખમાંથી
— પ્રકાશક]

"આશ્રમમાં હું ઘણીવાર બોલું છું, પણ તે મારાં જ માણસો આગળ. તેઓ મને સમજે, મને નભાવી લે, વળી પ્રસંગ ઊભા થાય તેમ હું ગીતામાંથી કાંઈક ઘટાવી લઉં. અને આમ છતાં તેને ધાર્મિક પ્રવચનનું નામ પણ ન અપાય.

ધર્મ એટલે મારે મન ધર્માચરણ. પ્રવચનની કોઈ વાર જરૂર હોય, પણ દરેક ધાર્મિક માણસ પ્રવચન કરી જ શકે એમ નથી, જો કે પ્રવચન કરનારનું જીવન ધર્મનિષ્ઠ હોવું જોઈએ એ સાચું.

"ગીતા એ મારે માટે એક શાશ્વત માર્ગદર્શિકા છે. મારા દરેક કૃત્યને માટે ગીતામાંથી હું આધાર શોધું, અને ન મળે તો તે કાર્ય કરતો અટકું અથવા અનિશ્ચિત રહું. એટલે મૂંઝવણ છતાં મેં બોલવાની હા પાડી ત્યારે વિચાર કર્યો કે મૃત્યુ અને જન્મના રહસ્ય ઉપર કંઈક કહેવું. જ્યારે જ્યારે મને મારા કુટુંબીઓનાં કે સ્નેહીઓનાં મરણના પ્રસંગ આવ્યા છે ત્યારે ત્યારે મેં ગીતાને જ યાદ કરી છે. અને ગીતામાંથી એ જ વસ્તુ મળે છે કે મૃત્યુનો શોક હોય જ નહિ. મારી આંખમાંથી કોઈ વાર આંસુ નીકળ્યાં હશે તો તે કેવળ નબળાઈને લીધે, અનિચ્છાએ. હું જ્યારે દેશબંધુના સમાચાર સાંભળીને સ્તબ્ધ થયો અને મારી આંખમાંથી આંસુ નીકળ્યાં તેનો વિચાર કરું છું, ત્યારે મને તે નબળાઈનું જ પરિણામ લાગે છે. આજે આપણે ગીતાજીમાંથી કંઈક આશ્વાસન મેળવીએ.

"મેં ઘણીવાર કહ્યું છે કે ગીતાજી એ એક મહારૂપક છે. એમાં બે પક્ષોના યુદ્ધની વાત છે એમ મને લાગતું જ નથી અને એ મારી માન્યતા જેલમાં મેં મહાભારત વાંચ્યું તેથી મજબૂત થઈ. મહાભારત પોતે જ મને તો એક મહાધર્મગ્રંથ લાગે છે. એમાં ઐતિહાસિક ઘટનાઓ છે, પણ એ ઇતિહાસ નથી. સર્પસત્ર જેવી વસ્તુ વાંચીએ ત્યારે શું શબ્દાર્થ લઈને આપણાથી સંતોષ મનાય? તો તો વહેમથી આપણે ગૂંગળાઈ જવું પડે. કવિ ઇતિહાસકાર નથી એમ પોતે જ દાંડી પીટીને કહે છે. ત્યારે ગીતાજીમાં તો આપણા અંતરમાં ચાલતું યુદ્ધ વર્ણવેલું છે, અને તે યુદ્ધ વર્ણવવા માટે

તે કેટલીક સ્થૂલ ઐતિહાસિક ઘટનાઓનો ઉપયોગ કરે છે ખરો, પણ તેનો ઉદ્દેશ તો આપણા હૃદયની અંદર દીવો કરીને તે હૃદય આપણી પાસે તપાસાવવાનો છે. બીજા અધ્યાયને અંતે તમે આવો કે ઐતિહાસિક યુદ્ધની વાત થતી હોય એવી શંકા પણ કરવી અશક્ય થઈ પડે છે. સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ અર્જુન જાણવા ઇચ્છે, અને યુદ્ધમાં પ્રવૃત્ત થયેલાને ભગવાન તે લક્ષણ કહેવા માંડે એ વિચિત્ર ભાસે છે.

"પણ મારે તો તમને મૃત્યુનું રહસ્ય કહેવાનું છે. જો તમે ગીતા એ રૂપક છે એમ માનવામાં મારી સાથે મળતાં થાઓ તો ગીતા પ્રમાણે મૃત્યુનું રહસ્ય પણ સમજી શકશો.

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥

"એ શ્લોકમાં બધું રહસ્ય ઠાલવેલું છે. અનેક શ્લોકમાં વારીવારીને કહેલું છે કે શરીર એ 'અસત્' છે. 'અસત્' એટલે 'માયા' નહિ, કદી કોઈ પણ રૂપમાં ઉત્પન્ન થયું જ નથી એવું નહિ; પણ તેનો અર્થ ક્ષણિક, નાશવંત, પરિવર્તનશીલ છતાં આપણો આખો જીવનવ્યવહાર એ શરીરને શાશ્વત સમજીને જ લેવામાં આવે છે. આપણે શરીરને પૂજીએ છીએ, શરીરને વળગીએ છીએ — આ બધું હિંદુધર્મની વિરુદ્ધ છે. જો હિંદુધર્મમાં એક વસ્તુ ચોખ્ખી ચાંદરણા જેવી કરેલી હોય તો તે શરીરની અને દૃશ્ય પદાર્થોની અસતતા છે. છતાં આપણે જેટલા મૃત્યુથી ડરીએ છીએ, રોઈએ-કૂટીએ છીએ તેટલા ભાગ્યે જ કોઈ ડરતા હશે કે રોતા હશે. મહાભારતમાં તો રુદનથી મૃત આત્માને સંતાપ થાય છે એમ કહેવામાં આવ્યું છે. અને મૃત્યુને ભીષણ વસ્તુ ન માનવામાં આવે એ માટે ગીતા લખાઈ છે. માણસનું શરીર પ્રવૃત્તિ કરતાં કરતાં થાકે છે. અનેક શરીર તો મૃત્યુ થતાં દુઃખમાંથી મુક્ત થાય છે. દેશબંધુનું દિનરાતનું પ્રવૃત્તિમય

જીવન જેમ જેમ વધુ વિચારું છું તેમ તેમ મને ભાસે છે કે તેઓ આજે જીવંત છે. જ્યારે તેમનું શરીર હતું ત્યારે તેઓ પૂરા જીવંત નહોતા. આજે પૂરા જીવંત છે. આપણે તો આપણા સ્વાર્થને લીધે માન્યું કે તેમનું શરીર જ મહત્ત્વની વસ્તુ હતી. જ્યારે ગીતા શીખવે છે — અને નિત્ય નિત્ય મને એ પાઠ સમજાતો જાય છે — કે અશાશ્વત વસ્તુને વિષે કરેલી બધી ચિંતા વ્યર્થ છે, બધો કાળક્ષેપ છે.

"અસત્નો ભાવ એટલે હસ્તી જ નથી, અને જે સત્ છે તેનો કદી નાશ નથી. શેકસપિયર કવિએ જ્યારે કહ્યું છે કે માણસે કરેલું શુભ તેની સાથે માટીમાં દટાય છે, અને અશુભ જ જગતની આગળ જીવતું રહે છે, ત્યારે તેણે ભૂલ કરી હતી. શુભ અને સત જ ચિરંજીવ છે. જગત ભલું કરી ગયેલા આત્માઓને જ નિત્ય સંભારે છે. જગત અસતને અને અશુભને સહેલાઈથી ભૂલી જાય છે, શુભને જ સાચવે છે. રામચંદ્રજી લો. રામને તો હું અવતાર માનું છું. પણ જ્યારે તે શરીરધારી હશે ત્યારે તેમણે એકે દોષ કર્યો ન હોય એમ હું માનતો નથી. પણ આપણે આજે તેને પૂર્ણ માનીએ છીએ. કૃષ્ણને પણ પૂર્ણાવતાર માનીએ છીએ. આજે લાખો કરોડો હિંદુમાં એક પણ માણસ એવો નથી કે રામ કે કૃષ્ણના દોષો કાઢે. એ પણ 'नासतो विद्यते भावो'-વાળા શ્લોકનું રહસ્ય પ્રગટ કરે છે — જગતે તેમના શાશ્વત શરીરને જ સંઘરી રાખ્યું, અશાશ્વત — કાંઈ દોષો વગેરે — ની કોઈને ખબર નથી. દેશબંધુનું આપણે અનુકરણ કરવા માગીએ છીએ. શું આપણે તેમના શરીરનું અનુકરણ કરીશું? આપણે તેમના શરીરને થોડા પૂજતા હતા? જો તેમ હોત તો વહાલામાં વહાલા દીકરાએ તેમના શરીરને અગ્નિદાહ દીધો હોત?

"એટલે ગીતા એ શ્લોકમાં પોકારી પોકારીને કહે છે કે

આપણે આપણા જીવનમાં સત્ય જીવીએ અને માયા, અસત્ય અને પાખંડનો ત્યાગ કરીએ. ઘણી વાર વાણી અસત્ય થઈ પડે છે, પાખંડરૂપ થઈ પડે છે. ક્રોધ અસત્ય છે; કામ, મોહ, મદ આદિ અસત્ય છે. એ બધા સર્પોનું આપણે સત્ર ઊજવવાનું છે, સ્થૂલ સર્પ તો બિચારો શરીરને હેરાન કરે પણ આ સર્પો તો રગેરગમાં ઊતરે અને આત્માને પણ હાનિ પહોંચાડવાની ધમકી આપે. પણ આત્માને હાનિ થતી જ નથી. તે અવિનાશ છે. જો સત્ શું છે એ આપણે સમજીએ તો જન્મમૃત્યુનું રહસ્ય પણ સમજીએ. જેમ રાસાયનિકો કહે છે કે મીણબત્તી બળે છે ત્યારે કશું નાશ પામતું નથી, તેમ જ શરીર મરે અને બળે ત્યારે કશું જ નાશ પામતું નથી. જન્મ અને મૃત્યુ એ એક જ વસ્તુની બે દશા છે. સંબંધીનું શરીર પડે ત્યારે રોઈએ છીએ તે કેવળ સ્વાર્થનું જ હોય છે. તે દિવસે સ્મશાનઘાટ ઉપર થોકેથોક લોકોને જોઈને, અને તેમનાં મોં ઉપર શોક ન જોઈને મને ઘડીક વાર તો ચીડ ચડી; મને થયું કે આ લોકોને કશું ભાન કેમ નથી, પ્રસંગનું ગાંભીર્ય પણ સમજતા નથી. પણ પાછળથી મને સમજાયું કે એ જ સાચા હતા. તેમને સ્વાર્થ નહોતો, તે તો એક ભવ્ય જીવનના સન્માન અર્થે જ આવ્યા હતા, તેઓ તો તેમણે કરેલી સેવાની સાક્ષી પૂરવા અને 'ધન્ય જીવન!' 'ધન્ય જીવન!' એટલું જ કહેવા આવ્યા હતા. આપણા શોકના કરતાં તેમનો આનંદ વધારે સાચો અને સાર્થ હતો. ગં. સ્વ. વાસંતીદેવી જેમને હું પહેલે દિવસે ઓળખીયે ન શક્યો તેમને ધન્ય છે કે તેમણે મારી આગળ આંસુ પણ નથી પાડ્યું. પણ મોં વીલું ન થવું જોઈએ, વિષાદ પણ ન હોવો જોઈએ. ત્યારે જ આપણે શરીરની ક્ષણિકતા સમજ્યા છીએ એમ કહેવાય. શરીરની સાથે તો લગ્ન થતું નથી. બે આત્મા શરીરના વિલાસને માટે નહિ

પણ આત્માના ભવ્ય વિકાસને માટે ભેળા થયા, એક શરીર છૂટું પડતાં એ સંબંધ ઊલટો વધારે ગાઢ થયો. એટલે આજે આપણે આંસુ પાડવા નથી ભેગા થતા. આપણે એમના ગુણોનું, એમના ચિરંજીવ શરીરનું સ્મરણ કરીએ અને આપણાં જીવનમાં તેને વણી લઈએ."

તા. ૧૨-૭-'૨૫

## ૧૨. મૃત્યુનો ભય

જોકે આપણા શાસ્ત્રોમાં મૃત્યુનો ભય મુદ્દલ ન રાખવાનું, મૃત્યુને મિત્રની જેમ ભેટવાનું શીખવવામાં આવ્યું છે, તોપણ મૃત્યુથી જેટલા આપણે ડરીએ છીએ તેટલે અંશે બીજી પ્રજા નથી ડરતી એવી મારી માન્યતા મેં 'નવજીવન'માં પ્રગટ કરેલી છે. આપણા દેશમાં આ સમય એવો છે કે જ્યારે મૃત્યુનો ભય સર્વથા છોડી દેવાની અતિ આવશ્યકતા છે. જો આપણે આ દેશને ગુલામીમાંથી છોડાવવા ઇચ્છતા હોઈએ, તો આપણે મૃત્યુની ભેટ ઉત્સાહ અને આનંદપૂર્વક કરવાની શક્તિ કેળવવી જોઈશે. લેકી નામના ઇતિહાસકર્તાએ યુરોપીય નીતિનો ઇતિહાસ લખ્યો છે. તેમાંથી મૃત્યુ વિષેના કેટલાક ફકરાઓ કાકાસાહેબે તારવી કાઢ્યા છે તેમાંના એકનો છૂટો અનુવાદ નીચે આપું છું:

"પૂર્વજોમાં મૃત્યુ પછી આત્માનું ભવિષ્ય શું હોય છે એને વિષે મતભેદ હતો. પણ મૃત્યુ એ આવશ્યક અને કુદરતી રીતે મળેલો આરામ છે એને વિષે તે બધાનો એકમત હતો. તેઓ એમ માનતા હતા કે મૃત્યુથી ભયભીત થવું એ એક પ્રકારનો રોગ છે. આ જ્ઞાનીઓ વળી એમ પણ કહેતા કે મૃત્યુ જ એક એવા પ્રકારની વસ્તુ છે કે જે વર્તમાનમાં આપણને દુઃખ દેવાને સર્વથા અસમર્થ છે; કેમકે આપણે જ્યાં લગી હયાત છીએ ત્યાં લગી મૃત્યુની હયાતી હોઈ જ ન શકે, જેમ જ્વરાદિ ઉપાધિઓ જીવતાં

આપણને દુઃખ હઈ શકે છે, તેમ મૃત્યુનો કલેશ હયાતીમાં હોઈ જ ન શકે. જ્યાં મૃત્યુ છે ત્યાં આપણે નથી. કેટલાક એમ માને છે કે જન્મ પછી મૃત્યુ આવે છે. આ ખોટી માન્યતા છે. મૃત્યુ જન્મ પહેલાં પણ હતું, એટલે મૃત્યુ અને જન્મ, જન્મ અને મૃત્યુ એ યુગલ હમેશાંને સારુ કાયમની વસ્તુ છે. જે મીણબત્તીને આપણે ઓલવી નાંખીએ છીએ તે આપણે તેને પ્રગટાવી તેના પહેલાં જેવી હતી તેવી પાછી થઈ રહે છે. એ જ પ્રમાણે મરણ પામેલ મનુષ્યને વિષે સમજી લેવું. મનુષ્ય પણ જન્મ્યા પહેલાં જેવો હતો તેવો મૃત્યુ પછી થઈ રહે. આ સ્થિતિ દુઃખદાયક નથી, પણ સુખદાયક છે. એથી મૃત્યુ એ બધાં દુઃખોનું નિવારણ છે એમ સમજવું ઘટે છે. કાં તો મૃત્યુથી સુખમાં વૃદ્ધિ થાય છે, અથવા તો દુઃખનો અંત તો આવે જ છે. મૃત્યુ ગુલામને બંધનમાંથી છોડવે છે, જેલનો દરવાજો ખોલે છે, વેદનાઓને શાંત કરે છે. ગરીબના તરફડાટનો અંત લાવે છે; અરે, એ તો કુદરતે બક્ષેલી ઉત્તમ ભેટ છે. બધે એ મનુષ્યને સર્વથા ચિન્તામુક્ત કરે છે. અને કદાચ એને આપણે દુઃખદાયક બનાવ સમજીએ તોપણ તેનો અર્થ એટલો જ ના કે જે જનમવાટ આપણે ભોગવી લીધી તેનો અંત આવ્યો ? મૃત્યુને આપણે ભેટવા તૈયાર થઈએ અથવા તેનાથી ભાગીએ તે એકે રીતે શાપ છે અથવા તો અપશુકન છે એમ માનવાનું કશું કારણ નથી. કેમકે પેલી મીણબત્તીની માફક આપણે તો જેવા હતા તેવા થઈ રહેવાની વાત છે. એ તો આપણને બનાવતી વખતે જ કુદરતે આપણે સારુ જે કાયદો ઘડી મૂકયો એ કાયદાને અનુસરવાની વાત થઈ. તેથી ડરવું શું ?"

આ લેખકમાંથી બીજો ઉતારો આ છે :

"જ્ઞાની સૉક્રેટિસ કહે છે કે મૃત્યુ એ કાં તો જીવનનો અંત આણે છે, અથવા આત્માને શરીરના પંજામાંથી છોડાવે છે. પહેલી સ્થિતિ ખરી હોય તોય એ સુખદ તો છે જ, અને બીજી સ્થિતિ ખરી હોય તો એ સુખની પરિસીમા છે. એપિક્યુરસે કહ્યું છે, 'મૃત્યુને વિષે તમે બેફિકર થવાની ટેવ પાડો, કેમકે સારું અને નરસું એ માનસિક વૃત્તિ છે, અને મૃત્યુ એ વૃત્તિનો અંત છે.' સિસેરો

કહે છે, 'કાં તો મૃત્યુ પછી આત્મા રહે. અથવા મૃત્યુની સાથે તેનોય અંત છે. જો મૃત્યુ પછી આત્મા રહેતો હોય તો એ સુખી છે. જો તેનો નાશ થતો હોય તો એ દુઃખી છે એમ કહેવું એ તો મૂર્ખાઈનું વચન છે; કેમકે જેનો નાશ થયો છે તેને દુઃખનું જ્ઞાન કે ભાન ક્યાંથી હોય?' સેનેકા કહે છે, 'જો મનુષ્યોને મૃત્યુ પછી લાગણીઓ રહેતી હોય તો તે મૃત્યુ થતાં જેલખાનામાંથી છૂટ્યો ગણાય; અને છૂટો થઈને એ ઊંચો રહી શરીરધારી મનુષ્યોનાં કૃત્યો નિહાળે છે, પોતાના પગ તળેની ચાલી રહેલી લીલા જોયા કરે છે, અને જે વસ્તુઓ મૃત્યુ પહેલાં સમજવી તેને સારુ મુશ્કેલ હતી તે હવે સમજતો થાય છે. ત્યારે આમ જે સુખી છે તેને સારુ હું શોક કેમ કરું? એના નસીબને હું જો રડું તો જે સુખી છે એનો હું દ્વેષ કરું છું એમ ગણાય, અને જો એમ માનીએ કે મૃત્યુ પછી કંઈ અવશેષ છે જ નહિ, તો એવી સ્થિતિનો શોક કરવો એ ગાંડપણ નહિ તો બીજું શું કહેવાય?'"

આ ઉતારાઓમાંથી આપણે બીજો કંઈ પણ સાર ન ખેંચી શકીએ, તોપણ પશ્ચિમમાં થયેલા મહાન પુરુષોએ મોતને એક સુંદર સ્થિતિ તરીકે વર્ણવેલ છે એનો વિચાર કરીને આપણે મોતનો ભય છોડવાની ટેવ તો પાડવી જ ઘટે છે. અને જરા ઊંડા ઊતરીને વિચારીએ તો આટલો સાર તો આપણે કાઢી પણ શકીએ છીએ કે પ્રિયજનનાં મૃત્યુ થાય છે ત્યારે તેમની આપણે કલ્પેલી કે ખરી અવદશાને રડતા નથી, પણ આપણે આપણા સ્વાર્થને રડીએ છીએ. બાળક કે બુઢ્ઢા ગમે તેનું મૃત્યુ થાય તેમાં રડવાનું કારણ તો એ જ હોઈ શકે ના કે આપણને તેનો સહવાસ નહિ મળે, અથવા તેની સેવા નહિ મળે! એટલા બધા સ્વાર્થને વશ આપણે કેમ રહીએ!

તા. ૧૦-૨-'૨૯

# ૧૩. 'મરણ આરામ છે'

મરણ કોઈ અતિશય ભયાનક વસ્તુ છે એવી માન્યતા ઘણાનાં મગજમાં ઠસી ગઈ છે. તેથી મારી આગળ અહિંસા સંબંધી જે કાગળોનો ઢગલો થયો છે તેમાંના ઘણામાં હું અહિંસાનું શુદ્ધ નહિ પણ કંઈ વક્ર સ્વરૂપ જોઈ રહ્યો છું. તેવામાં મારે હાથ એક જૂનો કાગળ આવી ચડ્યો છે. તે સ્વ. મગનલાલના મૃત્યુને લગતો છે, પણ તેમાં ચીનાઈ તત્ત્વજ્ઞાની કોનફ્યૂશિયસ અને તેમના શિષ્યની વચ્ચેનો મોત વિષે મધુર સંવાદ ટાંક્યો છે. તે બોધપ્રદ હોવાથી અહીં આપું છું :

"ત્ઝુકુંગે પ્રણિપાત કરી સદ્ગુરુ કોનફ્યૂશિયસને કહ્યું : 'ગુરુજી, હું હવે થાક્યો છું; મારે શાંતિ જોઈએ છે.'

"ગુરુજીએ ઉત્તર વાળ્યો : 'આ જિંદગીમાં તો શાંતિ જેવી વસ્તુની આશા ન રાખતો.'

"ત્યારે શિષ્યે પૂછ્યું : 'મને કોઈ દહાડો શાંતિ નહિ મળે ?'

"કબરસ્તાન ભણી આંગળી ચીંધી ગુરુજી બોલ્યા : 'તને શાંતિ જરૂર મળશે. આ પેલી કબરો પડી છે તે તું જો, કેટલીક સુંદર છે, કેટલીક તુચ્છ છે. આવી એકમાં તને તારી શાંતિ મળશે.'

"શિષ્ય બોલ્યો : 'અહો ! મૃત્યુમાં કેટલું આશ્ચર્ય ભર્યું છે ! જ્ઞાની તેથી શાંતિ પામે છે, સંસારી તેથી ડૂબી જાય છે.'

"ગુરુજી બોલ્યા : 'પુત્ર, તું મારું કહેવું સમજ્યો છે. ઘણા તો જિંદગીને કુદરતની એક મહાન બક્ષિસ માને છે; તેઓ સમજતા નથી કે એ તો એક મહાન બંધન છે. ઘડપણને તેઓ દુર્બળતા માને છે; તેઓ સમજતા નથી કે ઘડપણ શાંતિનો કાળ છે. મૃત્યુને તેઓ એક મોટી આપત્તિ માને છે; તેઓ સમજતા નથી કે મૃત્યુ એટલે પરમ શાંતિ છે.'

"યેનત્ઝુ બોલી ઊઠ્યો : 'મૃત્યુ વિષેની આ પ્રાચીનોની કેવી ભવ્ય કલ્પના ! પુણ્યવાન તેથી તરે, પાપી ડૂબે. મૃત્યુથી પ્રત્યેક જણ જ્યાંથી આવ્યા ત્યાં જાય છે. તેથી પ્રાચીનોએ મૃત્યુને ગૃહ-

ગમનની ઉપમા આપી, જિંદગીને ગૃહવિયોગની. અને જે પોતાના વહાલા ઘરને ભૂલે છે તેનો દોકડો નીકળી જાય છે, ને તેના યુગમાં તેની અવગણના થાય છે.' "

કોઈને મૃત્યુદંડ દેવાના સમર્થનને સારુ મેં આ સુંદર ઉતારો નથી ટાંક્યો. પણ હર હાલતમાં મૃત્યુ ભયંકર નથી એમ પ્રાચીન કાળથી બીજા દેશોમાંયે મનાયું છે એ બતાવવા આ ઉતારો લીધો છે. મજકૂર સંવાદમાં કંઈ સત્ય હોય તો આપણે સમજી શકીએ છીએ કે મૃત્યુ કેટલીક વેળા મુક્તિનું સ્વરૂપ પકડે છે, વિશેષે કરીને જ્યારે કોઈનું પ્રાણહરણ તેને દંડ દેવાને ખાતર નહિ પણ તેને શાંતિ દેવાને ખાતર કરવામાં આવે છે ત્યારે.

એક મહાન અંગ્રેજ કવિએ મૃત્યુ વિષે લખતાં કહ્યું છે કે તે આપણને ઘણી ઉપાધિઓનું આવશ્યક વિસ્મરણ કરાવે છે, ને તે એક મહાન શાંતિદાયક નિદ્રા છે. પુણ્યકર્મને ઉત્તેજન આપવા ખાતર પાપને સારુ મૃત્યુ પછી આવનાર રૌરવ નરકનો ભય બતાવવાની કે પુણ્યકર્મને સારુ સોનારૂપાના રત્નજડિત મહેલોમાં નાચગાન કરતી અપ્સરાઓનું પ્રલોભન આપવાની મુદ્દલ જરૂર નથી, ન હોવી જોઈએ. જો પુણ્યકર્મમાં પોતામાં જ કંઈ ચમત્કાર કે પ્રલોભન ન હોય તો તેને કચરાની ટોપલીમાં નાંખી દેવું જોઈએ.

આપણે ધારીએ છીએ તેવી કુદરત નિર્દય નથી. જે નિર્દયતાની કલ્પના કુદરતને વિષે આપણે કરીએ છીએ તે આપણી પોતાની નિર્દયતાનો પડઘો છે. સ્વર્ગનરક બંને આપણામાં જ રહેલાં છે. મૃત્યુ પછી પણ જીવન છે જ, કેમ કે આત્મા અમર છે. પણ એ જીવન અને આ જીવનની વચ્ચે બહુ મોટો ભેદ નથી; મૃત્યુ પછીની સ્થિતિ આપણા આજના અનુભવથી એવી બધી ભિન્ન નથી કે જેથી આપણે કાં તો તેના વિચારમાત્રથી ભયભીત થઈ જવું ઘટે, અથવા

હર્ષઘેલા થઈ જવું ઘટે. ગીતા તો કહે છે કે જે શુભાશુભથી ચલાયમાન નથી થતો તે જ જ્ઞાની છે. વળી કહે છે કે જેને મન જીવવુંમરવું એક જ વસ્તુ છે તે જ જ્ઞાની છે. જીવનમરણ એક જ ત્રાજવાનાં બે પલ્લાં છે. ત્યાં હર્ષશોક શા ?

આપણા ધર્મની અહિંસાની કલ્પના બીજાને દુઃખ ન દેવાની દૃષ્ટિથી રચાયેલી છે. જ્યાં દુઃખ દેવાનો લેશ પણ ખ્યાલ નથી ત્યાં ભૂલથી કે ઇચ્છાપૂર્વક કરેલા પ્રાણહરણને સારુ કોલાહલ શાને ? એ કોલાહલની પાછળ જો મરણભય નથી તો બીજું શું છે ? અને મરણભય મનુષ્યને ન ઘટે. જ્યાં એ ભય છે ત્યાં અહિંસારૂપી પુરુષાર્થ અશક્ય છે.

તા. ૪–૧૨–'૨૮

# ૧૪. બિહારનો ધરતીકંપ

## ૧

[ ગાંધીજીએ ટિનેવેલીની જાહેર સભામાં તા. ૨૪ મી જાન્યુઆરીએ આપેલા ભાષણમાંથી. —પ્રકાશક]

આજ સવારના કાર્યક્રમનો આરંભ કરું તે પહેલાં મારે આ પહેલી તક મળી છે તે લઈને હિંદુસ્તાન પર જે આફત આવી પડી છે, જે ભયંકર ધરતીકંપે બિહારને તારાજ કરી નાંખ્યું છે તેની વાત કરવી જોઈએ. ગઈ કાલે મેં વાઇસરૉયનું જાહેરનામું વાંચ્યું. છાપાંમાં પ્રસિદ્ધ થયેલા બિહાર સરકારના અહેવાલો પણ વાંચ્યા. અને રાજેંદ્રબાબુએ જેલમાંથી છૂટ્યા કે તરત જ જે હૃદયભેદક તાર કરેલો તે પણ મને મળ્યો. આ બધા તારો ને અહેવાલો બતાવે છે કે આપણે કેવાં ક્ષુદ્ર માનવી છીએ. આપણામાંથી જેમને ઈશ્વર પર શ્રદ્ધા

હોય તેમણે માનવું જોઈએ કે આ અવર્ણનીય આપત્તિની પાછળ પણ મનુષ્યનું કલ્યાણ કરનાર ઈશ્વરી હેતુ રહેલો હશે. તમારે મને વહેમી કહેવો હોય તો ભલે કહેજો; પણ મારા જેવા માણસથી એમ માન્યા વિના રહેવાતું નથી કે આ ધરતીકંપ એ ઈશ્વરે આપણાં પાપને માટે મોકલેલી સજા છે. હડહડતા નાસ્તિકોને પણ એટલું ચોખ્ખું દેખાવું જોઈએ કે આવા ઉત્પાતનું કારણ ઈશ્વરી ઇચ્છા સિવાય બીજું હોઈ શકે નહિ. મારી તો અચૂક માન્યતા છે કે ઈશ્વરની ઇચ્છા વિના એક તણખલું પણ હાલતું નથી.

મારે મન બિહારની આફત અને અસ્પૃશ્યતાનિવારણના કાર્ય વચ્ચે ગાઢ સંબંધ છે. બિહારની આફત આપણને એકાએક અને અકસ્માત્ યાદ આપે છે કે આપણે કોણ છીએ ને ઈશ્વર કોણ છે. પણ અસ્પૃશ્યતાની આફત તો સૈકાંઓથી પેઢીઉતાર ઊતરી આવેલી છે. આપણે પોતે હિંદુ સમાજના એક ભાગની ઉપેક્ષા કરીને એ આફત વહોરી લીધેલી છે. બિહારની આ આફત તો શરીરનો નાશ કરે છે. પણ અસ્પૃશ્યતાથી આવી પડતી આફત તો આત્માનો જ હ્રાસ કરે છે. એટલે બિહારની આફતથી આપણે એટલું યાદ રાખીએ કે આપણે હજુ થોડાક શ્વાસ લેવાના રહ્યા છે એટલામાં આપણે અસ્પૃશ્યતાના કલંકને ધોઈ કાઢીએ અને શુદ્ધ હૃદય લઈને આપણા સરજનહારની સમક્ષ હાજર થઈએ.

## ૨

[બિહાર અને અસ્પૃશ્યતા એ લેખમાંથી. —પ્રકાશક]

સુધરેલું અને નહિ સુધરેલું આખું જગત માને છે તેમ હું પણ માનું છું કે બિહારના જેવી આપત્તિ મનુષ્યજાતિ પર તેના પાપની સજારૂપે આવી પડે છે. જ્યારે એ દૃઢ માન્યતા હૃદયમાંથી ઊગેલી હોય ત્યારે લોકો પ્રાર્થના કરે છે,

પશ્ચાત્તાપ કરે છે, ને શુદ્ધ બને છે. હું અસ્પૃશ્યતાને એવું મહાપાતક ગણું છું કે એને સારુ આપણે ઈશ્વરી દંડને પાત્ર થઈએ. 'જુગજૂના પાપને સારુ દંડ શો?' કે 'એ દંડ દક્ષિણને નહિ ને બિહારને શા માટે?' કે 'બીજી કોઈ સજા નહિ ને ધરતીકંપ શા માટે?' એવા કોયડાની મારા પર અસર થતી નથી. મારો જવાબ આ છે: હું કંઈ ઈશ્વર નથી. એટલે ઈશ્વરના હેતુ વિષેનું મારું જ્ઞાન અતિ મર્યાદિત છે. આવી આફતો એ કંઈ ઈશ્વરના કે કુદરતના મનના તરંગો નથી. જેમ ગ્રહગણ તેમની ગતિને વિષે નિર્મેલા નિયમોને અનુસરીને ફરે છે, તે જ પ્રમાણે આ આફતો પણ નિશ્ચિત નિયમોને અનુસરે છે. માત્ર આપણે આ ઘટનાઓને લગતા નિયમો જાણતા નથી, અને તેથી એને આફત અથવા ઉત્પાત કહીએ છીએ. એટલે એમને વિષે જે કંઈ કહેવાય તે બધું અનુમાનરૂપ હોઈ શકે. પણ અનુમાનને પણ મનુષ્યજીવનમાં નિશ્ચિત સ્થાન છે. બિહારનો ઉત્પાત એ અસ્પૃશ્યતાના પાપને કારણે છે એવું અનુમાન કરવું એ મને ઊંચે લઈ જનાર છે. એ અનુમાન મને નમ્ર બનાવે છે, એના નિવારણને માટે પ્રયાસ કરવા પ્રેરે છે, મને આત્મશુદ્ધિ કરવાનું ઉત્તેજન આપે છે, મને સરજનહારની સમીપ લઈ જાય છે. મારું અનુમાન ખોટું હોય તેથી મેં જણાવેલાં પરિણામો પર કશી અસર થતી નથી. કેમ કે ટીકાકાર અથવા શંકાશીલને મન જે અનુમાન છે તે મારે મન જીવતીજાગતી શ્રદ્ધા છે, ને એ શ્રદ્ધાને આધારે હું મારું ભવિષ્યનું આચરણ ઘડું છું. આવાં અનુમાનને પરિણામે આત્મશુદ્ધિ ન થાય અને કલહ પણ થાય ત્યારે એ અનુમાન વહેમરૂપ થઈ પડે છે. પણ ઈશ્વરી ઘટનાઓનો એવો દુરુપયોગ થતો હોય તેથી મનુષ્યે એ ઘટના પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કરવાની હાકલરૂપ છે એવો અર્થ કાઢતા અટકવાનું નથી.

આ આપત્તિ કેવળ અસ્પૃશ્યતાના પાપના દંડરૂપે જ છે એવો એનો અર્થ હું કરતો નથી. એમાં બીજાં અનેક પાપો પ્રત્યેનો ઈશ્વરી કોપ ભાળવાની બીજાઓને છૂટ છે.

અસ્પૃશ્યતાનિવારણ કરવા માગનાર સુધારકો આ ધરતીકંપને અસ્પૃશ્યતાના પાપની સજારૂપ ગણે. મારામાં છે એ શ્રદ્ધા તેમનામાં હશે તો તેઓ આડે રસ્તે નહિ દોરવાય. એ શ્રદ્ધાને લીધે તેઓ બિહારને ઓછી મદદ નહિ કરે પણ વધારે મદદ કરશે; અને પુનર્ઘટનાની કોઈ પણ યોજનામાં અસ્પૃશ્યતા ન ઘૂસવા પામે એવું વાતાવરણ પેદા કરવા તેઓ પ્રયત્ન કરશે.

'હરિજનબંધુ' તા. ૧૧–૨–'૩૪

## ૧૫. વહેમ વિ૰ શ્રદ્ધા

શાન્તિનિકેતનના કવિ જેમ તે મહાન સંસ્થાના તેમ મારા પણ ગુરુદેવ છે. સ્વેચ્છાએ સ્વીકારેલા દક્ષિણ આફ્રિકાના અમારા લાંબા દેશવટાથી અમે પાછાં આવ્યાં ત્યારે મને અને મારાંને ત્યાં આશરો મળ્યો હતો. પણ અમારી વચ્ચે અમુક દૃષ્ટિભેદ હતા એમ ગુરુદેવે અને મેં તરત જોઈ લીધું હતું. પરંતુ મતભેદને કારણે અમારો પરસ્પર પ્રેમ કદી ઓછો થયો નથી; અને બિહારના ભૂકંપને મેં અસ્પૃશ્યતાના દંડરૂપે ગણ્યો તે વિષે ગુરુદેવે હમણાં જ નિવેદન કર્યું છે તેનાથી પણ તે ઘટવાનો નથી. એમને મારી ભૂલ થઈ લાગે તો પોતાનો વિરોધ દર્શાવવાનો સંપૂર્ણ અધિકાર હતો. મને એમને વિષે ઊંડું માન છે એટલે બીજા કોઈ ટીકાકાર કરતાં એમની વાત હું વધારે તત્પરતાથી ધ્યાનમાં લઉં એમ છે. પણ એમનું નિવેદન હું ત્રણ વાર વાંચી ગયો તે છતાં જે મેં આ પત્રમાં

લખ્યું છે તેને હું વળગી રહું છું. તરત જોવા થાય એટલે નીચે હું તેની નકલ આપું છું.

ટિનેવેલીમાં ભૂકંપ અને અસ્પૃશ્યતાનો મેં પ્રથમ સંબંધ જોડયો ત્યારે હું પૂર્ણ વિચારપૂર્વક અને અંતરના ઊંડાણમાંથી બોલ્યો હતો. જે હું માનતો હતો તે મેં કહ્યું. ભૌતિક બનાવનાં ભૌતિક તેમ જ આધ્યાત્મિક પરિણામ પણ આવે છે એમ મેં બહુ દિવસથી માન્યું છે. આનાથી ઊલટો સિદ્ધાંત પણ હું એટલો જ સાચો માનું છું.

ભૂકંપ મારે મન ઈશ્વરનો તરંગ અથવા કેવળ અંધ-શક્તિઓના મેળાપનું પરિણામ નહોતો. ભગવાનના સર્વ કાયદા તેમ જ તેનો અમલ આપણે સમજતા નથી. વિદ્વાનમાં વિદ્વાન વિજ્ઞાની કે જ્ઞાનીનું જ્ઞાન રજના પરમાણુ જેવું છે. જો ભગવાન મારે સારુ મારા પાર્થિવ પિતા જેવી વ્યક્તિ નથી, તો તે એના કરતાં અનંતગણો અધિક છે. મારા જીવનની ઝીણામાં ઝીણી વિગતમાં એનું શાસન ચાલે છે. પાન પણ એની ઇચ્છા વિના હાલતું નથી એમ હું અક્ષરશઃ માનું છું. એકેએક શ્વાસ હું લઉં છું તે એની આજ્ઞાને આધીન છે.

તે અને તેનો કાયદો એક છે. એ કાયદો ભગવાન છે. ભગવાન ઉપર આરોપેલો ગુણ કેવળ ગુણ નથી. તે પોતે જ ગુણરૂપ છે. ભગવાન સત્ય, પ્રેમ, કાયદો અને મનુષ્યની ચાતુરી જેને કલ્પી શકે એવી લક્ષાવધિ વસ્તુ છે. જેના અમલમાં ભગવાન પોતે વચ્ચે પડતા નથી એવા વિશ્વનિયમની અનિવાર્યતા ગુરુદેવની સાથે હું પણ માનું છું, કારણ કે ભગવાન જ વિશ્વનિયમ છે. પણ મારું વક્તવ્ય એ છે કે આપણે એ નિયમ જાણતા નથી અથવા પૂરો જાણતા નથી, અને આપણને જે આફત લાગે છે તે કેવળ આપણા અજ્ઞાનને લીધે જ આફતરૂપ ભાસે છે.

દુકાળ, રેલ, ધરતીકંપ અને એવા ઉત્પાત ભૌતિક કારણ માત્રથી ઉત્પન્ન થયેલા લાગે તો પણ મારે મન એનો મનુષ્યના આચાર સાથે ગમે તેમ પણ સંબંધ હોય છે. એટલે મને તત્કાળ સ્ફુર્યું કે ભૂકંપ અસ્પૃશ્યતાના પાપની શિક્ષારૂપ હતો. અસ્પૃશ્યતા વિરુદ્ધ પ્રચારરૂપ મારા અપરાધને કારણે ભૂકંપ થયો એમ કહેવાનો સનાતનીને અવશ્ય સંપૂર્ણ અધિકાર છે. મારા મંતવ્યમાં પશ્ચાત્તાપ અને આત્મશુદ્ધિને માટે આમંત્રણ છે. કુદરતના કાયદાના અમલ વિષે મારું સંપૂર્ણ અજ્ઞાન હું કબૂલ કરું છું. પણ જોકે નાસ્તિક આગળ ઇશ્વરનું અસ્તિત્વ સાબિત કરવા હું અશક્ત છું, છતાં જેમ હું ઇશ્વરને માન્યા વિના રહી શકતો નથી, તે જ પ્રમાણે અસ્પૃશ્યતા અને ભૂકંપનો સંબંધ મને સહેજે સૂઝી આવે છે તોપણ હું તેને સિદ્ધ કરી શકું તેમ નથી. મારું માનવું ખોટું ઠરે તોપણ એનાથી મને અને મારા જેવા શ્રદ્ધાળુને લાભ જ છે. કારણકે અસ્પૃશ્યતા મહાપાતક છે એમ માનીને ચાલતાં આત્મશુદ્ધિ પ્રત્યે અમારો પ્રયત્ન વધારે તીવ્ર બનશે. આવી કલ્પનામાં ભય છે તે હું રૂડી રીતે જાણું છું. પણ મારા સ્વજન ઉપર વિપત્તિ આવે ત્યારે મારા મંતવ્યની ઘોષણા જો હું ઉપહાસની બીકથી ન કરું તો હું અસત્ય તથા કાયરતાના દોષે ભરાઉં. ભૂકંપની ભૌતિક અસર તરત ભુલાશે અને થોડે અંશે એનો ઉપાય પણ બનશે. પણ જો તે અસ્પૃશ્યતાના પાપ સારુ ઇશ્વરી કોપરૂપ હોય અને જો આપણે તે પાપનું પ્રાયશ્ચિત્ત ન કરીએ, તો બહુ ભૂંડી થાય. ગુરુદેવને જે શ્રદ્ધા છે કે આપણાં પાપ ગમે એટલાં પ્રચંડ હોય તો પણ તેનાથી સૃષ્ટિનું મંડાણ વણસી શકે નહિ, તે શ્રદ્ધા મને નથી. ઊલટું હું તો એમ માનું છું કે એ મંડાણને ભાંગવામાં કોઈ પણ કેવળ ભૌતિક કારણ કરતાં આપણાં પાપ વધારે મોટો ભાગ ભજવે છે. જડ અને

જીવ વચ્ચે અભેદ્ય સંબંધ છે. એના પરિણામનાં આપણાં અજ્ઞાનને લીધે તે સંબંધ બહુ ગૂઢ લાગે છે, અને આપણને ભયભીત કરે છે, પણ અજ્ઞાનથી સંબંધ છૂટી જાય નહિ. એ સંબંધનો જેણે સાક્ષાત્કાર કર્યો છે એવા ઘણાએ એક એક ભૌતિક આપત્તિમાંથી આધ્યાત્મિક ઉન્નતિ સિદ્ધ કરી છે.

સૃષ્ટિના બનાવ અને માણસની નીતિ વચ્ચે જે સંબંધ છે તેમાં મને એવી ગાઢ શ્રદ્ધા છે કે તેથી કરીને હું ભગવાનની વધારે સમીપ જઈ શકું છું, નમ્ર બનું છું, અને એની આગળ ઊભા રહેવા સારુ વધારે તૈયાર બનું છું. મારા અગાધ અજ્ઞાનને કારણે મારા વિરોધીઓ ઉપર પ્રહાર કરવામાં જો એવી માન્યતાને હું વાપરું તો તે માન્યતા અધમ વહેમ ગણાય.

(ઉપલા લેખમાં ઉલ્લેખેલું ગુરુદેવનું નિવેદન:)

"અમુક લોકો અસ્પૃશ્યતાની રૂઢિને અંધપણે અનુસરે છે એને લીધે, એના વિનાશક કોપને સારુ જાણે ખાસ પસંદ કરેલા બિહારના અમુક ભાગ ઉપર ભગવાનનો રોષ ઊતર્યો એમ મહાત્માજીને કહેતા જાણીને મને સખેદ આશ્ચર્ય થયું છે. આ એટલા માટે વિશેષ દુઃખની વાત છે કે આપણા દેશબન્ધુઓનો મોટો ભાગ આવી અશાસ્ત્રીય દૃષ્ટિ સહેજે સ્વીકારે છે. ભૌતિક આપત્તિનું અનિવાર્ય અને એક જ કારણ ભૌતિક જ હોય છે. એવી સીધી વાત મારે કરવી પડે છે તેમાં મને હીણપદ લાગે છે. જેના અમલમાં ભગવાન પોતે વચ્ચે પડતા નથી એવા વિશ્વનિયમની અનિવાર્યતા આપણે ન માનીએ તો આવા સંકટને પ્રસંગે ભગવાનની મતિમાં આપણે ન્યાય જોઈ શકીએ નહિ.

"સૃષ્ટિના બનાવને નીતિનિયમ સાથે સંબંધ છે એમ માનીએ તો માણસના ભૂંડા હાલ કરીને એને સદાચાર શીખવનારી કુદરત કરતાં માણસ નીતિદૃષ્ટિએ શ્રેષ્ઠ છે એમ આપણે

કબૂલ કરવું પડે. કારણ કે, જે વધારે શિક્ષાને પાત્ર હોય એવા દૂર રહેવાને કારણે સુરક્ષિત બીજા લોકો ઉપર છાપ પાડવા સારુ કોઈ સુધરેલો રાજ્યકર્તા અસ્પૃશ્ય જાતિનાં બાળક અને મોટેરાં સહિત જે હાથમાં આવે એના ઉપર અવિવેકીપણે હાથ ચલાવે એમ આપણે કદી કલ્પી શકીએ નહિ. ઘોર અન્યાયથી મુક્ત હોય એવો માનવઇતિહાસનો કોઈ કાળ આપણે બતાવી શકતા નથી; તોપણ આપણે જોઈએ છીએ કે દુરાચારના ગઢ હજી અડગ ઊભા છે, દયાજનક દરિદ્રતા અને ભૂખે મરતા ખેડૂતનાં અજ્ઞાન ઉપર તાગડધિન્ના કરનારાં કારખાનાં, તેમ જ, જે વારંવાર ગુનો કરવાના પરવાનારૂપ હોય છે એવા ગુનેગારને દંડવાના કાયદા જ્યાં ચાલતા હોય છે એવાં જગતના સર્વ ભાગમાંનાં કેદખાનાં હજી અચળ ઊભાં છે. આ ઉપરથી ચોખ્ખું જણાય છે કે સમાજના નૈતિક પાયામાં ભયાનક તરડ દેખાવા મંડે અને સંસ્કૃતિઓની નીચે સુરંગ ફૂટે ત્યાં લગી નિર્દયતાનો અસહ્ય ભાર ભરાતો જાય છે અને તે ભારની ગુરુત્વાકર્ષણના નિયમ ઉપર લેશમાત્ર અસર થતી નથી. ખરેખર કરુણ વાત તો એ છે કે સૃષ્ટિના બનાવનો મહાત્માજીએ જે દુરુપયોગ કર્યો છે તે એના કરતાં એના વિરોધીઓના માનસને ઘણો વધારે અનુકૂળ છે, અને તેઓએ એને અને એના અનુયાયીઓને આ દિવ્યકોપને સારુ જવાબદાર ગણવાને આ તક સાધી હોત તો મને લેશમાત્ર આશ્ચર્ય ન થાત. આપણે તો એવી શ્રદ્ધામાં પૂરા સુરક્ષિત છીએ કે આપણાં પાપ ગમે તેટલાં પ્રચંડ હોય તો પણ તેનાથી સૃષ્ટિનું મંડાણ વણસી શકે નહિ. ધર્મી અને પાપી, ધર્માન્ધ અને રૂઢિભંજક આપણે તેના ઉપર આધાર રાખી શકીએ. એની અદ્‌ભુત પ્રેરણાથી મહાત્માજીએ એના દેશબંધુઓના મનમાંથી ભય અને દુર્બળતા કાઢી નાંખ્યાં છે તેને સારુ આપણે એના અત્યંત

ગણી છીએ; એટલે જે સ્વતંત્રતા અને સ્વમાન સામે આપણને તગડનારી બધી અંધશક્તિનું મૂળ છે, તે જડતાને પોષે એવા કોઈ શબ્દ એના મુખમાંથી નીકળે ત્યારે આપણને બહુ આઘાત થાય છે."

'હરિજનબંધુ,' તા. ૧૮–૨–'૩૪

## ૧૬. શાસ્ત્રીય વિ૦ વ્યાવહારિક

એક વિદ્યાર્થી લખે છે :

"કેટલીક વખત આપ એવા શાસ્ત્રીય અથવા માત્ર કાલ્પનિક ઉત્તરો આપો છો કે તેથી મન ક્ષણિક નિરાકરણ મેળવે છે. પણ વ્યવહાર વખતે એ કોયડો એમ ને એમ અણઉકલ્યો જ રહે છે. આપ તો કહી દો, 'સંખ્યાબળ ઉપર તો ભીરુ ઝૂઝે.' આવા વાક્યથી મનને જરા સમાધાન મળે પણ વ્યવહાર વખતે એ બધું નકામું.

"આપ આત્મબળ ઉપર જ હવાઈ કિલ્લાઓ બાંધવાનું કહો તે કાંઈ વિશ્વસનીય લાગે ખરું? રેંટિયા અને ખાદીમાં પણ હજી શ્રદ્ધા નથી એવા વિદ્યાર્થીઓને આપ આત્મબળ ઉપર રહેવાનું કહો અથવા આત્મબળનો ઉપદેશ આપો તે 'પથ્થર ઉપર પાણી' જેવું આપને નથી લાગતું!"

મારી ઉમેદ છે કે જ્યારે હું આત્મબળની વાત કરું છું ત્યારે પથ્થર ઉપર પાણી નથી રેડતો. કદાચ એવું થતું હોય તોયે 'દોરડીએ છેદાય છે પાકા કાળા પહાણ.' વળી પથ્થર ઉપર પણ એક જ જગ્યામાં પાણી ટપકે તો તેમાં છિદ્ર પડે છે. જે પથ્થર ઉપર પાણીના ધોધ ચાલે છે તે છેવટે રજકણ થઈ જાય છે. કેમ કે એ એનું મૂળ રૂપ છે. જેને આ લેખક અત્યારે શાસ્ત્રીય અથવા કાલ્પનિક ગણે છે તેને એ આવતી કાલે વ્યાવહારિક ગણશે! આવું જગતમાં થતું જ આવ્યું છે. વિદ્યાર્થીઓ આત્મબળની વાત ન સમજે

એ આપણી દીનતા સૂચવે છે. જે વસ્તુ ખરી છે, શાશ્વત છે, તે ન સમજાય, અને જે ક્ષણિક છે તે વ્યવહાર ગણાય એ કેવું આશ્ચર્ય !

માત્ર સંખ્યાબળ કંઈ જ નથી એ આપણી પાસે રોજ પ્રત્યક્ષરૂપે સિદ્ધ થાય છે છતાં એ કેમ અવ્યવહારુ વાત ગણાતી હશે ? આપણે ત્રીસ કરોડ છતાં એક લાખથી દબાઈએ છીએ એ પ્રત્યક્ષ નથી ? અસંખ્ય ઘેટાં એક વાઘને જોઈ કેમ નાસે છે ? ઘેટાંને પોતાની પામરતાનું જ્ઞાન છે, વાઘને પોતાની શક્તિનું જ્ઞાન છે. આ એનું આત્મબળ. આત્મબળને કાલ્પનિક વસ્તુ કે આકાશપુષ્પવત્ માનવામાં જ ભૂલ રહેલી છે.

સંખ્યાબળની હું અવગણના નથી કરતો. તેને સ્થાન છે, પણ તેના ગર્ભમાંયે આત્મબળ વસેલું હોય ત્યારે જ. સંખ્યાબંધ કીડી એકરૂપે હાથી ઉપર ચડી બેસે એટલે એના પ્રાણ લે. આ કીડીમાં એકતાનું જ્ઞાન છે. શરીરે અનેક છતાં તે મને એક છે. તેને આત્મબળ છે. આપણને એક હોવાનું ભાન આવે તો આપણને આત્મબળ આવ્યું, ને તે ક્ષણે આપણે છૂટીએ.

રાષ્ટ્રીય વિદ્યાલયોમાં ખોબા જેટલા શ્રદ્ધાળુ વિદ્યાર્થીઓ હોય તે બળવાન છે. સરકારી વિદ્યાલયોમાં ભણનારા અસંખ્ય વિદ્યાર્થીઓ જો દેશને સારુ ન જીવતા હોય તો તેમની સંખ્યાની શી કિંમત છે ? કિંમત ગુણમાં છે, વિસ્તારમાં નથી એ શાસ્ત્રીય વાક્ય તો છે જ. કેમકે તે અનુભવસિદ્ધ છે, ને તેથી વ્યવહારુ છે. જે વ્યવહારમાં ન જ ઊતરે તે શાસ્ત્રીય નથી, એ કેવળ શાબ્દિક પ્રયોગ છે.

પૃથ્વી દડા જેવી ગોળ છે અને પોતાની ધરી ઉપર ફરે છે એમ જ્યારે ગેલીલિયો બોલ્યો ત્યારે તેની વાતને કાલ્પનિક કહી લોકો હસ્યા હતા. કોઈએ તેને ગાળો પણ કાઢી હતી.

આજે આપણે જાણીએ છીએ કે પૃથ્વીને થાળી જેવી ને સ્થિર કહેનારા કલ્પનાગૃહમાં નિવાસ કરતા હતા અને ગેલીલિયોએ વ્યવહારુ વાત કરી હતી.

આધુનિક કેળવણીનું વલણ આત્માને ભુલાવવાનું હોવાથી આપણને આત્મબળની વાત નીરસ લાગે છે, ને રોજ ચૂરા થઈ જતા શરીરબળની ઉપર નજર ઠરે છે. આ મંદતાની પરાકાષ્ઠા છે.

પણ મને ધીરજ છે, કેમ કે મારી વાત ઉપર મને વિશ્વાસ છે. મારો વિશ્વાસ મારા અને સાથીઓના અનુભવ ઉપર રચાયેલો છે. પ્રત્યેક વિદ્યાર્થી જે ઇચ્છે તે તટસ્થ રીતે પ્રયોગ કરે તો આ વાક્યનો પ્રત્યક્ષ અનુભવ થઇ શકે :

૧. કેવળ સંખ્યાબળની કશી કિંમત નથી.

૨. આત્મબળ વિનાનું બીજું બળ ક્ષણિક અને નિરર્થક છે.

આ બે વસ્તુ સાચી હોય તો પ્રત્યેક વિદ્યાર્થી આત્મબળને ઓળખવા ને કેળવવા મથે.

તા. ૬—૧૦—'૨૯.

## ૧૭. ઈશ્વર વિષે

એક મિત્ર નીચે પ્રમાણે લખે છે :

"'આત્મકથા' દ્વિતીય ખંડ પાન ૨૭૭ ઉપર 'હિંસક જીવોને ...'થી શરૂ થતા ફકરામાં આ પ્રમાણે લખાણ છે :

'ઈશ્વર પક્ષપાત ન કરે, મનુષ્યના રોજના કામમાં હાથ ઘાલવા તે નવરો નથી બેઠો, એવી નિરર્થક શંકા કોઈ ન કરે. આ વસ્તુને — અનુભવને—બીજી ભાષામાં મૂકતાં મને આવડતું નથી. લૌકિક ભાષામાં ઈશ્વરની કૃતિને મૂકતાં છતાં હું જાણું છું કે તેનું 'કાર્ય' અવર્ણનીય છે. પણ જો પામર મનુષ્ય વર્ણન કરે તો તેની પાસે તો પોતાની તોતલી બોલી જ હોય. સામાન્ય રીતે

સર્પાદિને ન મારતાં છતાં સમાજે પચીસ વર્ષ લગી બચ્ચા રહેવું તેને અકસ્માત માનવાને બદલે ઈશ્વરકૃપા માનવી એ વહેમ હોય તો તે વહેમ પણ સંઘરવા લાયક છે.'

"આ ઉપરથી અમારા નાનકડા મંડળને નીચેના પ્રશ્નો શંકારૂપે ઉદ્‌ભવેલા છે. તેમનો ખુલાસો અમને મોકલશો તો કૃપા થશે.

"૧. ઈશ્વર પક્ષપાત કદી કરે છે? અને તે પક્ષપાત કરે તો તેને માનશે કોણ? આપને આમ કેમ લખવું પડેલું છે?

"૨. શું પરમેશ્વર દરેક કાર્યમાં ડખલ કરવાને નવરો છે? તેને ડખલ કરવાની શી જરૂર છે? તે ડખલ કરવાથી પક્ષપાત કરશે, અન્યાય કરશે.

"૩. વળી પરમેશ્વર ડખલ કરે છે તે સુયોગ્ય છે એમ આપનું લખાણ જણાવે છે. આપ તેની સામે શંકા કરનારને 'નિરર્થક શંકા' વાળો કેમ કહો છો? શું બુદ્ધિથી સમજાય ત્યાં સુધી તે ન સમજવું, નરી શ્રદ્ધાથી જ ગાડું ગબડાવવું? આમ શ્રદ્ધા રાખ્યે અંધ ન થઈ જવાય?

"૪. પણ મને લાગે છે કે આપ 'આ વસ્તુને,—અનુભવને—બીજી ભાષામાં મૂકતાં મને આવડતું નથી.' એ વાક્ય કહી છૂટી જતા હો તેમ લાગે છે. આ વાક્યનો એવો ધ્વનિ નથી નીકળતો કે આપ જે સમજ્યા છો તે આપના પૂરતું જ છે; બીજો ન પણ માને? અથવા તો આપ એક નિશ્ચય દૃઢતાપૂર્વક કહી શકતા નથી?

"૫. સર્પાદિના ભયમાંથી બચી જવાય તેને આપ અકસ્માત શાથી નથી માનતા? ઈશ્વરકૃપાથી હું બચી ગયો — એ આપનું કથન નિર્બળતા નથી જાહેર કરતું? કેવે ઠેકાણે અકસ્માત માનવો અને કયે ઠેકાણે ઈશ્વરકૃપા માનવી તેનો ખુલાસો કરશો? વળી આપ લખો છો, 'ઈશ્વરકૃપા માનવી એ વહેમ હોય તો તે વહેમ પણ સંઘરવા લાયક છે.'

"ઈશ્વરકૃપા વહેમ છે જ નહિ તેમ આપ માનો છો છતાં વાક્યમાં તેનો સ્વીકાર तुष्यतु दुर्जनन्यायेन ના અનુસાર કર્યો છે?

"ટૂંકામાં શ્રદ્ધા અને બુદ્ધિનાં ક્ષેત્ર ક્યાં? તેમની મર્યાદા ક્યાં ક્યાં સુધી સ્વીકારવી?"

આ પ્રશ્ન ઘણાને ઊઠે છે એટલે અહીં થોડો ચર્ચી લઉં. મિત્ર લખે છે તેમ મારા લખવામાં નિર્બળતા હોઈ શકે. મને

તેનું ભાન નથી. મને તો જેવું અનુભવમાં ઊતર્યું છે તેવું મેં લખ્યું છે. પણ અનુભવ અવર્ણીય છે, તેની ઝાંખી જ કરાવી શકાય. તેની ભાષા પ્રાકૃત જ હોઈ શકે. ઈશ્વરના વચમાં પડવાને મનુષ્યના વચમાં પડવાની સાથે કેમ સરખાવાય ? ઈશ્વર અને તેનો કાયદો નોખી વસ્તુ નથી. કર્મ કોઈને છોડતું નથી, અને ઈશ્વર કોઈને છોડતો નથી, બંને એક જ વસ્તુ છે. એક વિચાર આપણને કઠોર બનાવે છે, બીજો આપણને નમ્ર બનાવે છે. જગતમાં કોઈ પણ અપૂર્વ ચેતન-મય શક્તિ કામ કરી રહી છે તેને ઇચ્છામાં આવે તે નામે ઓળખો, પણ તે નિત્ય આપણા પ્રત્યેક કાર્યમાં વચ્ચે આવ્યાં જ કરે છે. આપણો પ્રત્યેક વિચાર કર્મ છે. એ આપણા કર્મને ફળ છે. ફળ ઈશ્વરી કાયદાને આધીન છે. એટલે કે પ્રત્યેક કાર્યમાં ઈશ્વર કે તેનો કાયદો આપણે જાણીએ વા ન જાણીએ, સ્વીકારીએ વા ન સ્વીકારીએ, વચ્ચે આવ્યાં જ કરે છે.

આ જગતમાં અકસ્માત જેવી કોઈ વસ્તુ જ નથી. જે બને છે તે કાયદાને આધીન છે. માત્ર આપણી પામરતા એટલી બધી છે કે આપણને તેની ગતિની ખબર નથી પડતી. મારી પાસેથી સર્પ જાય છતાં મને ન કરડે તો હું તેને અકસ્માત કેમ માનું ? ઈશ્વરકૃપા કાં ન માનું ? અથવા એમ માનું કે એ મારાં પુણ્યકર્મ છે ! પુણ્યકર્મના અભિમાનનો દંશ સર્પદંશ કરતાંયે વધારે ઝેરી હોય. ઈશ્વરકૃપાની આગળ અભિમાન ઓગળી જાય.

શ્રદ્ધા વિષે તો આ અંકમાં* જ લેખ છે એટલે અહીં ન ખેંચાવું. મારી પાસે અંધશ્રદ્ધાને સ્થાન નથી. જ્યાં હું સ્પષ્ટ ઐહિક કારણ જોઉં ત્યાં તો બુદ્ધિ ચલાવું. પણ જ્યારે તે થાકે ત્યારે શ્રદ્ધાને આગળ મૂકું ને અકસ્માતને કોરે મૂકું.

* જુઓ આ ખંડમાં 'બુદ્ધિ વિ૦ શ્રદ્ધા' એ લેખ.

પણ ઈશ્વર ઉપરની શ્રદ્ધા હું આમ બુદ્ધિવાદથી ઉપજાવી શકું તેમ નથી. મેં જરા તર્ક ચલાવ્યો છે તે કોઈને સ્પર્શ કરે તો ઠીક છે. બીજાઓને ઈશ્વર ઉપર શ્રદ્ધા મારા લખાણથી હું ન આપી શકું. મારો અનુભવ મારા જ કામનો હોય એમ મારે સ્વીકારવું જોઈએ. શંકિત હૃદયે સત્સંગ શોધવો. શોધવામાં પુરુષાર્થ છે; તે ભલે ન મળો.

તા. ૬—૧૦—'૨૯

## ૧૮. અજનો જન્મ હોય?

મંદિર વિષે કેટલાક પ્રશ્નોના જવાબ મેં આપ્યા હતા તે ઉપરથી એ જ શિક્ષક લખે છે:

"જે અજ છે, અમર છે, સૃષ્ટિનો સરજનહાર છે એનો જન્મ કેવી રીતે સંભવે? હિંદુધર્મના મૂળ ગ્રંથ ચાર વેદોમાં તો 'અવતાર' શબ્દ પણ જોવામાં આવતો નથી. અવતારવાદને સ્પષ્ટ કરવાવાળો કોઈ ગ્રંથ આપની દૃષ્ટિમાં હોય તો કૃપા કરીને મને લખશો? સત્યશોધકની દૃષ્ટિથી અવતારવાદનો અભ્યાસ કરવાની મારી અવશ્ય ઇચ્છા છે."

હિંદુધર્મમાં જે કેવળ ધાર્મિક તરીકે વર્ણવવામાં આવે છે એવી ઘણીખરી વાતો બુદ્ધિગ્રાહ્ય છે અને કેટલીક બુદ્ધિથી અતીત છે. અવતાર બુદ્ધિનો વિષય છે. અને શ્રદ્ધાનો પણ. અને એ શ્રદ્ધાનો પણ વિષય છે, એટલે ભૌતિક વિષય સમજાવવા ગ્રંથ મળે છે તેમ અવતાર વિષે કોઈ ગ્રંથ લખાયા હોય એમ હું નથી જાણતો. અંગ્રેજીમાં કાંઈક છે ખરું, પણ તેથી બુદ્ધિને સંપૂર્ણ સંતોષ મળતો નથી. સંસ્કૃતમાં આ વિષે કોઈ ગ્રંથ હોવાનો સંભવ છે, પણ મને એ વિષે ખબર નથી. અવતાર ઉપર મારી શ્રદ્ધા બેસી ગઈ છે એનું મોટું કારણ તુલસીદાસ છે એમ કહી શકાય. હું તો આ

પત્રલેખક જેવા શોધકોને તુલસીદાસનું મનન કરવાની સલાહ આપીશ. આટલું તો પુસ્તકને વિષે. કોઈ સજ્જન આ બાબતમાં કોઈ પુસ્તક વિષે જાણતા હોય તો મને નામ મોકલે, હું આ ભાઈને મોકલી દઈશ. અવતાર જેવા વિષય ઉપર ગ્રંથની આવશ્યકતા ઓછી છે. મનનની અધિક છે.

હવે થોડો બુદ્ધિવાદ કરી લઈએ. આત્માના જે ગુણો વર્ણવવામાં આવે છે તે જ પરમાત્માના પણ ગુણો છે. જેમ પરમાત્મા અજ, અમર છે એવી જ રીતે આત્મા પણ છે. આત્મા પરમાત્માનો અંશ છે, એટલે જ પરમાત્માના ગુણવાળો છે. આત્મા અજ છે છતાં શરીરરૂપથી જન્મ લે છે, એટલે ઈશ્વરનો અંશાવતાર માનવો પડશે. જો આમ માનીએ તો જેમાં આત્માના અનેક ગુણોનો આવિર્ભાવ જોવામાં આવે છે એને ઈશ્વરાવતાર માનવામાં કશી અડચણ નથી. પૂર્ણાવતાર જેવી કોઈ વસ્તુ બુદ્ધિથી સિદ્ધ નથી થઈ શકતી. એ કાલ્પનિક અને શ્રદ્ધાની વાત છે. પૂર્વજન્મ અને આ જન્મના સંસ્કારને લીધે હિંદુ રામાવતાર અને કૃષ્ણાવતારને માનશે. આખો સંસાર જે ઈશ્વરને માને છે તેણે ઈશ્વરના અવતારને પણ માનવો પડશે. જેમ પાણીના સમુદાયને આપણે સમુદ્રરૂપે જોઈએ છીએ, તેવી જ રીતે જીવોના સમુદાયરૂપ સંસારને આપણે ઈશ્વરાવતારરૂપ કેમ ન જોઈએ ? એને અવતારનું નામ આપીએ કે ન આપીએ એ જુદી વાત છે. આપણને કોઈ નામની સાથે કામ નથી. સચરાચર જગત ઈશ્વરથી ભરેલું છે. જ્યાં જોઈએ ત્યાં એ જ છે. જેનું નામ અને રૂપ છે તે ઈશ્વરનો અવતાર છે. આટલું આપણી શ્રદ્ધાચક્ષુની આગળ સ્પષ્ટ પ્રતીત થવું જોઈએ, અને જો આટલી શ્રદ્ધા બેસી જાય તો આપણે પાપોથી બચી જવાનો બહુ સંભવ છે. ઈશ્વર દરેક કાર્યનો સાક્ષી હોવા છતાં આપણે જૂઠું

કેમ બોલીએ, જૂઠ કેમ આચરીએ, કોઈ પણ પાપ કેમ કરીએ ?

'હરિજનબંધુ' તા. ૧૬-૪-'૩૩

# ૧૯. માળા કે રેંટિયો ?

એક ભાઈ નીચે પ્રમાણે લખે છે :

"'નવજીવન'ના ૨૦મી જુલાઈ ૧૯૨૪ના અંકમાં ૩૬૯મે પાને આપ લખો છો કે, 'બ્રાહ્મણો વિદ્યાદાનનો વ્યવસાય છોડી દે એવું હું માગતો નથી, હું તો એટલું જ કહું છું કે કાંતવા રૂપી યજ્ઞથી તેઓ સારા વિદ્યાગુરુ બનશે.' આપના આવા વિચિત્ર વિચારો જોઈ મને બહુ જ આશ્ચર્ય લાગ્યાં કરે છે. માણસ દરરોજ કાંતવાથી એક સારો કાંતનાર બની શકે પણ સારો વિદ્યાગુરુ કેમ બની શકે ? એ તો ઘણું અસંભવિત અને અતિશયોક્તિભર્યું છે. આપ રેંટિયા પાછળ આમ આટલા બધા તે શું ગાંડા બની ગયા છો ? એવી તે રેંટિયામાં શી મોહિની છે કે હરકોઈ બાબતમાં, હરકોઈ માણસને, ને હરકોઈ સભામાં, બસ જેને ને તેને આપ રેંટિયાનું ભૂત જ વળગાડવા પ્રયત્ન કર્યાં કરો છો ?

"આપના કારાવાસ પહેલાંનો એક પ્રસંગ હાલ આ લખતાં યાદ આવે છે તે આપના ભાષણમાંથી ટાંકું છું. એ ભાષણ મુંબઈનાં દૈનિક પત્રોમાં પણ છપાયું હતું, અને હું પણ ખાસ કરી ત્યાં સાંભળવા માટે આવ્યો હતો. તે એ કે મુંબઈના શ્રીનરનારાયણના મંદિરમાં શ્રીજાદવજી મહારાજના ભક્તમંડળ પ્રત્યે આપ આ પ્રમાણે બોલેલા: '...હું પોતે પણ એક વૈષ્ણવ જ છું. જે પરાઈ પીડ જાણે તે વૈષ્ણવ; નહિ કે જે હરિનામની માળા ફેરવે તે. આમ હું નથી કહેતો પણ નરસિંહ મહેતો કહે છે. હું નરસિંહ મહેતાને ગુરુ તરીકે માનું છું. ઘરમાં આગ લાગે ત્યારે આંખ મીંચી રામનામની માળા ફેરવવાથી આગ ન ઠરે. તે માટે તો પાણી લાવી છાંટવું જોઈએ. હાલ આપણા દેશમાં પણ આગ લાગી છે. તે રેંટિયા ફેરવવાથી તમે ઠારી શકો, માળા ફેરવવાથી નહિ. આટલા બધા

માણસો અહીં માળા ફેરવો છો તે બદલે રેંટિયા ફેરવો તો દેશનાં ઘણુંય નગ્ન મનુષ્યોનાં અંગ ઢંકાય.' તે પછી તમે જાદવજી મહારાજને મંડળમાં માળાને બદલે રેંટિયા ફેરવવાની સલામણ કરી હતી.

"વરતેજમાં ભરાયેલી રજપૂત પરિષદને, તલવારોની જગ્યા રેંટિયાને આપવાનો જેવો અયોગ્ય સંદેશો છે તેવું જ આ એક આપનું ભાષણ હતું. મેં તો એ ભાષણ સાંભળ્યું તે જ વખતે મને એમ લાગેલું કે એક મંદિરમાં એક ધાર્મિક મંડળ પ્રત્યે આવું ભાષણ આપે કર્યું તેથી તે મંડળ કે તેના અધ્યક્ષ જાદવજી મહારાજનું જ તેમાં અપમાન ન હતું, પણ સમસ્ત હિંદુધર્મનું અપમાન થયું હતું. કેમ કે દરેક ધર્મનો, દરેક મતપંથનો, દરેક હિંદુ સવારના પહોરમાં પોતપોતાના ઇષ્ટના નામની માળા તો ફેરવે છે જ. એટલું જ નહિ પણ મુસલમાનો પણ તેમ કરે છે. જરા આગળ વધીને જણાવું તો દુનિયાના સમસ્ત ધર્મોનું જ આપથી અપમાન થયું હતું. કેમ કે ખ્રિસ્તીઓ પણ આપણી માફક 'રોઝરી' ફેરવે છે. ફેર એટલો જ માત્ર એક યુરોપિયન મારફત જણાયો કે આપણે જેમ આખી માળા રામ કે કૃષ્ણના નામની ફેરવીએ છીએ તેમ તેઓ દરેક મણકે મણકે કંઈ જુદું જુદું નામ રટે છે. અને બૌદ્ધમાર્ગીઓ પણ માળા ફેરવે છે.

"આપને ખોટું લાગે તો માફ કરજો પણ મને એ તમારું ભાષણ મૂર્ખાઈભરેલું લાગ્યું. જો જાદવજી મહારાજ એક ખરેખરા ધર્મોપદેશક હોત ને તેમનામાં શિથિલતા ન હોત, તો તે જ વખતે તમને અટકાવી રદિયો આપત કે નરસિંહ મહેતો 'વૈષ્ણવ તે પીડ પરાઈ જાણે રે' એટલું જ બોલી બેસી નથી રહ્યો ને એ જ ધર્મ છે એમ નથી કહ્યું, પણ પોતાનાં પદોમાં ઠેકાણે ઠેકાણે પ્રભુનામના પણ અનંત ગુણ ગાયા છે. પણ અફસોસ! તેમનામાં એટલી હિંમત નહિ; એમણે તો સહનશીલ થઈ જે જે ઘા તમોએ કર્યા તે મૂંગે મોઢે પૂતળાની જેમ ઊભા રહી સહી લીધા. એક ધર્મોપદેશક તરીકે કામ કરનારની આવી કાયરતા ને આવો વાંક તે એક જબરો દોષ ગણાય એમ હું માનું છું ને આપ પણ તે કબૂલ કરશો જ.

"આટલું લખ્યા પછી હવે જણાવવાનું છે તે એ કે આપ ધર્મને

ચાહો છો, ધર્મને શ્રેષ્ઠ ગણો છો, આપની દરેક હિલચાલ ધાર્મિક છે એમ જણાવો છો અને આ જગતની નાશવંત વસ્તુઓ કરતાં આત્મિક બાબતને ઊંચું પદ આપો છો, છતાં ઈશ્વરભજન કરતાં રેંટિયો ફેરવવાને ઉત્તમ ગણો છો. અલૌકિક લાભ કરતાં અહીંના લૌકિક લાભને મોટો ગણો છો અને કાંતવા રૂપી યજ્ઞથી બ્રાહ્મણો સારા વિદ્યાગુરુ બનશે એમ લખો છો. આ બધી ગડબડમાં મને તો કાંઈ સમજણ પડતી નથી. તમે હરિભજનની માળા છોડી, માળા કરતાં રેંટિયાને ઉત્તમ ગણી તે ફેરવવાનો ખાસ આગ્રહ કરો છો, પણ આપના ગુરુ નરસિંહ મહેતા તો ગાય છે કે :

નવસેં નવાણું નદી અવળી ચાલે ને સાતે સમુદર સૂકે,
મેરુ ચળે, રવિ પશ્ચિમ ઊગે પણ નરસૈંયો માળા ન મૂકે;
માળા મારા જીવને સાટે રે.

તેનું શું? તમે લખો છો કે, 'કાંતવાને મેં સાંપ્રદાયિક ધર્મો કરતાં શ્રેષ્ઠ ધર્મ ગણ્યો છે.' જો ખરેખર એમ જ હોય તો નરસિંહ મહેતા પણ અહીં મૂઢ બને છે.

"આપ એ જ લેખમાં લખો છો કે, 'વિનોબા ને બાળકોબા કાંતનારા તથા વણનારા થઈ આજે શ્રેષ્ઠતર બ્રાહ્મણ બન્યા છે. તેમનું જ્ઞાન વધુ સંગીન બન્યું છે ને તેઓ આજે ઈશ્વરની વધુ નજીક છે.' જો આમ કાંતવાથી ને વણવાથી જ ઈશ્વરની વધુ નજીક જવાતું હોય ને જ્ઞાની થવાતું હોય તો પછી મંદિરોમાં જવાની, ઈશ્વરભજન કરવાની, જ્ઞાન લેવાની, દાન વગેરે દેવાની જરૂર જ શું છે? કેમ કે આપે ઉપર કહ્યું તે મુજબ રેંટિયો કાંતવામાં બધું આવી જાય છે. અને એમ છે તો ઉપનિષદ ને શાસ્ત્રો લખનારની મતિ મારી ગઈ હતી કે કેમ, કે જેથી તેઓ આવું ઊંધું લખી ગયા છે? આપ એક વખત એક બોલો છો, બીજી વખત વળી કંઈ બીજા જ ભાવનું અને વળી વર્તન કંઈ ત્રીજું જ ધરાવો છો. આથી મનને ભ્રમણા થાય છે. મને જ નહિ પણ બીજા ઘણાઓને એમ લાગતું હશે.

"આપનું 'હિંદસ્વરાજ્ય' નામક પુસ્તક વાંચ્યું. તેમાં યંત્રની વિરુદ્ધ આપે લખ્યું છે. છતાં 'નવજીવન' કે જે યંત્ર મારફતે જ છપાય છે તે દ્વારા આપ આપના વિચારો ફેલાવો છો. મોટર, આગગાડી ને આગબોટ પ્રત્યે તમને બહુ તિરસ્કાર છે. છતાં આખા

હિંદુસ્તાનની મુસાફરી તમે તેમાં જ બેસીને કરી છે તે આપ ના કહી શકો એમ નથી. અહિંસા આપને જીવનપ્રાણ છે છતાં લૂંટારા, ધાડપાડુઓ સામે સખત પગલાં લઈ માર મારવાનું જણાવો છો. અને આખા હિંદને ચૂસી લેનાર અંગ્રેજો પ્રત્યે અહિંસા રાખવાનું શીખવો છો; તો આ એક નાના સરખા ઘરને લૂંટી લેનાર ધાડપાડુઓની શા માટે હિંસા કરવી જોઈએ? આ તો એમ થયું કે જેને પૂગીએ તેને દબાવવું અને ન પૂગીએ ત્યાં 'અસમર્થો ભવેત્ સાધુઃ'ની માફક સાધુ બની બેસવું. ઇસ્પિતાલ અને દાક્તરોની વિરુદ્ધમાં તો તમે અનહદ ટીકા કરી છે છતાં ઇસ્પિતાલમાં લઈ જવા સરકારે આપને પૂછ્યું ત્યારે રાજીખુશીથી ત્યાં જવાને સહી કરી અને ઇસ્પિતાલ તથા દાક્તરોની મદદ લીધી. પછી સરકારે ત્યાંથી જવાનું કહ્યું પણ આપે ત્યાં જાણીજોઈને વધુ રહેવા માટે પસંદ કર્યું. અને ત્યાં પરદેશી વસ્ત્રો, પરદેશી ખાંડ ને વિલાયતી દવાઓ પણ છૂટથી વાપરવામાં બાકી ન રાખી.

"બીજાઓને માળા મૂકી રેંટિયો ફેરવવાનો બોધ કર્યો પણ ત્યાં પૂનામાં એમ લાગ્યું કે હવે રખે આ આખર દશા હોય, ત્યારે તુલસીની માળા લઈ નામસ્મરણ કરવા બેઠા હતા. (એમ છાપાંઓમાં વાંચ્યું હતું.) જો માળા કરતાં રેંટિયો જ શ્રેષ્ઠ છે ને ઈશ્વરની વધુ નજીક લઈ જઈ શકે છે તો પછી રેંટિયો મૂકી પાછી માળા હાથમાં શું કામ લીધી? નરનારાયણના મંદિરમાં જે ભક્તો નામસ્મરણ કરે છે તેની સામે આપે સારી પેઠે વિવેચન કર્યું હતું. હું ત્યાં હાજર હતો ને બરોબર ચોક્કસ સાંભળ્યું છે છતાં 'નવજીવન'માં 'બ્રહ્મચર્ય' એ લેખમાં રામનામનો મહિમા ખૂબ વખાણ્યો છે. આ બધા વિષે આપ શું ખુલાસો કરી શકો એમ છો? હું આવા હજી બીજા ઘણા દાખલા આપ આગળ રજૂ કરી શકું એમ છું. પણ આપ મારા કહેવાની મતલબ આટલેથી જ સમજી લઈ શકશો એવી આશા રાખી કલમને અટકાવું છું."

ધર્મ એ સીધી લીટી નથી, એ તો વિશાળ વૃક્ષ છે. તેનાં કરોડો પાંદડાંમાંનાં બે પણ સરખાં નથી હોતાં, પ્રત્યેક ડાળીમાં પણ ભેદ છે. તેમાંની એક પણ આકૃતિ ભૂમિતિની આકૃતિના જેવી માપસર નથી હોતી. તેમ છતાં આપણે

જાણીએ છીએ કે બીજ, ડાળ અને પાતરાં એક જ છે; ભૂમિતિની આકૃતિ જેવું તેમાં કંઈ જ નથી. છતાં વૃક્ષની શોભાની સાથે ભૂમિતિની આકૃતિની સરખામણી પણ ન હોઈ શકે. ધર્મ સીધી લીટી નથી પણ વાંકીયે નથી. સીધી લીટીથી તે પર છે, કેમકે બુદ્ધિથી પર છે. તે અનુભવથી ઓળખાય છે.

જેમાં મજકૂર લેખક અસંગતિ જુએ છે તેમાં હું કેવળ સુસંગતિ જ જોઉં છું. મારા જીવનમાં મને નથી વિરોધ જોવામાં આવતો, નથી ગાંડપણ જોવામાં આવતું. પણ એટલું ખરું છે કે માણસ જેમ પોતાનો વાંસો નથી જોઈ શકતો તેમ પોતાના દોષ કે ગાંડપણ પણ ન જુએ; પણ જ્ઞાનીઓએ ધર્મી ને ગાંડા વચ્ચે ભેદ જોયો નથી. એટલે હું સંતોષ વાળી બેઠો છું કે હું ગાંડો નહિ હોઉં પણ ખરેખર ધર્મી હોઈશ. હું ગાંડો કે ધર્મી એનો ન્યાય તો મારા મૃત્યુ પછી જ થઈ શકશે.

જાદવજી મહારાજે ભીરુતાથી મારો વિરોધ ન કર્યો એમ હું નથી માનતો. કેમ કે મારા કહેવાનું હાર્દ પૂરું સમજ્યા હતા ને તે વેળા તો મારા બોલવામાં સંમત થયા હતા. કેમ ન થાય? મેં કંઈ નારાયણનું નામ છોડી રેંટિયો ગ્રહણ કરવાનું નહોતું કહ્યું. મેં તો સૂચવ્યું કે નારાયણના જપ રેંટિયો ચલાવતાં પણ જપી શકાય. અને અત્યારે જ્યારે હિંદુસ્તાન બળી રહ્યું છે ત્યારે રેંટિયારૂપી ડોલમાં સૂતરરૂપી જળ ભરી નારાયણ નામ લેતાં આ અગ્નિને ઠારીએ એ જ આપણો બધાંનો ધર્મ છે.

હું સર્વત્ર રેંટિયો જોઉં છું કેમ કે હું સર્વત્ર કંગાળિયત જોઉં છું. હિંદુસ્તાનનાં હાડપિંજરોને જ્યાં સુધી અન્નવસ્ત્ર ન મળે ત્યાં સુધી તેઓને મન ધર્મ એવી કોઈ વસ્તુ જ નથી. તેઓ તો અત્યારે ઢોરની જેમ જીવી રહ્યા છે. તેમાં આપણો ભાગ છે. તેથી રેંટિયો આપણે સારુ પ્રાયશ્ચિત્ત છે. અપંગની

સેવામાં ધર્મ છે. અપંગરૂપે ભગવાન આપણને હમેશાં દર્શન દે છે, પણ આપણે તિલકો તાણતાં છતાં તેઓની અને તેથી ઈશ્વરની અવગણના કરીએ છીએ. ઈશ્વર વેદમાં છે અને નથી. વેદનો સીધો અર્થ કરનાર તેમાં તેની ઝાંખી કરે; તેના અક્ષરને વળગી રહેનારને આપણે વેદિયા કહીએ છીએ. નરસિંહ મહેતાએ માળાની સ્તુતિ કરી ખરી, ત્યાં તે યોગ્ય હતી. તે જ મહેતાશિરોમણિએ કહ્યું:

"શું થયું તિલક ને તુલસી ધાર્યાં થકી,
શું થયું માળ ગ્રહી નામ લીધે;
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે,
શું થયું વર્ણના ભેદ જાણ્યે."

મુસલમાન અવશ્ય 'તસબી' ફેરવે છે. ખ્રિસ્તી 'રોઝરી' ફેરવે છે. પણ કોઈને સર્પદંશ થયો હોય તેને તે તસબી કે રોઝરી છોડી મદદ દેવા ન જાય તો પોતાને ધર્મભ્રષ્ટ થયેલા માને. બ્રાહ્મણો કેવળ વેદ ભણીને જ ધર્મવિદ્યાગુરુ નહિ બને. જો એમ બનતું હોય તો ભટ્ટ મેક્સમુલર જ ધર્મવિદ્યાગુરુ બનત. આજનો ધર્મ જાણનાર બ્રાહ્મણ જરૂર વેદાભ્યાસને ગૌણ ગણી, રેંટિયાધર્મ પ્રવર્તાવે, કરોડની ભૂખ ભાગે ને પછી પાછા વેદગ્રસ્ત થઈ જાય.

કાંતવાને સાંપ્રદાયિક ધર્મો કરતાં મેં અવશ્ય શ્રેષ્ઠ ગણ્યો છે. એનો અર્થ એવો નથી કે સંપ્રદાય છોડવા. પણ જે ધર્મ દરેક સંપ્રદાય, દરેક ધર્મવાળાને પણ પાળવાનો હોય તે દરેકના કરતાં શ્રેષ્ઠ હોય જ. અને તેથી જ હું કહું છું કે સેવાવૃત્તિથી જે રેંટિયો કાંતે તે બ્રાહ્મણ વધારે સારો બ્રાહ્મણ બને; તે મુસલમાન વધારે સારો મુસલમાન બને; તે વૈષ્ણવ વધારે સારો વૈષ્ણવ બને.

મેં અંતસમય આવ્યો જાણી રામનામ નથી જપ્યું, કે માળા નથી ફેરવી. પણ તે વેળા રેંટિયો ચલાવવાની શક્તિ

ન હતી. માળા મને જ્યારે રામનામ જપવામાં મદદ કરે છે ત્યારે માળા જપું છું. જ્યારે માળા પણ વિઘ્નરૂપ લાગે એટલો એકાગ્ર બનું છું ત્યારે તેને છોડું છું. સૂતાં સૂતાં જો રેંટિયો ચલાવી શકું, ને મને રામનામ લેવામાં તેની મદદની જરૂર જણાય તો હું અવશ્ય માળાને બદલે રેંટિયો ચલાવું. માળા અને રેંટિયો બન્ને ચલાવવાની શક્તિ હોય ને એકની પસંદગી કરવાની હોય, તો જ્યાં લગી હિંદુસ્તાનમાં ભૂખમરો વર્તે છે ત્યાં લગી હું રેંટિયા રૂપી માળા પસંદ કરું. એવો એક સમય આવવાની રાહ હું જોઉં છું કે જ્યારે રામનામ લેવું પણ ઉપાધિરૂપ જણાય. 'રામ' વાણીથીયે પર છે એવો અનુભવ થશે ત્યારે તે 'નામ' લેવાપણું પણ નહિ રહે. રેંટિયો, માળા અને રામનામ એ મારે સારુ નોખી વસ્તુ નથી. એ ત્રણે મને સેવાધર્મ શીખવે છે. સેવાધર્મ પાળ્યા વિના હું અહિંસાધર્મ પાળી નથી શકતો. અહિંસાના પાલન વિના હું સત્ય શોધી નથી શકતો. અને સત્ય સિવાય ધર્મ નથી. સત્ય એ જ રામ છે, નારાયણ છે, ઈશ્વર છે, ખુદા છે, અલ્લા છે, 'ગૉડ' છે.

"ઘાટ ઘડિયા પછી નામરૂપ જૂજવાં અંતે તો હેમનું હેમ હોયે."

'હિંદસ્વરાજ'માં યંત્ર વિષે જે લખ્યું છે તે યથાર્થ જ છે. તેમાં છાપાં વિષે પણ વાત આવી જાય છે. એ શંકાશીલે જોઈ લેવી. વળી એટલું પણ યાદ રાખવું કે અત્યારે હું 'હિંદ સ્વરાજ' હિન્દુસ્થાન આગળ નથી મૂકી રહ્યો, પણ પાર્લમેન્ટરી એટલે બહુમતીનું સ્વરાજ્ય મૂકી રહ્યો છું. અત્યારે યંત્રમાત્રનો નાશ નથી સૂચવી રહ્યો, પણ રેંટિયાને સર્વોપરી યંત્ર બતાવી રહ્યો છું. 'હિંદસ્વરાજ'માં આદર્શ સ્થિતિ વર્ણવી છે; તેમાંનું જેટલું હું નથી પાળતો એને મારી નબળાઈ સમજી લેવી. હું અહિંસાને પરમ ધર્મ માનનારો છું, છતાં ખાવાપીવામાં રહેલી હિંસા કર્યા જ કરું છું. પણ અહિંસાનો

આદર્શ મારી પાસે રાખી તેમાંયે સંયમ પાળવા પ્રયત્ન કરું છું. તે પ્રવૃત્તિ વધારવા નહિ પણ ઘટાડવા મથું છું.

ઇસ્પિતાલો વિષે મેં લખ્યું છે એ પણ યથાર્થ જ છે, છતાં મને શરીરનો મોહ રહ્યો છે ત્યાં લગી દવા કરું છું. તે મોહ ઓછો થાઓ એમ ઇચ્છું છું. હું ઇસ્પિતાલમાં કેદી તરીકે ગયો, પછી છૂટ્યો કે તુરત ભાગવાની જરૂર ન જોતાં જેઓએ વિનય ને માયા બતાવ્યાં હતાં તેમની સંભાળ નીચે રહેવું એ મને ધર્મ જણાયો. ઇસ્પિતાલમાં મેં મારાં વ્રતો પાળ્યાં. મને ત્યાં ન લઈ જાત તો હું નાસીપાસ ન થાત. ઇસ્પિતાલમાં હું સ્વેચ્છાએ નહોતો ગયો, ત્યાં જવાની સૂચનાની સામે પણ નહોતો થયો. પરદેશી ખાંડ ખાવાનું વ્રત મને છે નહિ, પણ હું પરદેશી ખાંડ ખાતો નથી. મને ખાંડ વગેરે ખાવાં જ નાપસંદ છે. છેલ્લી માંદગીને વખતે જ તે શરૂ કર્યાં, પણ તે સ્વદેશી જ; દવાઓ પણ અમુક જેનો બાધ નથી તે જ લીધી છે.

છતાં એટલું ખરું છે કે મને માંદગી આવી તે મારી તાત્ત્વિક કલ્પનાઓની વિરુદ્ધ હોઈ મને શરમાવે છે. મારે કંઈ પણ દવા લેવી એ મારે સારુ હીણપત છે. ઇસ્પિતાલમાં જવા જેવી મારી સ્થિતિ થાય એ એથી પણ વધારે. આ મારી નબળાઈઓ સારુ લેખક ને વાંચનાર મારી દયા ખાય ને મને નિભાવે તથા તે ઉપાધિઓમાંથી પણ મુક્ત થાઉં અને નિર્વિકારી થાઉં એવો આશીર્વાદ આપે ને જ્યાં સુધી તે આશીર્વાદ ન ફળે ત્યાં લગી મને જેવો છું તેવાને નિભાવે ને સહન કરે.

ધાડપાડુને મારવાનું મેં પસંદ નથી કર્યું. તેને પણ પ્રેમથી જીતવાનું મેં પસંદ કર્યું છે, પણ જે એ ધર્મ ન પાળી શકે અને પોતાનાં આશ્રિત, માલમિલકત વગેરે બચાવવા ઇચ્છે છે, ને જેને એટલી પ્રેમબળની પૂંજી નથી તેને ધાડપાડુને મારીને પણ સ્વરક્ષણ કરવાનો અધિકાર છે.

અંગ્રેજોને ધાડપાડુની ઉપમા આપવી એમાં મહા વિચારદોષ છે. ધાડપાડુ બળાત્કારે લૂંટે છે. અંગ્રેજો મનનું હરણ કરીને લૂંટે છે. તેથી તેની લૂંટમાં પદ્ધતિદોષ છે. દારૂના પીઠાવાળો પણ દારૂ વેચી મારો માલ અને મારો આત્મા લૂંટે છે, તેને હું મારવાનું શીખવું કે તેનો ત્યાગ શીખવું ? પણ જો કોઈ અંગ્રેજ બીજાની ઉપર જાતે હુમલો કરવા આવે અથવા કોઈ દારૂના પીઠાવાળો બીજાને પરાણે દારૂ પાય તો, અને એ બંનેને જો દુઃખી થતો માણસ પ્રેમથી જીતી ન લે તો તેને મારીને હઠાવી શકે છે. પછી અંગ્રેજ કે દારૂવાળા એક હોય કે અનેક સબળા હોય કે નબળા.

ઉપલા કાગળના જવાબમાં હું ઊતર્યો છું પણ એ ઉચિત હતું કે અનુચિત એ વિષે મને હજી શંકા છે. લખનારનો હેતુ નિર્મળ જાણ્યો તેથી જ જવાબમાં ઊતરેલો છું. પણ એવાં લખાણોમાં બહુ વિચારદોષ હોય છે એ મારા જવાબમાંથી જોઈ શકાય એવું છે એમ મને ભાસે છે.

ઘણા ભણેલાઓનું જીવન વિચારશૂન્ય થઈ ગયું જણાય છે. એક સિદ્ધાંતમાંથી ઉપસિદ્ધાંતો ઘટાવી લેવાની શક્તિ ન હોય ત્યાં લગી સિદ્ધાંતોનું જ્ઞાન જ નથી એમ કહી શકાય. લેખકે જો ઊંડે ઊતરી ખૂબ વિચારો કર્યા હોત તો જે જવાબો મેં આપ્યા છે તે બધા પોતે ઘટાવી શકત. ખરું જોતાં બધા જવાબો મારાં આગલાં લખાણોમાં આવી જ ગયા છે. પણ લખનારની વિચારશિથિલતા આપણો સામાન્ય દોષ છે એમ મારી ઉપર આવતા અનેક પત્રોમાંથી હું જોઉં છું તેથી આ જવાબમાં ઊતર્યો છું. પણ દરેક વાંચનારને અને લેખકને મારી સલાહ છે કે તેમણે પ્રત્યેક વસ્તુનો ખૂબ વિચાર કરવો, તો ઘણા મિથ્યાભાસોમાંથી તેઓ બચી જશે. 'ભણતર મિથ્યા વગર વિચાર.'

તા. ૭-૮-'૨૪

## ૨૦. જ્ઞાની કે અર્ધદગ્ધ ?

ગણપત નામના એક વિદ્યાર્થી પોતાના કુટુંબીને આ પ્રમાણે પત્ર લખી તા. ૭મી જુલાઈએ ચાલી નીકળ્યા :

"જત લિ. આપનો નમ્ર સેવક ગણપત. મારા આપને સદાને માટે છેલ્લા પ્રણામ છે. હું લગભગ એક વાગતા સુધી નહોતો જાણતો કે આજે શું થવાનું છે. કૉલેજમાં જતાં મને હિંદુસ્તાનના લોકોની — હિંદદેવીની —દયાજનક દશાના ચિતારનું પૂરું બ્યાન થયું. એક યુરોપિયન એક હિંદુ સ્ત્રીને ગાળો ભાંડતો તથા મારતો હતો. તે બાઈ રડતી હતી, અને તેને કાલાવાલા કરતી હતી. હાય ! તેને માર ખાતી અને કકળતી જોઈને મારું અંતઃકરણ ચિરાઈ ગયું. કેટલી અધમતા અને પરતંત્રતા હિંદની કે જે લોકો આપણે લીધે પોતાનું ગુજરાન ચલાવે છે, અને આપણા દેશમાંથી સઘળું ઘસડી ગયા, તે આપણને જ કનડે છે. આ દશ્ય જોતાં જ મારી આંખ આગળ અમૃતસરના અત્યાચારો નાચવા લાગ્યા. અને જાણે તે હમણાં જ ન બનતા હોય અને ડાયર ગોળીઓ ન છોડતો હોય તેમ થવા લાગ્યું. મોટાભાઈ, બસ હવે તો કાં તો દેશભક્ત બનું કે મરું. દેશને છોડાવવા પ્રયત્ન કરતાં દેહ પડે તો ખેર. હું કોણ ? ફક્ત એક રંક ક્ષુદ્ર પ્રાણી. તમે કદાચ મને હસશો અને મેં જે કર્યું તે માટે આપને ઘણી જ દિલગીરી થશે. પણ તેમ કરવાનું કશું કારણ નથી. તમે બિલકુલ દિલગીર થશો નહિ. હું આજે મારી જિંદગીનું ખરું રહસ્ય તાદશ્ય કરું છું. હું કાર્ય સાધીશ અગર તો દેહ પાડીશ. મને ઘણી વખત હિંદીઓ અને અકાલીઓના ઉપર ગુજરતા અત્યાચારો વાંચવાથી બસ હિંદ માટે ભેખ ધારણ કરવાના વિચારો થઈ આવતા. પણ આજે તો મનને મેં ઘણું વારવા છતાં તે મારા તાબામાં ન રહ્યું. કૉલેજમાં બંને પિરિયડ ફક્ત આ જ વિચારો કર્યા, છેવટે ઘેરથી નીકળી પડવું એ જ વિચાર સૂઝયો, અને મને તે સારો લાગ્યો. આજ શું થવાનું છે તેની મને દોઢ વાગ્યે ખબર પડી. મોટાભાઈ, હવે તો પ્રભુભક્ત કે દેશભક્ત. હું પરણવા

માગતો જ નથી. હું સુખ ભોગવું અને મારા હજારો ભાઈઓને ખાવાનું પણ ન મળે તે મારાથી કેમ સહેવાય? હું હંમેશાં સદાચારી રહીશ. દરેક સ્ત્રી — પાંચથી તે સો વર્ષ સુધીની — દરેક સ્ત્રીને મારી માબહેન તરીકે માનીશ. હું ગાંડો થઈ ગયો છું એવું તો મનમાં બિલકુલ લાવશો જ નહિ. અગર તો મારાં પૂજ્ય ધર્મમાતાએ મારું મન દૂભવ્યું છે તેમ પણ નથી. પણ આજે મને દૈવી પ્રેરણા થઈ છે. મારે હાથે કોઈ મોટું કાર્ય થવાનું હશે તેથી જ આવી ઈશ્વરી પ્રેરણા મને થઈ છે. ગૌતમ બુદ્ધને પણ ઈશ્વરી પ્રેરણા જ થઈ હતી. હવે મારું શું થશે, હું શું કરીશ, શું ખાઈશ, મને કેવાં કષ્ટ પડશે એ બધાનો તમારે બિલકુલ વિચાર જ કરવાનો નથી. મને જેણે પ્રેરણા કરી છે તે મને જરા પણ દુઃખ નહિ પડવા દે. જો મેં તેનો વિચાર સરખો કર્યો હોત તો મારું મન ભાગી પડત. મોટાભાઈ, છેલ્લી વાર કહું છું કે મારી કશી ચિંતા કરશો નહિ, તેમ શોધ કરશો નહિ. મને કોઈનો ડર લાગતો નથી. મારી પાસે ફક્ત રૂા. ૧૫) પંદરની કિંમતવાળી વીંટી છે, જે હું પાછી આપવા આવું તો મને રજા ન મળે માટે બારોબાર જાઉં છું. માતાજીને મારી ગેરહાજરીમાં ઓછું આવવા ન દેશો. સઘળાંને મારા છેલ્લા પ્રણામ. ટ્યૂશનવાળા છોકરાને ત્યાંથી રૂા. ૧૦) દસ લાવજો. માતુશ્રીને આપને સોંપીને જાઉં છું. તેમને કોઈ વાતે ઓછું આવવા દેશો નહિ. મારાં મોજીલાં નાનાં બાલુડાંને કોઈ વાતે દુઃખ ન દેશો. તમે બિલકુલ રડશો નહિ. હું પાછો આવીશ પણ ક્યારે તે કહી શકતો નથી. પણ આવીશ જરૂર, જો ઈશ્વરી પ્રેરણા થશે તો. મોટાભાઈ, સઘળાંનાં રડતાં હૃદય છાનાં રાખનાર હવે તમે જ છો. હું શું કહું છું? મારી શોધખોળ બિલકુલ કરશો નહિ. મને મારી જિંદગીનું રહસ્ય સમજાયું છે, અને તે સિદ્ધ કરવામાં હું મારો દેહ અર્પીશ.

"હું બીજો સરસ્વતીચંદ્ર નીવડીશ. પણ મને કંઈ રોષનું કારણ મળ્યું નથી તે ચોક્કસ છે.

"મારું શરીર ક્ષુદ્ર છે. પણ આત્મા અને આત્મબળ મજબૂત છે. બસ છેલ્લી સલામ! કશી ફિકરચિંતા કે શોધખોળ કરશો નહિ."

આ કાગળમાં જેટલો દેશપ્રેમ છે તેટલું જ અજ્ઞાન છે. ક્યાં ડાયરશાહી ને ક્યાં એક અંગ્રેજનું એક બાઈને ગાળ દેવું! શહેરોમાં ફરનારને નસીબે આવાં દશ્યો તો નિરંતર આવે છે. ગોરા જ હિંદી ઓરતોને ગાળો ભાંડે છે એમ નથી. હિંદીઓ પણ ગાળો ભાંડે છે અને મારે પણ છે. ઉદ્ધત હિંદી સ્ટેશન માસ્તરો અને સિપાહીઓ બહેનો ઉપર ત્રાસ ગુજારે છે એ કોણે નથી જોયું? આ દુષ્ટતાઓનું નિવારણ કંઈ ભાગી ગયે થવાનું શું?

ગોરાએ જ્યારે બાઈને ગાળો ભાંડી ત્યારે વિદ્યાર્થી ગણપત કેમ જોઈ રહ્યા? તેમને દુઃખ લાગ્યું તો તેમની પાસે બે કે ત્રણ રસ્તા હતા. અહિંસાનો પ્રયોગ કરીને નમ્રભાવે પેલા ગોરાને સમજાવવા જતાં માર ખાવો પડત તો ખાઈ લેત અને પેલી બહેન ગાળોથી બચી જાત. અથવા જો તે 'શઠમ્ પ્રતિ શાઠ્યમ્'ના ન્યાયને માનનાર હતા તો કજિયો પોતાનો કરી ગોરાની સાથે લડાઈ કરી શકતા હતા. જો તે સહકારી હતા તો ત્રીજો રસ્તો તે બાઈને પોલીસ-ચોકીમાં લઈ જઈ ફરિયાદ કરવાનો હતો. તેમ કરતાં ન્યાય ન મળત તો પોતે અસહકારી બનત. ગમે તેમ વિચારી જુઓ પણ ભાગી છૂટવું એ રસ્તો જ ન હતો. આવો ઉપાય તે બંધનરૂપ થવાનો સંભવ છે. વિદ્યાર્થી ગણપત લખે છે કે હવે તે જિંદગીનું રહસ્ય સમજ્યા છે. શું સમજ્યા છે તે તો ભગવાન જાણે. ભાગીને શી સાધના કરશે? ઘેર રહેતાં છતાં જેટલું કરવાનું હતું તે કરી શકત. કાયર થઈને ભાગવાથી જ્ઞાન નથી આવવાનું, નથી હિમ્મત આવવાની. બધા બુદ્ધ નથી થઈ શકતા. સરસ્વતીચંદ્ર તો ગોવર્ધનભાઈની કલ્પનામાં વસતા હતા. વિદ્યાર્થી ગણપત તો સરસ્વતીચંદ્ર કરતાં પણ આગળ વધવાની આશા રાખે છે. સરસ્વતીચંદ્રને તો ગોવર્ધનભાઈએ ઘાંચીના બેલની જેમ ત્યાંનો ત્યાં જ

ક્ષુમાવ્યો, તે 'નવીન' થયો જ નહિ. નવીન અનુભવો લઈને પણ કુમુદને છોડી કુસુમને લઈને બેસી ગયો. અને છેવટે પોતાની આરતી ઉતરાવી. સરસ્વતીચંદ્રમાંથી શીખવાનું એ છે કે આપણે કર્તવ્યથી ચળીએ નહિ. જે દુઃખનું નિવારણ થઈ ન શકે તેના સાક્ષી થઈ સહન કરીએ, તેના ઉપાયો શોધીએ. ઉપાયો તો દુઃખોના અવલોકનથી મળશે, દુઃખથી દૂર ભાગ્યે નહિ મળે.

વિદ્યાર્થી ગણપત જો હજુ અરણ્યવાસી ન થયા હોય અને છૂપા પડ્યા પણ 'નવજીવન' વાંચતા હોય, ને તેમની નજરે આ અંક ચડે, તો મારા જેવા અનુભવીની વિનંતિ ધ્યાનમાં લઈ પાછા ફરે, પોતાનો અભ્યાસ જારી રાખે, શરીરસંપત્તિ ન હોય તો કેળવે, બ્રહ્મચારી જરૂર રહે, ઈશ્વરભક્ત જરૂર બને, જિંદગીનું રહસ્ય સેવા છે એમ શીખે. એ ભાગવાથી નથી થઈ શકતી એમ જાણે.

અરણ્યનો રસ્તો નથી જ એમ હું નથી કહેવા માગતો. ત્યાં જઈને તો ઘણુંયે શિખાય છે, પણ તેને સારુ અધિકાર જોઈએ. આપણે બધા બુદ્ધ થવાની હામ ન ભીડીએ. આપણે તો સુદામા રહીએ. અર્જુનને ભાગતો રોકનાર કૃષ્ણચંદ્ર ગાંડો ન હતો. રામે પિતાનું વચન પાળ્યું પણ ભરતને તો અયોધ્યામાં બાંધ્યો ને પોતે જંગલમાં જઈને મંગળ કર્યાં, જંગલમાંયે પોતાની તૈયારીઓ કરી આદર્શ પુરુષ બન્યા. સારે નસીબે ઘણા વિદ્યાર્થી ભાગતા નથી એટલે મારે વિદ્યાર્થી ગણપતના કિસ્સાને લંબાવવાની જરૂર નથી. પણ રહેલા વિદ્યાર્થીઓને ગણપતની પાસેથી બોધ લેવાનું તો ઘણુંયે છે. આપણે દુઃખો જોઈ શુષ્ક કે જડ નથી બનવા માગતા. ગણપતના જેવી જ લાગણી કેળવવા ઇચ્છીએ. આપણે વિદ્યાને કોડીને દામે વટાવીએ નહિ. વિદ્યાધન દેશને સારુ કમાઈએ ને તે વડે સેવા કરીએ. ગણપતના જેટલી જ લાગણી કેળવી,

આપણે તેમાં વિવેકબુદ્ધિ ઉમેરીએ ને પ્રમાણ જાળવીએ. પ્રમાણવિદ્યા શીખી ધીરજ કેળવીએ. સ્થિતિનું પૃથક્કરણ કરી ઇલાજો શોધી તે અજમાવવામાં દૃઢ થઈએ. નિશ્ચય કરતાં પહેલાં ખૂબ વિચારીએ, પણ કરેલા નિશ્ચયને વજ્ર જેવા થઈ પાળીએ. મણુપત તિરસ્કારને પાત્ર તો નથી જ. તે દયાને પાત્ર પણ નથી. તે સ્તુતિને પાત્ર છે. માત્ર તેણે ઉતાવળ કરીને પગલું ભર્યું છે. તેવું પગલું આપણે ન ભરતાં જ્યાં છીએ ત્યાં જ અરણ્ય પેદા કરીએ. શાંતિ, વૈરાગ ઇત્યાદિ માનસિક સ્થિતિ છે. કેટલાકને ભટકવાથી શાંતિ મળે છે એ ખરું છે, પણ ઘણાને તો જંજાળમાં રહી ઘડાતાં જ તે મળે છે. આપણો માર્ગ તે ઘણાનો છે. તે રાજમાર્ગ છે:

'સૂતર આવે ત્યમ તું રહે,
જ્યમ ત્યમ કરીને હરિને લહે.'

એમ અખો લખી ગયો. તે જ્ઞાની હતો.

તા. ૨૦-૭-'૨૪

## ૨૧. જ્ઞાનની શોધમાં

એક ફ્રેંચ લેખકે એક કથા લખી છે. તેનું નામ 'જ્ઞાનની શોધમાં' એવું કહી શકાય. લેખક ઘણા વિદ્વાનોને જુદા જુદા ખંડોમાં તે શોધ કરવા મોકલે છે. તેમાંની એક ટુકડી હિંદુસ્તાન આવે છે. બ્રહ્મજ્ઞાનીઓ, શાસ્ત્રીઓ, દરબારીઓ, વગેરેને ત્યાં આ શોધક ભટકે છે પણ ક્યાંયે જ્ઞાન નથી મળતું. જ્ઞાન એટલે ઈશ્વરની શોધ એવું એ શોધક નક્કી કરે છે. છેવટે એક અંત્યજનું ઘર તેને હાથ આવે છે. ત્યાં તે ભક્તિની પરાકાષ્ઠા જુએ છે. સરળતા, નિર્દોષતા, અકૃત્રિમતાનો પ્રથમ અનુભવ ત્યાં તેને થાય છે. ત્યાં તેને ઈશ્વરનો સાક્ષાત્કાર થાય છે. ને તે એ નિશ્ચય ઉપર આવે

છે કે જે માણસ ઈશ્વરનો સહેજે ભેટો કરવા ઇચ્છતો હોય, તેણે ગરીબ અને અવગણાતા લોકોમાં શોધ કરવી.

આ તો કલ્પિત વાતો છે. પણ આપણાં શાસ્ત્રો એ જ વાતની સાખ પૂરે છે. સુદામાને ભગવાન સહેજે મળ્યા. મીરાંબાઈ રાણી મટી ત્યારે તે ભગવાનને મળી. દુર્યોધન કૃષ્ણના મસ્તક આગળ જઈને બેઠો એટલે તેને એકલી સેના મળી. ભગવાન સારથિ તો પગ પાસે બેસનાર અર્જુનના થયા.

આ વિચારો નીચેના કાગળ ઉપરથી આવ્યા છે:

"સ્વયંસેવકોની માગણી વિષે તા. ૧–૨–'૨૫ના 'નવજીવન'-માં વાંચ્યું. ઘણો સમય થયાં આપને મળવા આવવાનું મન થયાં કરતું હતું. હવે તો અનુકૂળ પ્રસંગ પ્રાપ્ત થયે બધું લખી નાંખું છું. લખવામાં આળસ કર્યું નથી. આપને કંટાળો આવે તો ભલે!

"મારું વય પચીસ વર્ષનું છે. માબાપ વગરનો છું અને સગાંવહાલાં બહુ ઓછાં છે. અત્યારે તો એક જ તીવ્ર ઇચ્છા છે, વધતી જાય છે: 'હું કોણ છું? સૃષ્ટિ જોડે મારો સંબંધ કેમ કરીને થયો? ઈશ્વર જેવું કંઈ છે કે નહિ?'

"સમુદ્રમાં મોટું મોજું આવે છે પણ આગળ પાછળ નાના નાના તરંગો હોય છે. મારામાં દોષો તે નાના નાના તરંગો, મોટું મોજું તે ઈશ્વર વિષેની મૂંઝવણ.

"વર્તમાન પ્રવૃત્તિનો હું જોઈએ તેવો અભ્યાસી નથી —ભોમિયો નથી. હવે ઇચ્છા વધી છે. 'નવજીવન' વાંચું છું. મારા જીવનપથનો યોગ્ય માર્ગદર્શક કોઈ મળે તો ઠીક થાય. બહુ વર્ષો આયુષ્યમાંથી નકામાં ગયાં એ ચિંતા કરતાં હવે જે દિવસો જાય છે તે વધારે અસહ્ય છે. મહાશક્તિ કે ઈશ્વર જે હોય તેની પ્રત્યે મારી દુ:ખિત હૃદયે પ્રાર્થના છે કે તને જેણે જાણ્યો હોય તેને મેળવી આપ કે તેના વડે હું તને જાણી શકું!

"ઘણી ઘણી શંકાઓથી મન વિહ્વળ રહ્યાં કરે છે. જાણે આપની પાસે રહું અને બધું પૂછ્યાં જ કરું. પણ તમે કંઈ મારા એકલા માટે થોડા જ છો?

"રામ અને રાવણનાં દૃષ્ટાંતથી કાંઈ સંતોષ નથી મળતો. રામે

ગયા, રાવણે ગયો. કોને ખબર ક્યાં ગયા ને શું થયું? નીતિથી શું? અનીતિથી શું? ઉભયના આચરનારને માટે મૃત્યુ એ નિશ્ચિત છે. મૃત્યુ પછી મોક્ષ છે, સદ્ગતિ છે, તેમાં શ્રદ્ધા નથી બેસતી. જે હોય તે મારે તો મૃત્યુ પહેલાં જાણી લેવું, અનુભવી લેવું જોઈએ.

"'કર્મ કર, ફળની આશા રાખ મા' આ આશ્વાસનથી મારું કાર્ય નહિ સરે! એ તો 'મજૂરી કર, પૈસાની આશા રાખ મા' એના જેવું થયું! મારે ફળ જોઈએ છે માટે કર્મ કરવું છે. ફળ જો ઈશ્વરપ્રાપ્તિ હોય, સાક્ષાત્કાર જો થતો આવ્યો હોય, તો કર્મ — જેના સાધનભૂત, જેણે એને ઓળખ્યો હોય, અને જેનાથી તે જે માર્ગ બતાવે — તે.

"મૂર્તિને જોઈને મારાથી ચલાવી લેવાતું નથી. બાયડીછોકરાં લાકડાનાં બનાવીને મનુષ્યો સંસાર નથી ચલાવતા. નામસ્મરણમાં પણ એટલી જ અશ્રદ્ધા છે. નાનપણમાંથી મારામાં સંગદોષને લીધે ઘણાયે નાનામોટા દુર્ગુણો ઘર કરી બેઠા છે. પણ એ બધાની સામે મારે પૂરા બળથી થવું પડે છે. થોડાક ગયા છે; બાકીના મૃતપ્રાય થયા છે. કોઈ કોઈ વાર ડોકિયું કરે! મારે તેની સામે ભારે યુદ્ધમાં ઊતરવું પડે છે. રામનામ જપ્યાં કર્યું હોત તો મારો આરો ન આવ્યો હોત. અજામિલ નારાયણ નામથી તરી ગયો એ તો ગપ લાગે છે. સત્સંગ અને સતત પ્રયત્નપૂર્વક રાત્રિ-દિવસ માયા સાથે યુદ્ધ કરતાં કરતાં ઊંચું ચારિત્ર ઘડી શકાય છે.

"હું જન્મે બ્રાહ્મણ છું. કોઈથી અભડાઈ જવા વિષેમાં મને વિશ્વાસ બેસતો નથી. ખરાબ વિચારોથી વટલાઉં છું. એકદમ કોઈની સંગત કરતાં બીકું છું. સંધ્યા, પાઠપૂજા અને માળાના જાપ એ તો કમાનનાં પૂતળાં જેવા લોકો નિયમિત કર્યે જાય છે. મને એમાં રસ નથી આવતો, જેટલો માંદાની સેવામાં આવે છે! યોગાભ્યાસમાં બહુ શ્રદ્ધા છે. સંજોગ મળે તો તેને સારુ બધો સમય કાઢું. ધ્યેયવસ્તુને પ્રાપ્ત કરવા માટેનો માર્ગ સંડાસ સાફ કરવાથી શરૂ થતો હોય તો તે સૂગ ચડાવ્યા વગર હું નિયમિત રીતે કરું. પેઈન્ટિંગમાં ઠીક ઠીક પ્રગતિ કરી શકું. છતાં અજંટાની ગુફાઓને જોઈને પાછું નિરાશ થઈ જવાય છે. બે હજાર વરસ પછી આજે ફરીથી ભીંતો દેખાવા માંડી છે. હજારોનાં જીવનની

એકની એક મૂકીને આમ નષ્ટપ્રાય કરી નાંખતાં કુદરતને જરાયે દયા નથી આવતી.

"ઉપરની ગુફાઓમાંથી બુદ્ધિના જ જીવનનો ભણકાર વાગે છે. કળાના આ વિભાગમાં હાલ તો હિંદુસ્તાન દુનિયાની બરોબરીમાં વડીલોપાર્જિત કીર્તિ ઉપર તાગડધિન્ના કરે છે.

"મારા ધારવા પ્રમાણે 'પેઇન્ટર'—'પોએટ'—અને 'ફિલોસૉફર' એ ત્રણેએ દુનિયાને ચકરાવામાં નાંખી છે. હજારોનાં હાડપિંજર કરી એક લક્ષાધિપતિ થાય એવા પાંચપચાસ શ્રીમંતો સારુ કળા, કાવ્ય અને તત્ત્વજ્ઞાનના ચોપડા ચીતરાય છે.

"મને કાંતતાં, પીંજતાં કે વણતાં આવડતું નથી. ખાદી પહેરું છું. મારી યોગ્યતામાં કંઈ નથી.

"ત્રણ મહિનાની અમને લાંબી રજા પડે છે. આશ્રમમાં આવીને રહેવા ઘણી ઇચ્છા છે. પણ સાંભળવા પ્રમાણે આટલા ટૂંકા સમયને માટે ત્યાં રાખતા નથી. મારા જીવનનો કોઈ પણ નિશ્ચિત માર્ગ હું નક્કી કરી શકતો નથી. શ્રદ્ધા બેસાડે તેવો —હજારો શિષ્ય અને લોકો જેને માનતા હોય તેવો નહિ— મારું અંતર કબૂલ કરે તેવો, કોઈ દોરનાર મળે તો ઠીક થાય.

"સહવાસમાં આવનારા મને જડ અને જિદ્દી કહે છે. સાધુસંતોમાં તેમના જેવી મને એકદમ શ્રદ્ધા નથી બેસતી તેથી એમ હશે. સત્ય હું કબૂલ ન કરું એ કેમ બને?

"આવો જેના જીવનનું કોકડું ગૂંચવાઈ ગયું છે અને જે આલંબન વિનાનો છે તેવો, અલ્પ જીવ ગુજરાતના કોઈ ગામડામાં કે સમાજની સેવા કરી શું સંતોષ આપી શકે?"

આ કાગળ નિર્મળ મનવાળાનો છે. એ લખનાર જ્ઞાનની શોધમાં છે. પણ જેમ તે જ્ઞાનને શોધે છે તેમ તે તેનાથી દૂર નાસતું જણાય છે. બુદ્ધિથી જે જડતું નથી તેની પાછળ આ બુદ્ધિનો પ્રયોગ કરી રહેલ છે, જે વસ્તુને વિષે તે અક્કલને દોડાવી રહેલ છે, જેનું ફળ જોવામાં તે ફાંફાં મારે છે. કર્મના ફળની આશા ન રાખવાનો અર્થ એ નથી કે ફળ મળવાનું નથી. આશા ન રાખવાનો અર્થ તો એ છે કે કોઈ કર્મ

અફળ જતું નથી, ને જગતની વિચિત્ર ઘટનામાં એવી ગૂંથણી છે કે થડ કયું ને શાખા કઈ એની પણ ઓળખાણ નથી રહેતી તો પછી જે અનેક મનુષ્યોનાં અનેક કર્મના સમુદાયનું ફળ છે, તેમાં એક વ્યક્તિના કર્મનું ફળ કયું એ કોણ જાણી શકે? એ જાણવાનો આપણને અધિકાર શો? એક રાજાના સિપાઈને પણ તેના કરેલા કર્મનું ફળ જાણવાનો અધિકાર નથી હોતો, તો પછી આપણે જેઓ આ જગતના સિપાઈ, તેને પોતપોતાનાં કર્મનાં ફળ જાણીને કરવું હતું શું? કર્મનું ફળ છે જ. એ જ્ઞાન શું બસ નથી?

પણ આ લેખકને તો નથી રામનામ વિષે શ્રદ્ધા, નથી ઈશ્વર વિષે શ્રદ્ધા. કરોડોના અનુભવો ઉપર શ્રદ્ધા રાખવાની હું તેમને ભલામણ કરું છું. ઈશ્વરની હસ્તી ઉપર જગત નભે છે. રામનામ એ ઈશ્વરનામ છે. રામનામનો દ્વેષ હોય તો ભલે રામને ઈશ્વરનામે કે પોતાને રુચે તે નામે પૂજે. અજામિલનું દૃષ્ટાંત ગપ છે એમ માનવાનું કંઈ કારણ નથી. અજામિલ થઈ ગયો કે નહિ એ પ્રશ્ન નથી. પણ ઈશ્વરનામ લેતાં કોઈ તરી ગયો કે નહિ એ પ્રશ્ન છે. પુરાણીઓએ મનુષ્યજાતિના અનુભવો વર્ણવ્યા છે તેની અવગણના એ મનુષ્યજાતિના ઇતિહાસની અવગણના છે. માયાની સાથે યુદ્ધ તો છે જ. અજામિલ જેવાએ તે યુદ્ધ કરતાં નારાયણના નામનો જાપ જપ્યો. મીરાંબાઈ સૂતાં, બેસતાં, ખાતાં, પીતાં ગિરિધરનું નામ જપતી હતી. યુદ્ધની અવેજીમાં એ નામ નથી, પણ યુદ્ધ કરતાં એ નામ લઈને યુદ્ધને પવિત્ર મનાવવાની એ ક્રિયા છે. રામનામ લેનાર, દ્વાદશમંત્ર ભણનાર, માયાની સાથે યુદ્ધ કરતાં થાકતો નથી પણ માયાને થકવે છે. તેથી કવિએ કહ્યું કે,

'માયા સહુને મોહ પમાડે, હરિજનથી રહી હારી રે.'

રામરાવણનું દૃષ્ટાંત તો શાશ્વત છે. એ સંતોષ ન પમાડે એનો અર્થ એટલો જ કે અસંતુષ્ટ થનારે રામરાવણને ઐતિહાસિક પાત્રો માન્યાં. ઐતિહાસિક રામરાવણ તો ચાલ્યા જ ગયા. પણ માયાવી રાવણ આજે પડ્યા છે ને જેના હૃદયમાં રામ વસી રહ્યા છે એવા રામભક્તો રાવણને આજે પણ હણી રહ્યા છે.

મૃત્યુ પછી જે જે જાણવાનું છે તે આજે જાણી લેવાનો લોભ રાખવો એ કેવો મોહ? પાંચ વર્ષનું બાળક પચાસમે વર્ષે શું થવાનું છે તે જાણવાનો લોભ રાખે તો તેની શી સ્થિતિ થાય? પણ જેમ જ્ઞાની બાળક બીજાઓના અનુભવ ઉપરથી પોતાને વિષે કંઈક અનુમાન કાઢી શકે, તેમ આપણે પણ બીજાઓના અનુભવ ઉપરથી મૃત્યુ પછીની સ્થિતિ વિષે કંઈક અનુમાન કાઢી સંતુષ્ટ રહી શકીએ છીએ.

અથવા મૃત્યુ પછી શું થશે એ જાણીને શું કરવું હતું? સુકૃતનું ફળ મીઠું ને દુષ્કૃતનું કડવું હોય જ એ વિશ્વાસ બસ નથી? સારામાં સારાં કૃત્યોનું ફળ મોક્ષ, એવી મોક્ષની વ્યાખ્યા હું મજકૂર લખનારને સૂચવું છું.

લખનાર મૂર્તિનો સ્થૂલ અર્થ કરી ભુલવણીમાં નાંખનારી ઉપમા લઈ પોતે ભુલવણીમાં સપડાયા છે. મૂર્તિ એ પરમેશ્વર નથી. પણ મનુષ્ય તેમાં પરમેશ્વરનું આરોપણ કરી તેને વિષે એકધ્યાન થાય છે. લાકડાનાં મનુષ્યો બનાવી મનુષ્યનું કામ લાકડાનાં પૂતળાં પાસેથી આપણે ન લઈ શકીએ. પણ પોતાનાં માતાપિતાની છબી રાખી છબીની મારફતે માબાપનું સ્મરણ તાજું રાખનારા લાખો સુપુત્રો ને સુપુત્રીઓ શું ખોટું કરે છે? પરમેશ્વર સર્વવ્યાપક છે, નર્મદાના એક પથ્થરમાંયે તેનું આરોપણ કરી પરમેશ્વરની ભક્તિ થઈ શકે છે.

છેવટમાં, લખનાર જો માને કે ગામડાંઓમાં વસી

રેંટિયાદિ વડે ગામડિયાઓની સેવા કરવામાં તેમને સંતોષ રહેશે તો તેમણે તુરત ગામડાંઓમાં જવાની તૈયારી કરવી.

તા. ૧૫–૩–'૨૫

## ૨૨. કેટલાક પ્રશ્નો

**એકાગ્રતા**

આપ ચિત્તની એકાગ્રતાનો કોઈ ઉપાય બતાવશો ? કોઈ ખાસ બાબતમાં એકાગ્રતા કરવા માટે આપ શા ઉપાયો લો છો ?

ઉ૦ ચિત્તની એકાગ્રતા અભ્યાસથી થાય. શુભ અને ઇષ્ટ વિષયમાં લીન થવાથી એકાગ્રતાનો અભ્યાસ થઈ શકે છે. જેમ કોઈ દરદીની સેવામાં એકાગ્ર બને છે, કોઈ અંત્યજોની સેવામાં, કોઈ રેંટિયો ચલાવવામાં, અને કોઈ ખાદીપ્રચારમાં. શ્રદ્ધાપૂર્વક રામનામ ઉચ્ચારવાથી એકાગ્ર થઈ શકાય.

તા. ૧૮–૪–'૨૬

**એકાગ્ર કેમ થવાય ?**

એકાગ્ર કેમ થવાય ? ઈશ્વરનાં અગણિત નામમાં કયું લેવું ?

એકાગ્ર થવાનો સારામાં સારો ઉપાય આ છે : જે શારીરિક કામ કરવું તેમાં તન્મય થઈ જવું. અને તે સરસ કરવાનો પ્રયત્ન કરતાં તેમાં તન્મય થવાય જ.

ઈશ્વરનામમાં જેની આપણને ટેવ હોય તે સૌથી વધારે ઉપયોગી સમજવું. રામનામ મને બહુ પ્રિય છે.

'હરિજનબંધુ,' તા. ૫–૧૧–'૩૩

**શિક્ષકના પ્રશ્નો**

(૧) પરમ શ્રેય માટે શું વાંચવું ? (૨) ચિત્તની એકાગ્રતાના માર્ગ ? (૩) આપને અંતરનો સંદેશ ન મળ્યો તો મારા જેવાને તો શી રીતે મળે ? (૪) પરમાત્માની ઝાંખીના ઉપાય ? (૫) પ્રવૃત્તિથી શાંતિ થાય ?

ઉ૦ (૧) ગીતાજી અને રામાયણ વિચારપૂર્વક વંચાય

તો તેમાંથી બધું મળી રહે છે.

(૨) હૃદય પવિત્ર કરવા અને એકાગ્ર થવાને સારુ મજકૂર પુસ્તકોનું વાચનમનન અને જ્યારે શુભ કાર્યમાં ન રોકાયેલા હોઈએ ત્યારે રામનામનું રટણ બહુ મદદગાર છે.

(૩) આપણે તો પ્રયત્નવાન રહીએ. અને શ્રદ્ધા રાખીએ કે પ્રયત્નનું ફળ મળ્યા વિના રહેવાનું જ નથી.

(૪) રાગદ્વેષાદિનો સર્વાંશે ક્ષય થવો એ જ ઇલાજ આત્મદર્શનનો છે.

(૫) શુભ પ્રવૃત્તિથી પરમ શાંતિ અવશ્ય મળી શકે.

તા. ૧૧–૪–'૨૬

**સનાતન પ્રશ્નો**

'નવજીવન'ના એક આત્માર્થી વાંચનાર પોતાના પ્રશ્નોના ઉત્તર 'નવજીવન' દ્વારા જ માગે છે. એ પ્રશ્નોના ઉત્તર આપતાં સંકોચ થાય છે. 'નવજીવન'ના એવા પ્રશ્નોના ઉત્તર આપવાના અધિકાર વિષે શંકા છે. વળી એવા પ્રશ્નો નવા નથી. તે અનાદિ કાળથી થતા આવ્યા છે. છતાં પ્રશ્ન પૂછનારને હું ઠેલી શકું તેમ નથી. તેથી તેમના પ્રશ્ન ઉતારી ઉત્તર આપવાની ધૃષ્ટતા કરું છું:

"પરમેશ્વરનું ધ્યાન ધરવું જોઈએ કે નહિ?"

પરમેશ્વરનું સ્વરૂપ બુદ્ધિ વડે જાણીને હૃદયમાં ઉતારવા સારુ ધ્યાન ધરવું આવશ્યક છે જ.

"જો ધ્યાન ધરવું જોઈએ તો કઈ રીતે?"

પરમેશ્વર નિરંજન નિરાકાર ધ્યાનથી પણ પર છે. અવ્યક્ત માર્ગ દેહધારીઓને સારુ દુઃખમય છે, તેમ તેનું સગુણ વ્યક્તરૂપે ધ્યાન ધરીએ. આ યુગમાં, આ દેશમાં તે દરિદ્રનારાયણરૂપે જોવામાં આવે છે. તેથી તેનું ધ્યાન દરિદ્રોની સેવા કરીને જ ધરાય. દરિદ્રોની સેવા અનેક રીતે થતી હશે. પણ ભારતવર્ષના દારિદ્રયની જડ આળસ અને બેકારી છે.

તેથી તે આળસ કાઢવા લોકોને શુદ્ધ ઉદ્યમ આપવા રેંટિયો ચલાવી તેમને ચલાવવા પ્રેરીએ, પ્રત્યેક શ્વાસે એ નારાયણનું ઉચ્ચારણ કરીએ, પ્રત્યેક આંટે એ નારાયણને સંતુષ્ટ થતો, હસતો જોઈએ.

"ઈશ્વરનું સ્વરૂપ શું છે?"

આ પ્રશ્નનો જવાબ ઉપર આવી ગયો એટલે દેવાપણું નથી રહેતું. પણ વળી કહું કે તેનું સ્વરૂપ તે જ જાણે છે. અથવા જે જાણી શકયા છે તે જણાવી શકયા નથી. તે શબ્દાતીત જ છે, તેને ઓળખાવવાની બોલી હજુ શોધાઈ નથી, તેથી જ તેને આપણે મત્સ્ય, વરાહ, નરસિંહ, મનુષ્ય ઇત્યાદિ રૂપે જેમ અનુકૂળ આવે તેમ પૂજીએ છીએ. તેમ કરવામાં આપણે બધા સાચા ખોટા છીએ: પોતપોતાની દૃષ્ટિએ સાચા, વિરોધીની દૃષ્ટિએ ખોટા, ઈશ્વરની દૃષ્ટિએ સાચા ખોટા.

તા. ૧૯-૯-'૨૬

## ઉપવાસ કે સત્ય આચાર

એક વાંચનાર લખે છે:

"મનોવૃત્તિ કેમ જિતાય એ વિષે અમારા મંડળમાં ચર્ચા ચાલી. અમે સૌ એ નિશ્ચય પર આવ્યા કે ઉપવાસથી અથવા સત્ય આચરવાથી જિતાય. પણ બેમાં સહેલું કયું તેનો નિર્ણય કરી ન શકયા."

મંડળે ઉપવાસ અને સત્ય આચારની અસરનું નિરીક્ષણ નથી કર્યું લાગતું; નહિ તો આ પ્રશ્ન ન ઊઠી શકત. ઉપવાસમાં મનોવૃત્તિ દબાવવાની કશી સ્વતંત્ર શક્તિ નથી. ઉપવાસીની મનોવૃત્તિ મલિન થતી ઘણી વેળા અનુભવવામાં આવે છે. એકાદશી વગેરેના ઉપવાસ કરનારાઓ ઘણાના સ્વભાવ ઉપવાસ દરમ્યાન એવા ઉગ્ર થઈ જાય છે કે તેમની

આસપાસનાઓ તેમની પાસે ફરકતાં ધ્રૂજે છે. જો ઉપવાસમાં મનોવૃત્તિ દબાવવાની સ્વતંત્ર શક્તિ હોત તો અસંખ્ય ભૂખે મરતાનું કલ્યાણ ક્યારનું થઈ ગયું હોત. જેને મનોવૃત્તિ દબાવવાની ઇચ્છા છે, તેને ઉપવાસ યત્‌કિંચિત્‌ મદદ કરે છે એમ કહી શકાય ખરું.

પણ સત્ય આચાર મનોવૃત્તિ દબાવવામાં સર્વોપરી સાધન છે. તેની મનોવૃત્તિ ઉપર અંકુશ રાખવાની શક્તિ અપાર છે, અને તે કદી નિષ્ફળ નથી જતી. એટલે સત્યની સાથે ઉપવાસની સરખામણી થઈ જ ન શકે. જેનામાં સત્ય નથી તે ખરી રીતે મનોવૃત્તિ દબાવી શકશે જ નહિ. જેનામાં સત્ય છે તેને સારુ મનોવૃત્તિનો અંકુશ સહજ વસ્તુ છે. સત્યનું આચરણ કરતાં મનોવૃત્તિ દબાવ્યા વિના તેનાથી રહેવાય જ નહિ.

તા. ૨૯–૯–'૨૯

## ધર્મ શામાં છે?

એક પ્રશ્નકારનો પ્રશ્ન આ છે:

"જૈન સાધુઓ ઘેર ઘેર ઉપદેશ આપે છે કે બટાટા ડુંગળી એવાં કંદમૂળ નહિ ખાવાં. તો આપ આ વિષે અવશ્ય ખુલાસો કરશો, કારણકે ઘણાં કુટુંબોમાં આ અગત્યનો સવાલ થઈ પડ્યો છે. એક નવાં દંપતી વચ્ચે હમેશાં આ કંદમૂળ કજિયાનું મૂળ થઈ પડે છે. છોકરો હોય તેને સારી કેળવણી હોય એટલે બટાટા, ડુંગળી, શકરિયાં વગેરે કંદમૂળ ખાવામાં કશોયે બાધ જોતો ન હોય. અને પેલી બિચારી અજ્ઞાન, અભણ છોકરીને કાં તો તેની મા અથવા કોઈ મુનિએ જિંદગીપર્યંત કંદમૂળ નહિ ખાવા, નહિ છૂવાની બાધા અપાવી હોય; તેની તે વહુ પોતાના ધણીને બટાટાનું શાક કરી દેવામાં પણ પાપ સમજે છે, તો શું બટાટા, શકરિયાં ખાવાં એમાં પાપ છે?"

કંદમૂળનો જૈન વિરોધ મેં બચપણથી જાણ્યો છે. પણ તેનો ધાર્મિક પ્રતિબંધ હું સમજી નથી શક્યો. કંદમૂળમાં

વધારે જીવ છે એ વસ્તુ સમજાય છે, પણ એવી જાતના સૂક્ષ્મ ભેદમાં હું અહિંસા નથી જોતો. પણ પટાટા ઇત્યાદિ કદી ખાધાં નથી એવો શ્રાવક જે રોજ ચોરી કરે છે, તે રોજ પટાટા ખાનાર સત્યશીલ વેપારી કરતાં બહુ મોટી હિંસા કરે છે. પટાટા ખાનારની હિંસા બુદ્ધિનો પ્રયોગ છે, તેના હૃદયનો સ્પર્શ નથી કરી શકતો. ચોરી કરનાર પોતાના આત્માને હણે છે. સંયમમાત્ર સારો છે. હિંસામાં ડૂબી રહેલો મનુષ્યસમાજ પોતાના ખાવા પરત્વે પણ ઓછી હિંસા કરે એ સ્તુત્ય છે. વનસ્પતિજીવને વિષે પણ આપણે જ્ઞાનપૂર્વક દયાભાવ કેળવીએ એ યોગ્ય છે. ઇંદ્રિયદમનને અર્થે અનેક સ્વાદોનો ત્યાગ આવશ્યક છે. આમ કબૂલ કરતાં છતાં, અનેક પદાર્થોના ત્યાગનો મને મહાવરો હોવા છતાં શ્રાવકોનો ગાઢ ને મીઠો પરિચય હોવા છતાં પટાટા ઇત્યાદિના ત્યાગમાં ભારે ધર્મ જોવા મારું હૃદય ચોખ્ખી ના પાડે છે. આ ત્યાગને ચારિત્રની સાથે કંઈ જ સંબંધ જોવામાં નથી આવતો. મને તો લાગે છે કે જ્યારે ધર્મભાવના મંદ થઈ હશે તે કાળે આપણા પૂર્વજો ખાદ્યાખાદ્યના સૂક્ષ્મ ઝઘડાઓમાં પડ્યા હશે. લોકાચારને વશ રહેવા ખાતર જેને પટાટા ઇત્યાદિ છોડવાં હોય તે છોડે પણ તેની ઉપર ધર્મની રચના તો કદી ન બંધાય. એ પતિપત્ની વચ્ચે કંકાસનો વિષય કદી ન થવો જોઈએ.

તા. ૨-૯-'૨૮

**ઇચ્છા છતાં અશક્ત**

એક દુઃખી ભાઈ લખે છે :

"હું ઔદિચ્ય બ્રાહ્મણ છું. મારી ઉંમર વર્ષ ૨૬ની છે. મારે બે વર્ષની એક દીકરી છે. હું માસિક રૂ. ૧૦૦ નોકરીમાં મેળવું છું. સુયોગે બારેક માસથી હું ખાદી પહેરું છું. પવિત્ર ખાદી પહેરવાથી મને લોકો સારો માણસ માને છે. પરંતુ મને મહાન સંકટ એ છે કે હું વ્યભિચારને અધમ રસ્તે ચડયો છું. મારી આ

અનીતિની મારી સ્રીને જાણ થતાં મને સમજાવવા અનેક પ્રયત્નો કરવા છતાં તે નિષ્ફળ નીવડી છે, તેમ હું પણ એ બદીને ભયંકર પાપ સમજવા છતાં, તેમ અનેક ઉપાયો કરવા છતાં તે છોડવામાં નિષ્ફળ ગયો છું. મને રસ્તો બતાવશો? મારું નામ કૃપા કરી જાહેરમાં ન આપતાં હું ઉત્તમ રસ્તે ચડું તેવો જવાબ 'નવજીવન' દ્વારા આપશો."

આ ભાઈની વિટંબણાનો ઘણાને અનુભવ છે ને પ્રાચીન કાળથી ચાલતો આવ્યો છે. અર્જુને ભગવાનને એ જ પ્રશ્ન પૂછ્યો છે. જવાબમાં ઇંદ્રિયદમન સૂચવેલ છે. આત્માને આત્મા વડે વશ કરવાનું સૂચવ્યું છે. પ્રયત્ન અને વૈરાગ્ય પણ સૂચવેલ છે. ભક્તિમાર્ગ પણ બતાવ્યો છે. અસંખ્ય મનુષ્યોએ ભક્તિથી જ ચિત્તશુદ્ધિ મેળવી છે. આ ભાઈને પોતાની નબળાઈનું પૂરું ભાન છે, એટલે તેમનો રોગ અસાધ્ય ન ગણાય. તેમણે અને તેમના જેવાએ ઇંદ્રિયદમન કરવું, મનને વશ કરવા સારુ આખો વખત કામમાં ગાળવો, અને આ પ્રયત્નની સાથે રામનામ લેવું અથવા ઈશ્વરનું જે વિશેષણ તેમને પ્રિય હોય તેનો ઉપયોગ કરવો અને વિશ્વાસ રાખવો કે છેવટે તેમનો પ્રયત્ન સફળ થશે જ. ઘણા એવા પણ જોવામાં આવે છે કે જેઓ હારી જઈ પ્રયત્ન છોડે છે, ને તેમ છતાં પોતાના પાપની ચર્ચા સહુની જોડે કરી તેનો ઉપાય માગી, તે કરવા પોતાની અશક્તિ જાહેર કરી, પાપ કરવાનો પરવાનો મેળવી લે છે. પ્રયત્નશિથિલતાથી આવી ભયંકર ભૂલ આ ભાઈ ન કરે. દુઃખીનો પોકાર ભગવાન સાંભળે જ છે એવો તેમણે વિશ્વાસ રાખવો.

તા. ૧૦-૧૧-'૨૯

## ૨૩. વિવિધ પ્રશ્નો

કચ્છના એક શિક્ષકે કેટલાક પ્રશ્નો પૂછ્યા છે તેના

ઉત્તર જાહેરમાં આપવા જેવા હોઈ અહીં પ્રશ્નો ઉતારી તેના જવાબ આપું છું.

૧. "હું વિદ્યાલયનો શિક્ષક છું. મારામાં જોઈતું ચારિત્ર્ય, સત્ય, બ્રહ્મચર્ય નથી. જો કે તે મેળવવા હું ભગીરથ પ્રયત્ન કરી રહ્યો છું. મારા બાપને માથે કરજ છે. આવા સંજોગોમાં આપ મને શિક્ષક તરીકેની જગ્યાનું રાજીનામું આપવાની સલાહ આપો છો ?"

જોઈતા ચારિત્ર્યને અભાવે રાજીનામું આપવાનો વિચાર સુંદર છે, એમ હું માનું છું. છતાં આમાં વિવેકની આવશ્યકતા છે. જો કાર્ય કરતાં આપણા દોષો પાતળા પડતા જાય તો રાજીનામું આપવાની આવશ્યકતા ન હોય. સંપૂર્ણ તો કોઈ હોતું નથી, શિક્ષકવર્ગમાં ચારિત્ર્ય બહુ હોય છે એવું હાલ તો જોવામાં નથી આવતું. પોતપોતાના કાર્યમાં આપણે જાગ્રત રહીએ અને યથાશક્તિ ઉદ્યમ કરીએ તો સંતોષ રાખી શકાય. પણ આવી બાબતમાં બધાને સારુ એક જ કાયદો નથી હોઈ શકતો. સહુએ પોતપોતાને સારુ વિચારી લેવું જોઈએ.

બાપના કરજનો સવાલ સહેલો છે. જો કરજ યોગ્ય રીતે થયેલું હોય તો અદા કરવું જોઈએ. ને જો તે શિક્ષક તરીકે નોકરી કરતાં ન આપી શકાય તો બીજી નોકરી કે બીજો ધંધો શોધી આપવું જોઈએ.

૨. "અઠવાડિયે એક વખત મૌન પાળવામાં નૈતિક ઉપરાંત કંઈ આરોગ્યવિષયક ફાયદો છે ?"

સામાન્ય રીતે મૌનથી આરોગ્યને પણ ફાયદો થાય છે એમ કહી શકાય. પણ જે માણસ મૌનમાં આનંદ ન લઈ શકે તેના આરોગ્યને ફાયદો ન પહોંચે.

૩. "દૂધ અને મીઠું એ બંને તજવાં યોગ્ય છે એમ આપે આપના 'આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન' નામના પુસ્તકમાં જણાવ્યું છે. દૂધ અહિંસક દૃષ્ટિથી અને મીઠું આરોગ્યની દૃષ્ટિથી. દૂધ

તજીએ તો તેમાંથી ઉત્પન્ન થતા ઘી, છાશ વગેરે પદાર્થોનો પણ ત્યાગ કરવો જ પડે અને એ વિષે આપના અભિપ્રાયોમાં કશો ફેર થયેલો છે કે આગળ પ્રમાણે જ છે?"

આ વિષે મારા વિચારોમાં ફેરફાર નથી થયો. મારા વર્તનમાં થયો છે. દૂધ વિના ચલાવી શકનારને આધ્યાત્મિક ફાયદા પહોંચે છે એમ મારો દૃઢ વિશ્વાસ છે. બ્રહ્મચર્યના પાલનમાં દૂધ અને તેમાંથી ઉત્પન્ન થતા પદાર્થોનો ત્યાગ મદદગાર થાય છે. જે દૂધ ન લે તે છાશઘી પણ ન જ લે. જીવવાના મોહને વશ થઈને કે આવશ્યક હોવાથી મેં બકરીના દૂધનો સ્વીકાર કર્યો છે. જો હું જાહેર પ્રવૃત્તિઓમાં ન હોઉં તો દૂધનો ફરી ત્યાગ કરું, ને મારો પ્રયોગ ચાલુ રાખું. મારા કમનસીબે મને કોઈ દાક્તર, વૈદ્ય કે હકીમ નથી મળ્યો કે મારા દૂધત્યાગના પ્રયોગમાં મને દોરવે. વૈદ્યની મેં આશા રાખી હતી. તેઓની વિચારશ્રેણીમાં આત્માના આરોગ્યને સ્થાન છે એમ મેં ધારી લીધું હતું. પણ એવા વૈદ્ય જેની ઉપર મારી આંખ ઠરે, મને નથી મળ્યા. તેથી દૂધનો ઉપયોગ મારે કરવો પડ્યો છે. કેવળ શરીરસંગ્રહને ખાતર તેનો ઉપયોગ હું જોઉં છું. તેથી હવે દૂધના ત્યાગની સૂચના કોઈને કરતો નથી. પણ મારા પુસ્તકમાં રહેલા વિચારોને હું સુધારવા નથી ઇચ્છતો. મારા કેટલાક મિત્રો દૂધત્યાગનો પ્રયોગ હજુ કરી રહ્યા છે તેમને રોકતો નથી; ખાસ ઉત્તેજન પણ નથી દેતો.

મીઠાને વિષે એ મત છે. મીઠાનો ઉપયોગ છોડવામાં કંઈ હાનિ થતી હોય એમ મને ભાસતું નથી. પણ મીઠાનો હવે હું આગ્રહપૂર્વક ત્યાગ નથી કરતો. આધ્યાત્મિક દૃષ્ટિએ મીઠાનો મુદ્દતી અથવા સર્વથા ત્યાગ મદદગાર છે એમ હું જાણું છું. મીઠું આપણે બધા પાણી ઇત્યાદિ વાટે થોડું ઘણું પણ રોજ લઈએ છીએ, એ ધ્યાનમાં રાખવા જેવું છે. દૂધ,

મીઠું ઇત્યાદિના ત્યાગના પ્રયોગ જો શરીરઆરોગ્યની દૃષ્ટિએ કોઈ કરે તો તેણે સારા દાક્તર કે વૈદ્યની સલાહથી કરવા ઇષ્ટ છે. આધ્યાત્મિક દૃષ્ટિએ કરનારમાં ત્યાગવૃત્તિ સારી પેઠે જાગ્રત હોવી જોઈએ.

૪. "અહિંસા પાળનારે તો લગભગ બધા જ ખાવાના પદાર્થોનો ત્યાગ કરવો પડે. ફળાહારમાં હિંસા છે, કારણ કે ફળફૂલમાં પણ જીવ છે. પણ ઝાડ ઉપરથી પાકેલ ફળો પોતાની મેળે ખરી પડેલાં હોય તો તે ખાવામાં કશો બાધ નથી, પણ એ મારા જેવા ગરીબ માણસને બહુ મોંઘાં પડે. પણ સંજોગો અને કાળની આપેલ છૂટ સ્વીકારીને એકલા ઘઉંને જ વાપરીએ. તેની પાણીમાં બાફેલી થૂલી જ. એકલી, કંઈ વનસ્પતિ કે ફળ નહિ તો આપ ધારો છો કે અથવા આપને અનુભવ છે કે એકલી થૂલી ઉપર સવારસાંજ રહેવાથી મારા જેવો ૧૯ વર્ષની ઉંમરનો માણસ જેને જીવનભર બ્રહ્મચર્ય પાળવાની અભિલાષા છે, તે આખી જિંદગીભર એકલી થૂલી ઉપર રહી શકે અથવા એકલી ઘઉંની થૂલીમાંથી તેના શરીરને જોઈતું પોષણ મળે?"

પાકેલું ફળ પોતાની મેળે જમીન ઉપર પડે તેમાં પણ જીવ છે, એટલે તે ખાવું પણ દોષમય ગણાય. શરીરસંબંધ જ દોષ છે, અને જ્યાં દોષ છે ત્યાં દુઃખ છે જ. તેથી જ મોક્ષની આવશ્યકતા રહેલી છે. પણ શરીરનો બળાત્કારે નાશ કરવાથી શરીરમુક્ત નથી થવાતું. શરીરસંબંધનો આત્યંતિક નાશ, આત્યંતિક અનિચ્છા, વૈરાગ, ત્યાગથી જ થઈ શકે છે. ઇચ્છા અથવા અહંકાર શરીરનું મૂળ છે. તે ગયાં એટલે શરીરનું જવાપણું ગયું. પણ રહેલ શરીરને જેટલી ચેષ્ટા આવશ્યક હોય તેટલે અંશે આવશ્યક આહાર કરશે. મનુષ્યશરીરને આવશ્યક આહાર ફળાદિ વનસ્પતિ છે. તે ઓછામાં ઓછા પ્રમાણમાં અને ઓછામાં ઓછી નીતિમાં લઈને મનુષ્ય પોતાનો નિર્વાહ કરે તો દોષમય આહાર લેતો છતો તે નિર્દોષ રહે છે, એમ કહી શકાય. અહીં ખોરાક

રસને અર્થે ન લેવાય પણ કેવળ જીવનવ્યાપારને અર્થે, શરીરયાત્રાને અર્થે. હવે કદાચ સમજી શકાશે કે સ્વેચ્છાએ પડેલું પાકેલું ફળ રસને ખાતર લેવામાં તો તે દોષિત આહાર હોય ને સ્વતઃ મળેલો રાંધેલો વનસ્પતિનો આહાર જો કેવળ રસ વિના અને ભૂખ મટાડવા પૂરતો જ લેવાયો હોય તે નિર્દોષ હોય.

સંયમી અને નીરોગી મનુષ્ય કેવળ ઘઉંની થૂલી ઉપર રહી શકે એમ હું માનું છું. લખનારને તો મારી એવી સલાહ છે કે સામાન્ય ખોરાક, મરચાં ઇત્યાદિ મસાલા વિનાનો ઉદાસીન વૃત્તિથી લેવો એટલું બસ થશે. બ્રહ્મચર્યના પાલનમાં મુખ્ય વસ્તુ રસોને મારવા અથવા જીતવાની છે. છપ્પન ભોગ આરોગનાર રસત્યાગી છે એમ ન કહેવાય. પણ જનતા તો સામાન્ય આહાર લેનાર રસત્યાગી હોઈ શકે. છેવટે તો દરેકે સૂક્ષ્મતાથી પોતાના આત્માને પૂછી જોવું કે ક્યારે તે રસને અર્થે ખાય છે, ને ક્યારે કેવળ નિર્વાહને અર્થે. ખોરાકમાં પણ આપણી પાસે સીધી લીટી નથી. જીવનમાં સીધી લીટી છે તે તો કેવળ અંતરમાં છે બહાર તો પ્રપંચ છે, એ તો વિશાળ અને ભાતીગળ વટવૃક્ષ છે. તેમાંથી મનુષ્યે અદ્વૈતને સાધવાનું રહ્યું છે.

૫. "મનની ઇચ્છા ઘણી ખાવાની હોય, શરીરને પણ ભૂખ લાગી હોય તો તે દબાવી ઉપવાસ કરવાથી ફાયદો ખરો?"

ફાયદાગેરફાયદાનો આધાર ઉપવાસના હેતુ ઉપર ને મનુષ્યની શક્તિ ઉપર છે. મનને તો કવિએ મદ્યપી મર્કટની ઉપમા આપી છે. અને મનની ઇચ્છાનો તો પાર જ નથી. તેને તો ક્ષણે ક્ષણે મારવી જોઈએ.

૬. "હું ચા નથી પીતો, મારા ઘરમાં બધાં પીએ છે અને હું કમાઉં છું તેથી ઘરમાં ચા લાવી જ ન દઉં અને એ રીતે ચા બંધ કરાવું તે યોગ્ય ગણાય ખરું? હું કમાતો હોઉં તોપણ ઉપવાસ કરીને ઘરનાંનો ચા બંધ કરાવું તો તે મારાં સંબંધીજનો ઉપર મારો બળાત્કાર ગણાય કે નહિ?"

પોતે ચા ન પીએ તેથી બીજાની ચા બંધ કરનાર કુટુંબનો મુખી કે કમાનાર બળાત્કાર કરે છે. બીજાઓને તેણે ધીરજથી સમજાવવાના છે. પણ તેઓ ન સમજે ત્યાં લગી તેણે ચા પૂરી પાડવી જોઈએ એવી મારી માન્યતા છે. બીજા ન રોકાય તેથી ઉપવાસ કરવામાં કેવળ ત્રાગું છે, અને ત્રાગું એ બળાત્કાર છે.

૭. "હું માનું છું કે શારીરિક શિક્ષા કરવાથી કોઈ પણ સુધરતું જ નથી, છતાં હું મારા વર્ગના વિદ્યાર્થીઓને સજા કરું તે મારી હિંસા ગણાય કે નહિ? હું સજા ન કરું ને શાળાના હેડમાસ્તર પાસે તોફાની અગર ઠોઠ વિદ્યાર્થીને મોકલું, જોકે હું જાણતો હોઉં કે હેડમાસ્તર તેને શારીરિક શિક્ષા જ કરશે, તો તે મેં હિંસા કરી એમ ગણાય કે નહિ?"

પોતે શિક્ષા કરવામાં ને વડા શિક્ષકની આગળ વિદ્યાર્થીને શિક્ષા ખાતર મોકલવામાં હિંસા છે જ. શિક્ષક કોઈ પણ બાળકને શિક્ષા કરી શકે કે નહિ એ પ્રશ્ન પુછાયો નથી પણ મૂળ પ્રશ્નના ગર્ભમાં તે આવી જાય છે. હું પોતે એવો પ્રસંગ કલ્પી શકું છું કે કુમળું બાળક જ્યારે દોષ કરે, દોષની તેને ખબર હોય ત્યારે તેને દંડ દેવાનો ધર્મ પ્રાપ્ત થતો હોય. દરેક શિક્ષકે પોતાનો ધર્મ વિચારવો રહ્યો છે. પણ સામાન્ય નિયમ તો એ છે કે શિક્ષકે કદી વિદ્યાર્થીને શારીરિક દંડ ન કરવો. એ અધિકાર હોય તોપણ તે માબાપને ભલે હો. દેવાયેલો દંડ વિદ્યાર્થી પોતે સ્વીકારે તે જ ન્યાયી દંડ ગણાય. આવા પ્રસંગો વારંવાર નથી આવતા. આવે ત્યારે પણ દંડ દેવાની યોગ્યતા વિષે શંકા હોય ત્યારે ન દેવાય. રોષમાં તો ન જ દેવાય.

૮. "હું ગુસ્સે ન થયો હોઉં, કારણકે ક્રોધ શરીરને અને ચારિત્ર્યને નુકસાન કરે છે એ હું જાણું છું, છતાં હું વિદ્યાર્થી ઉપર ગુસ્સે થવાનો ડોળ કરું, સજા કરવાનો મારો વિચાર ન હોય છતાં સજા કરવાનો ભય બતાવું, તો તે મારું અસત્ય

આચરણ ગણાય કે નહિ ?"

આ દોષ ઘણી વેળા થતો જોવામાં આવે છે. મારવાનો ડોળ કરવો એ દરેક પ્રકારે દોષિત છે.

૯. "સંતતિનિયમન માટે બ્રહ્મચર્ય જ એક ઉપાય એ મને માન્ય છે. મારું હૃદય કબૂલ કરે છે પણ બુદ્ધિ બળવો ઉઠાવે છે કે જેમ દરેક ઇંદ્રિયોનો ઉપયોગ કરવામાં કશો વાંધો ન હોઈ શકે બલ્કે ઉપયોગ ન કરવાથી નુકસાન થાય, તેમ આ ઇંદ્રિયનો ઉપયોગ ન કરવામાં કંઈ નુકસાન તો નહિ હોય ? અને એ પ્રમાણે જ આપને સંતતિનિયમનસમિતિના પ્રમુખે 'ક્રૉનિકલ'માં પત્ર લખ્યો હતો. તો આ દલીલનો ખુલાસો કરશો."

ઇંદ્રિયમાત્રનો ઉપયોગ આવશ્યક છે એ સિદ્ધાંત જ નથી. વાચાનો ઉપયોગ જે પુરુષ જ્ઞાનપૂર્વક તજે તે જગતની ઉપર ઉપકાર કરે છે. ઇંદ્રિયઉપયોગ ધર્મ નથી, ઇંદ્રિયદમન ધર્મ છે. જ્ઞાન અને ઇચ્છાપૂર્વક થયેલ ઇંદ્રિયદમનથી આત્માને લાભ થાય છે, હાનિ થતી નથી. વિષયેન્દ્રિયનો ઉપયોગ કેવળ સંતતિની ઉત્પત્તિ અર્થે જ સ્વીકારાયો છે. પણ જે સંતતિનો મોહ છોડે તેને શાસ્ત્ર પ્રણમે છે. આ યુગમાં વિકારોનો મહિમા એટલો બધો વધ્યો છે કે અધર્મ ધર્મને નામે ઓળખાય છે. વિકારોની વૃદ્ધિ કે તૃપ્તિથી જગતનું કલ્યાણ કલ્પવામાં મહાદોષ રહેલો છે, એવો મારો દૃઢ વિશ્વાસ છે, એવી શાસ્ત્રોની સાક્ષી છે, એવો આત્મદર્શીઓનો સ્વચ્છ અનુભવ છે. હિંદુસ્તાનમાં તો બાળકવયથી આપણે વિવાહની જંજાળમાં પડીએ છીએ, ત્યાં વિકારતૃપ્તિનાં સાધનો યોજવાં ને તે સારુ સમાજો સ્થાપવી એ તો અજ્ઞાનની અને અંધ અનુકરણની પરિસીમા છે. વિકારો રોકી ન શકાય અથવા રોકવામાં નુકસાન છે એવું કથન જ અતિ નુકસાનકારક છે. જો વિકારતૃપ્તિઉત્તેજક સંપ્રદાય આ દુર્બળ દેશમાં ચાલે તો હિંદુસ્તાનની પ્રજા કેવળ નિર્માલ્ય થાય ને છેવટે તેનો નાશ થાય એ વિષે મને શંકા નથી. વિષયતૃપ્તિ

કરવા છતાં સંતતિ રોકવાના ઉપાયો મનુષ્યશરીર રાક્ષસી હોય, જ્યાં ખાનપાન રાક્ષસી હોય ત્યાં ભલે નુકસાન ન કરે. હિંદુસ્તાનને તો સંયમનું શિક્ષણ જ લાભ કરી શકે એમ છે.

૧૦. "અહિંસાના પાળનારથી કોઈ પણ વાહનનો ઉપયોગ ન થઈ શકે, લગભગ ઘણાખરા ખાદ્ય પદાર્થોનો ત્યાગ કરવો પડે, ત્યારે એ પ્રશ્ન ઊઠે છે કે પ્રભુએ એ પદાર્થો, એ પ્રાણીઓ શા માટે સર્જ્યાં હશે? જોકે પ્રભુની ઇચ્છા તો અકળિત જ છે; છતાં ખુલાસો કરી શકશો તો કૃપા થશે."

આનો જવાબ ઉપર આવી જાય છે. છતાં વધારામાં આટલું કહેવાય કે અહિંસાનો પાળનાર આવશ્યક વાહનનો સર્વથા ત્યાગ નથી કરતો. ઘણી વસ્તુનો સર્વથા ત્યાગ ઇષ્ટ છે, કેટલીકનો યથાશક્તિ ત્યાગ બસ છે. પ્રભુની બધી કૃતિ ઓતપ્રોત છે. પ્રાણીઓ માત્ર મનુષ્યની અનેક ઇચ્છાઓનું મૂર્ત સ્વરૂપ છે. તેથી જેમ ઇચ્છાનો ત્યાગ ઇષ્ટ છે તેમ જ અન્ય પ્રાણીઓના ઉપયોગનો ત્યાગ ઇષ્ટ છે. સહુ પોતાની મર્યાદા આંકી લે. જેમ કે જે માટીથી ચલાવે તે સાબુ ન લે પણ સાબુ વાપરનારની નિંદા કરી વધારે હિંસાદોષમાં ન ભરાય. કાંટાવાળી, ધગતી કે ગંદી જમીન પર ચાલતાં કાંટારખાનો ઉપયોગ છૂટથી કરે, જ્યાં તેની જરૂર ન હોય ત્યાં ઉઘાડે પગે ચાલે.

બીજા કેટલાક પ્રશ્નને ઉતારવાની જરૂર નથી, પણ જવાબ ઉપરથી જ પ્રશ્ન સમજાય તેવા છે.

૧. કસરત કરનારે કચ્છ પહેરવાની સંપૂર્ણ આવશ્યકતા છે. પશ્ચિમમાં પણ તેની જરૂર ગણાઈ છે.

૨. સવારમાં ઊઠી દાતણપાણી કરી ઊકળતું પાણી પીવામાં ફાયદો છે. ઘણા ચોખ્ખું હોય તેવું ઠંડું પાણી પણ પીએ છે. પીવામાં નુકસાન તો નથી.

ગૃહસ્થજીવનમાં વાળ વધારવા એટલે મેલ વધારવો અથવા તેને સાફ રાખવામાં ઘણો વખત દેવો. પુરુષે તો ઝીણી શિખા સિવાયનો ભાગ કાતર વતી કપાવી કે અસ્ત્રા વતી મૂંડાવી નાખવો એ જ યોગ્ય લાગે છે. મારું કોઈ માને તો હું બાળાઓના વાળ પણ અવશ્ય કપાવું. વાળમાં શોભા છે એ તો આપણને અભ્યાસ પડયો છે તેથી માનીએ છીએ. શોભામાત્ર વર્તનમાં રહેલી છે, બહારના દેખાવમાં નથી. વાળ કુદરતી છે તેથી ન કપાય કે ન મૂંડાય એ વહેમ છે. આપણે નખ કાપીએ છીએ. ન કાપીએ તો તેમાં મેલ ભરાય અથવા આખો દહાડો તેને સાફ રાખવા જોઈએ. નાહવાની ક્રિયા કરી આપણે ચામડી ઉપરનું પડ હમેશાં ઉતારીએ છીએ. જેઓ જંગલવાસી છે, જેઓએ પોતાની ઘણી ક્રિયાઓ રોકી છે, તેને કયો કાયદો લાગુ પડે તે આપણે અહીં ન વિચારીએ.

તા. ૨૭-૯-'૨૫

## ૨૪. સત્તા આગળ સત્ય પાણી ભરે

એક નવયુવક લખે છે :

"સત્યને રસ્તે ચાલવામાં મનને શી શાન્તિ થાય છે? હરિશ્ચન્દ્ર, ધર્મરાજ યુધિષ્ઠિર, રામ, સીતા ઇત્યાદિ અનેક સ્ત્રીપુરુષોએ સત્યનો આશરો લઈ મૃત્યુપર્યંત દુઃખમાં જ જીવન વ્યતીત કર્યું છે. આમાંથી આપ હરિશ્ચન્દ્રને કદાચ બાતલ રાખશો; પણ બીજાનું કેમ? યુધિષ્ઠિર છેક મૃત્યુ સુધી દુઃખી જ રહ્યા છે. રામે પણ દુઃખમાં જીવન પૂરું કર્યું. પતિતપાવની સીતાદેવીને પણ દુઃખમાં જ મરવું પડયું. આ બધું સત્યને પ્રતાપે જ! ખુદ આપનો જ દાખલો લઉં. સરકાર સાથે આપ સત્યથી વર્તો છો; તો તે અસત્યનો ઉપયોગ કરી આપની નિર્મળતાનો લાભ અનેક વખત લઈ રહી છે, અને આપ તે વિરુદ્ધ કાંઈ કરી શકયા નથી. આ જ બતાવે છે કે સત્તા આગળ સત્ય પાણી ભરે છે. વળી દક્ષિણ

આફ્રિકાના સત્યાગ્રહમાં આપ પોતાની જીત માનો છો, પણ મને તો ચોખ્ખી ભૂલોની પરંપરા લાગે છે. આ ફૂટ પ્રશ્ન ઉકેલશો ?”

આ પ્રશ્ન ઠીક પુછાયો છે. સત્યના પાલનમાં જ શાન્તિ રહેલી છે. સત્યનો બદલો સત્ય જ છે. કીમતીમાં કીમતી વસ્તુ વેચનારને તેનાથી વધારે કીમતી વસ્તુ જેમ ન મળી શકે, તેમ સત્યના કરતાં બીજું વધારે સત્યવાદી શું ઇચ્છે ? હરિશ્ચન્દ્રને હું બાતલ રાખવા ઇચ્છતો નથી, પણ તે અને ધર્મરાજ ઇત્યાદિ દુ:ખી રહ્યા એમ કહેવામાં જ ભૂલ છે. તેમણે દુઃખમાં સુખ માન્યું હતું, એટલે આપણે જેને દુઃખ માનીએ છીએ તે તેમણે વધાવી લીધું. આવાં કારણોથી જ ભક્ત કવિએ ગાયું :

‘હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને.’

સત્ય જેમ સૂર્યની માફક તપાવે છે તેમ પ્રાણનું પણ સિંચન કરે છે. સૂર્ય એક ઘડીને સારુ પણ તપતો રહી જાય તો આ સૃષ્ટિ જડવત્ બની જાય. તેમ સત્યરૂપી સૂર્ય પણ એક ક્ષણભર પણ તપતો રહી જાય તો આ જગતનો નાશ થાય. આપણે જગતમાં અસત્ય જોયા કરીએ છીએ એ ખરું પણ એ તો અંદરનો મેલ જેમ બહાર નીકળ્યા જ કરે છે તેમ છે. કરોડો સ્વભાવે જ સત્યનો ઉપયોગ કરે છે એ વાત કદી ભુલાવી ન જોઈએ. મારો પોતાનો અનુભવ તો અપવાદ વિનાનો છે, અને તે એમ સૂચવે છે કે મારામાં કંઈ નિર્મળતા રહી હોય તેનો દુરુપયોગ છેવટ લગી કોઈ પણ નથી કરી શક્યું. એથી ઊલટું જેઓ મારી સત્યનિષ્ઠાનો દુરુપયોગ કરવા ઊભા થયા છે તેમણે પોતાની પ્રતિષ્ઠા ખોઈ છે અને બીજું પણ ઘણું ખોયું છે. સત્ય વચનને સારુ, સત્ય વિચારને સારુ અને સત્ય આચારને સારુ મુસીબતો આવી છે, પણ કોઈ દહાડો મેં દુઃખ અનુભવ્યું નથી. તેમાંથી મેં પરમ સુખ અને શાન્તિનું જ સિંચન કર્યું

છે. મારા અસત્યનો એક દાખલો મેં જગતની પાસે મૂક્યો છે. એ જ્યાં સુધી મારામાં ભર્યું હતું ત્યાં લગી મને એ કોતરી ખાતું હતું. એનો નિકાલ કરી શુદ્ધ થયો ત્યારે જ હું શાન્તિ પામ્યો. આવાં બીજાં પણ કેટલાંક દૃષ્ટાંત મારા પોતાના જીવનનાં મને યાદ છે. દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહમાં જીત જ થયેલી આજે જગત કબૂલ કરે છે એમ હું તો જાણું છું. મજકૂર પ્રશ્ન કરનારને દક્ષિણ આફ્રિકાનો કંઈ અનુભવ હોય એમ લાગતું નથી. જગતનો અને મારો અનુભવ તો એમ શીખવે છે કે સત્તા આગળ સત્ય પાણી ભરતું નથી, પણ સત્તાને હમેશાં સત્યની દાસી થઈને રહેવું પડે છે.

તા. ૧૫-૧૨-’૨૯

## ખંડ ૫મો : ધર્મશાસ્ત્રોનું વાચન

### ૧. ગીતા અને રામાયણ

ઘણા નવયુવકો પ્રયત્ન કરતાં છતાં પોતાના પાપમાંથી બચી નથી શકતા તેથી નિરુત્સાહ થાય છે, ને પછી પાપમાં ઊંડા ઊતરતા જાય છે. કેટલાક તો પછી પાપને પુણ્ય માનતા પણ થાય છે. આવાને ગીતાજી તથા રામાયણ ફરી ફરી વાંચવાવિચારવાની સલાહ હું ઘણી વેળા આપું છું. પણ તેમને તેમાં રસ નથી ઊપજતો. એવાના આશ્વાસન ખાતર એક નવજુવાનના કાગળમાંથી આ વિષયને લગતો થોડો ભાગ નીચે આપું છું :

"મન સામાન્ય રીતે સ્વસ્થ છે. પણ જ્યારે થોડા દિવસ મન સાવ સ્વસ્થ રહ્યું ને તેની નોંધ પોતે લીધી કે બસ ઊપલો ખાઈ જ જવાય છે. વિકાર એટલા જોર કરી જાય છે કે એની સામે થવામાં ડહાપણ નથી એમ જ લાગે, પરંતુ પ્રાર્થના, ગીતાપાઠ અને તુલસીરામાયણ ખૂબ મદદ આપે છે. એક પારાયણ પૂરું કર્યું, બીજું સતીની કથા સુધી આવ્યું છે. આખા રામાયણ પર કંટાળો આવતો તેને બદલે પાનેપાને રસ મળે છે. એનું એ પાનું પાંચ વખત વાંચતાં નથી થાકતો. જે કાગભૂષંડજીની કથાએ મને તુલસીરામાયણ પર ઘૃણા પેદા કરેલી ને વેવલું લાગતું તે જ કથા મને સર્વોત્તમ લાગવા મંડી. એમાં મેં ગીતાના ૧૧મા અધ્યાય કરતાં વિશેષ કાવ્ય જોયું. અને બેચાર વરસે બ્રહ્મચરી હાનતે સ્વચ્છતા મેળવવાનો પ્રયત્ન કરી તે સ્વચ્છતા ન મળતાં નિરાશા આવતી હતી તે ભાગી ગઈ, અને થયું કે અનંતકાળમાં જે વિકાસ થવાનો છે તે આજે જ મેળવવા જવાની હઠ કરવી એ કેટલી મૂર્ખાઈ છે! આખા દિવસમાં કાંતતી વખતે ને રામાયણના અભ્યાસ વખતે આરામ મળે છે."

આ લખનારને જેટલી નિરાશા ને અશ્રદ્ધા હતાં તેથી વધારે ભાગ્યે જ એવા જુવાનોને હોય. દોષ તેના શરીરમાં ઘર કરી ગયા હતા. એની આજની શ્રદ્ધા બધા જુવાનોને આશાજનક નીવડવી જોઈએ. જેઓ પોતાના વિષયોને જીતી શક્યા છે તેમના અનુભવ ઉપર વિશ્વાસ લાવીને ખંતથી રામાયણાદિનો અભ્યાસ કરનારનું હૃદય પીગળ્યા વિના રહેતું જ નથી. સામાન્ય વિષયોના અભ્યાસને સારુ પણ આપણને ઘણી વાર વરસો લગી મહેનત કરવી પડે છે, અનેક ઉપાયો રચવા પડે છે, તો જેમાં જીવનભરની ને ત્યાર પછીની પણ શાંતિનો પ્રશ્ન હોય તેના અભ્યાસને વિષે કેટલી ખંત જોઈએ? છતાં ઓછામાં ઓછો વખત ને ધ્યાન આપીને રામાયણ ગીતાને રસિક કરવાની આશા રાખનારને વિષે શું કહેવાય?

મજકૂર કાગળમાં લખ્યું છે કે તેને સ્વસ્થ થયાનું ભાન થાય કે તુરત વિકારો ચડાઈ કરે છે. જેમ શરીરને વિષે તેમ મનને વિષે. જેનું શરીર સાવ સારું છે તેને સારાપણાનું ભાન કદી થતું નથી, તે ભાનની જરૂર નથી, સારાપણું એ શરીરનો સ્વભાવ છે. તેમ જ મનનું સમજવું. તેની સ્વસ્થતાનું જ્યારે ભાન થાય તે જ દિવસે સમજવું કે વિકારો ડોકિયું કરી રહ્યા છે. તેથી મનને નિરંતર સ્વસ્થ રાખવાનો ઉપાય જ એ છે કે તેને નિરંતર સારા વિચારમાં રોકાયેલું રાખવું. તેથી જ રામનામાદિના જપ શોધાયા ને ગવાયા. જેના હૃદયમાં પ્રતિક્ષણ રામ વસે તેની ઉપર વિકારો હુમલો કરી ન જ શકે. ખરી વાત એ છે કે શુદ્ધ બુદ્ધિથી જે રામનામ જપે છે તેનો કાળાંતરે હૃદયપ્રવેશ થાય છે. હૃદયપ્રવેશ થયા પછી એ રામનામ અભેદ્ય કિલ્લો બની જાય છે. મલિનતાનો પ્રતિકાર મલિનતાનું ધ્યાન ધરવાથી નથી થતો પણ સ્વચ્છતાનું ધ્યાન ધરવાથી થાય છે.

પણ ઘણી વાર સાચી દાનતથી ઉપાય ઊલટો રચાય છે. 'આ ક્યાંથી આવી' એમ વિચાર્યા કરવામાં મલિનતાનું ધ્યાન ધરાય છે. એ હિંસક ઉપાયની સાથે સરખાવાય. જ્યારે સાચો ઉપાય અસહયોગ છે. મલિનતા ચડાઈ કરે ત્યારે તેને 'ભાગ' એમ કહેવાની જરૂર નથી. તે જાણે કે છે જ નહિ એમ સમજી સ્વચ્છતાનું જ સેવન કરવું જોઈએ. 'ભાગ' કહેવામાં ડરનો આભાસ છે, તેનો ખ્યાલમાત્ર પણ ન કરવામાં નીડરતા રહેલી છે. મલિનતા મારો સ્પર્શ સરખોયે નહિ કરી શકે એવો વિશ્વાસ સેવવો જોઈએ. આ ક્રિયા અનુભવસિદ્ધ થાય એવી છે.

તા. ૧૪–૪–'૨૯

## ૨. ગીતાનો અર્થ

એક મિત્ર નીચે પ્રમાણે પ્રશ્ન કરે છે:

"ગીતાનો સંદેશ શો છે — હિંસા કે અહિંસા — એ ઝઘડો ઘણા વખત સુધી ચાલવાનો એમ લાગે છે. ગીતામાંથી કયો સંદેશો આપણે લેવા માગીએ છીએ કાઢવા માગીએ છીએ એ સવાલ જુદો; અને સીધી રીતે વાંચતાં કેવી છાપ પડે છે એ સવાલ જુદો. જેને અહિંસાતત્ત્વ એ જ જીવનસંદેશ છે, એ વાત ઠસી ગઈ છે તેને માટે તો એ સવાલ ગૌણ છે. તે તો એમ જ કહેશે કે ગીતામાંથી અહિંસા નીકળતી હોય તો ગીતા મને ગ્રાહ્ય છે. આટલા ભવ્ય ગ્રંથમાંથી અહિંસા જેવો ભવ્ય ધાર્મિક સિદ્ધાંત જ નીકળવો જોઈએ. પણ જો ન નીકળતો હોય તો ગીતા રહી. એને આદરથી પૂજશું પણ પ્રમાણગ્રંથ માનવાના નથી.

૧લો અધ્યાય જોતાં એમ જ લાગે છે કે અહિંસાવૃત્તિથી પ્રેરાયેલો અર્જુન અશસ્ત્ર થઈને કૌરવોને હાથે મરવાને તૈયાર છે. હિંસાથી થતું નુકસાન અને પાપ એની દૃષ્ટિ આગળ તરી આવે

છે. વિષાદથી એ મૂઝી ઊઠે છે, અને કાંપતો કાંપતો કહે છે:

अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।

ત્યાં શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે: ડાહ્યો થઈને આવું શું બોલે છે? કોઈ કોઈને મારતું નથી ને કોઈ મરતું નથી. આત્મા અમર છે ને શરીર તો પડવાનું જ છે. ધર્મપ્રાપ્ત યુદ્ધમાં લડી લે. જય શાનો ને પરાજય શાનો? કર્તવ્ય કરી છૂટ.

૧૧મા અધ્યાયમાં વિશ્વરૂપદર્શન કરાવી ત્યાં પણ ભગવાન એમ જ કહે છે:

कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धः

लोकान्समाहर्तुमिह प्रवृत्तः ।

मया हतांस्त्वं जहि मा व्यथिष्ठाः ।

ઈશ્વરને ત્યાં હિંસાઅહિંસા સરખી જ છે. પણ માણસને માટે ઈશ્વરનો કયો સંદેશો છે?

युध्यस्व जेतासि रणे सपत्नान् ।

એ? ગીતાનો સંદેશો અહિંસા જ હોય તો ૧લો અને ૧૧મો અધ્યાય કંઈ બરાબર બંધ બેસતા નથી, પોષક તો નથી જ. આવી આવી શંકાઓનું સમાધાન કોણ કરે?

કામની ભીડમાંથી કાળ કાઢી જવાબ મોકલો તો કેવું સારું?"

આવા પ્રશ્નો થયાં જ કરશે. તેનો ઉકેલ પણ યથાશક્તિ જેણે કંઈ અભ્યાસ કર્યો હશે તેણે કરવો પડશે; પણ સમાધાન કરવા છતાં મારે છેવટે કહી મૂકવું પડશે કે અંતે તો હૃદય કહે તે જ મનુષ્ય કરશે. પ્રથમ હૃદય ને પછી બુદ્ધિ. પ્રથમ સિદ્ધાંત ને પછી પ્રમાણ. પ્રથમ સ્ફુરણા ને પછી તેને અનુકૂળ દલીલ. પ્રથમ કર્મ ને પછી બુદ્ધિ. તેથી જ બુદ્ધિ કર્માનુસારિણી કહી છે. માણસ જે કરવા ધારે અથવા કરે તેના સમર્થનમાં પ્રમાણ શોધી લે છે.

એટલે મારો ગીતાનો અર્થ બધાને અનુકૂળ ન પડે એ હું સમજી શકીશ. આવી સ્થિતિમાં હું કઈ રીતે ગીતાના અર્થને પહોંચ્યો એ કહી દઉં અને ધર્મશાસ્ત્રના અર્થ

કરવામાં મેં જે સિદ્ધાંતોને માન્યા તે કહું તો બસ ગણાવું જોઈએ. "મારે તો યુદ્ધ કરી લેવું, પરિણામ તો ગમે તે આવે. મરવાયોગ્ય શત્રુ તો મરેલા જ છે, મારે તો તેમને મારવામાં નિમિત્તમાત્ર થવું."

ગીતાજીનો મારો પ્રથમ પરિચય ૧૮૮૯ની સાલમાં થયો. તે વેળા મારી ઉંમર વીસ વર્ષની હતી. આ વેળા હું અહિંસાધર્મ થોડો જ સમજ્યો હતો. શત્રુને પણ પ્રેમથી જીતવો એ હું શામળભટ્ટના છપ્પા 'પાણી આપે ને પાય ભલું ભોજન તો દીજે' માંથી શીખ્યો હતો. તેનું સત્ય મારા હૃદયમાં સચોટ ઊતરી ગયું હતું. પણ તેમાંથી મને જીવદયા તે વેળા તો નહોતી સ્ફુરી. હું આ સમય પહેલાં માંસાહાર દેશમાં જ કરી ચૂકયો હતો. સર્પાદિનો નાશ કરવાનો ધર્મ છે એમ માનતો હતો. મેં માંકડો ઇત્યાદિને માર્યાનું સ્મરણ આવે છે. મારું સ્મરણ તો એવું છે કે મેં એક વીંછીને પણ મારેલો. આજે આવાં ઝેરી જંતુને પણ ન મારવાં જોઈએ એમ સમજ્યો છું. તે વેળા અંગ્રેજોની સાથે લડાઈ કરવાની તૈયારી કરવી જોઈશે એમ માનતો. 'અંગ્રેજો રાજ્ય કરે તેમાં શી નવાઈ' એ કવિતા ગણગણતો. મારો માંસાહાર આ તૈયારીનું કારણ હતું. વિલાયતમાં જતાં પહેલાં આવા વિચારો ધરાવતો. માંસાહાર ઇત્યાદિમાંથી બચ્યો તેનું કારણ માતાનાં દીધેલાં વચનોનું મરણાન્તે પણ પાલન કરવાની વૃત્તિ જ હતું. સત્ય ઉપરના મારા પ્રેમે મને ઘણી આપત્તિઓમાંથી બચાવ્યો છે.

હવે બે અંગ્રેજોના પ્રસંગમાં આવતાં મારે ગીતા વાંચવી પડી. 'વાંચવી પડી' કહું છું કેમ કે મને કંઈ ખાસ ઇચ્છા ન હતી. પણ જ્યારે આ બે ભાઈઓએ મને તેમની સાથે ગીતાજી વાંચવાનું કહ્યું ત્યારે હું શરમાયો. મને મારાં

ધર્મશાસ્ત્રોનું કંઈ જ જ્ઞાન નથી એ ભાનથી મને દુઃખ થયું. આ દુઃખમાં કારણ અભિમાન હતું એમ લાગે છે. મારો સંસ્કૃત અભ્યાસ એવો ન હતો કે હું ગીતાજીના બધા શ્લોક મદદ વિના બરાબર સમજી લઉં. આ ભાઈઓ તો કંઈ જ નહોતા સમજતા. તેઓએ મારી પાસે સર ઍડવિન આર્નોલ્ડનો ગીતાજીનો ઉત્તમોત્તમ કાવ્યાનુવાદ મૂક્યો. મેં તો એ પુસ્તક આખું તુરત જ વાંચી નાંખ્યું ને તેની ઉપર હું મુગ્ધ થયો. ત્યારથી તે આજ લગી બીજા અધ્યાયના છેલ્લા ઓગણીશ શ્લોક મારા હૃદયમાં અંકાયેલા છે. તેમાં મારે સારુ બધો ધર્મ આવી જાય છે. તેમાં સંપૂર્ણ જ્ઞાન છે. તેમાં કહેલા સિદ્ધાંતો અચલિત છે. બુદ્ધિનો પણ સંપૂર્ણ પ્રયોગ છે. પણ એ બુદ્ધિ સંસ્કારી બુદ્ધિ છે. તેમાં અનુભવજ્ઞાન છે.

આ પરિચય પછી તો મેં ઘણા તરજુમા વાંચ્યા, ઘણી ટીકાઓ વાંચી, ઘણી દલીલો કરી — સાંભળી, પણ મારા ઉપર જે છાપ એ વાંચવાથી પડી તે ભૂંસાતી નથી. ગીતાજીનો અર્થ સમજવાની એ શ્લોકો ચાવી છે. તેનાથી વિરોધી અર્થવાળાં વાક્યો આવે તેનો ત્યાગ કરવાની પણ હું સલાહ આપું. નમ્ર માણસને ત્યાગ કરવાપણું ન રહે. તે એટલું જ કહી દે: 'બીજા શ્લોકો આની સાથે આજે નથી મળતા એ મારી બુદ્ધિની કચાશ; કાળે કરી તેનો અને આ ઓગણીશ શ્લોકોમાં કહેલા સિદ્ધાંતોનો મેળ મળી રહેશે.' આમ પોતાના મનને ને બીજાને કહી તે પુરુષ વિરમે.

શાસ્ત્રના અર્થ કરવામાં સંસ્કારની અને અનુભવની આવશ્યકતા છે. શૂદ્રને વેદનો અભ્યાસ ન હોય એ વાક્ય સર્વથા ખોટું નથી. શૂદ્ર એટલે અસંસ્કારી, મૂર્ખ, અજ્ઞાની વેદાદિનો અભ્યાસ કરી તેનો અનર્થ કરે. બધા મોટી વયના

પણ બીજગણિતના કઠિન કોયડા પરબારા સમજવાના અધિકારી નથી. તે સમજતા પહેલાં તેઓએ અમુક પ્રાથમિક અભ્યાસ કરવો જોઈએ. વ્યભિચારીને મુખે 'अहं ब्रह्मास्मि' કેવું દીપે? તેનો એ કેવો અર્થ (કે અનર્થ!) કરે?

એટલે શાસ્ત્રનો અર્થ કરનાર યમાદિનું પાલન કરનાર હોવો જોઈએ. યમાદિનું શુષ્ક પાલન જેવું કઠિન છે તેવું જ નિરર્થક છે. શાસ્ત્રે ગુરુની આવશ્યકતા માની છે; પણ ગુરુનો આ કાળે લગભગ લોપ છે તેથી જ્ઞાનીઓએ ભક્તિપ્રધાન પ્રાકૃત ગ્રંથોનું પઠનપાઠન કરવાનું સૂચવ્યું છે. પણ જેને ભક્તિ નથી, જેને શ્રદ્ધા પણ નથી, તે શાસ્ત્રનો અર્થ કરવાના અધિકારી નથી. તેમાંથી વિદ્વત્તાભર્યો અર્થ વિદ્વાનો ભલે કાઢે, પણ તે શાસ્ત્રાર્થ નથી. શાસ્ત્રાર્થ અનુભવી જ કરે.

પણ પ્રાકૃત મનુષ્યને સારુ પણ કેટલાક સિદ્ધાંતો તો છે જ. જે સત્યના વિરોધી હોય તે શાસ્ત્રાર્થ ખરા ન હોય. જેને સત્યની સત્યતા વિષે શંકા છે તેને સારુ શાસ્ત્ર નથી જ અથવા તેને સારુ સર્વ શાસ્ત્ર અશાસ્ત્ર છે. તેને કોઈ ન પહોંચે. જેને શાસ્ત્રમાં અહિંસા નથી જડી એને વિષે ભય છે પણ એનો ઉદ્ધાર નથી એમ નથી. સત્ય તો હકાર છે. અહિંસા નકાર છે. સત્ય વસ્તુનું સાક્ષી છે, અહિંસા વસ્તુ છતાં તેનો નિષેધ કરે છે. સત્ય છે, અસત્ય નથી. હિંસા છે, અહિંસા નથી. છતાં અહિંસા જ હોવી જોઈએ એ જ પરમ ધર્મ છે. સત્ય સ્વયંસિદ્ધ છે, અહિંસા તેનું સંપૂર્ણ ફળ છે. સત્યમાં તે છુપાયેલી પડી જ છે. પણ તે સત્યની જેમ વ્યક્ત નથી તેથી ભલે તેને માન્ય કર્યા વિના મનુષ્ય શાસ્ત્ર શોધે. તેમ છતાં તેનું સત્ય તેને અહિંસા જ શીખવશે.

સત્યને અર્થે તપશ્ચર્યા તો છે જ. સત્યનો સાક્ષાત્કાર

કરનારા તપસ્વીએ ચોમેર વર્તી રહેલ હિંસામાંથી અહિંસા-દેવીને જગતની આગળ પ્રગટાવીને કહ્યું : હિંસા માયા છે, મિથ્યા છે, અહિંસા એ જ સત્ય છે. અહિંસા વિના સત્યનો સાક્ષાત્કાર અસંભવિત છે. બ્રહ્મચર્ય, અસ્તેય, અપરિગ્રહ પણ અહિંસાને અર્થે છે, અહિંસાને સિદ્ધ કરનારા છે. અહિંસા સત્યનો પ્રાણ છે. મનુષ્ય તેના વિના પશુ છે. આ બધું સત્યાર્થી પોતાની શોધના પ્રવાસમાં વહેલો જ જોઈ લેશે અને પછી તેને શાસ્ત્રાર્થ કરવામાં ક્યાંયે મુસીબત નહિ આવે.

શાસ્ત્રાર્થનો બીજો નિયમ એ છે કે તેના દરેક અક્ષરને ન વળગતાં તેનો ધ્વનિ તપાસવો, તેનું રહસ્ય જોવું. તુલસીદાસનું રામાયણ ઉત્તમ ગ્રંથ છે કેમ કે તેનો ધ્વનિ સ્વચ્છતા છે, દયા છે, ભક્તિ છે. તેણે શૂદ્ર, ગંવાર, ઢોર અને નારીને તાડનનાં અધિકારી વર્ણવ્યાં છે, તેથી જે પુરુષ પોતાની સ્ત્રીને મારે તેની અધોગતિ થાય. રામે સીતાને પ્રહાર તો ન જ કર્યો પણ કદી દૂભવી જ નહિ. તુલસીદાસે પ્રચલિત વાક્યને લખી નાખ્યું. તેણે એવો વિચાર પણ નહિ કર્યો હોય કે એ વાક્યને આધારે પોતાની અર્ધાંગનાને તાડન કરનારા પશુ પણ નીકળી પડશે. અથવા તુલસીદાસે પોતે પણ રિવાજને વશ વર્તી પોતાની પત્નીનું તાડન કર્યું હોય તોયે શું ? એ તાડન દોષ તો છે જ. છતાં રામાયણ પત્નીતાડન સારુ નથી લખાયું. રામાયણ તો પૂર્ણ પુરુષનું દર્શન કરાવવા, સતીશિરોમણિ સીતાજીનો પરિચય કરાવવા, ભરતની આદર્શ ભક્તિનું ચિત્ર ખડું કરવા લખાયેલું છે. દોષિત રિવાજોનું તેમાં મળી આવતું સમર્થન ત્યાજ્ય છે. તુલસીદાસે ભૂગોળ શીખવવા પોતાનો અમૂલ્ય ગ્રંથ નથી લખ્યો. તેથી તુલસીદાસમાં ખોટી ભૂગોળ જોવામાં આવે તેનો ત્યાગ કરવાનો આપણો ધર્મ છે.

હવે ગીતાજી તપાસીએ. ગીતાજીમાં બ્રહ્મજ્ઞાનપ્રાપ્તિ અને તેનાં સાધન એ જ વિષય છે. બે સેના વચ્ચેનું યુદ્ધ એ તો નિમિત્ત છે. એમ ભલે કહો કે કવિ પોતે યુદ્ધાદિને નિષિદ્ધ નહોતા માનતા, તેથી તેણે યુદ્ધના પ્રસંગનો ઉપયોગ કર્યો. મહાભારત વાંચ્યા પછી મારા ઉપર જુદી જ છાપ પડી છે. વ્યાસજીએ એટલું બધું સુંદર પુસ્તક લખી યુદ્ધના મિથ્યાત્વનું જ વર્ણન આપ્યું છે. કૌરવ હાર્યા તેથી શું? પાંડવ જીત્યા તેથી શું? જીતનાર કેટલા બાકી રહ્યા? તેનું શું થયું? કુંતી માતાના શા હાલ થયા? અને આજે યાદવકુળ ક્યાં છે?

જ્યાં યુદ્ધવર્ણન અને હિંસાનું પ્રતિપાદન એ વિષય નથી ત્યાં તેની ઉપર ભાર દેવો તદ્દન અયોગ્ય મનાય, અને જો કેટલાક શ્લોકોને અહિંસાની જોડે ગોઠવવાનું મુશ્કેલ છે તો આખી ગીતાને હિંસાના ચોકઠામાં મૂકવી એથી પણ વધુ મુશ્કેલ છે.

કવિ અમુક ગ્રંથ લખે છે ત્યારે બધા અર્થ તે કલ્પી લેતો નથી. કાવ્યની ખૂબી જ એ છે કે કવિના કરતાં કાવ્ય ચડી જાય છે. પોતાની એકતાનતામાં જે સત્ય તે ઉચ્ચારી શકે છે તે તેના જીવનમાં ઘણી વેળા જોવામાં નથી આવતું. તેથી ઘણા કવિનું જીવન તેના કાવ્યની સાથે અસંગત હોય છે. ગીતાજીનો સર્વાંશે અર્થ હિંસા નથી પણ અહિંસા છે, એમ રજો અધ્યાય જે વિષયનો આરંભ કરે છે ને ૧૮મો જે પૂર્ણાહુતિ કરે છે તે બતાવે છે. વચ્ચે જુઓ તો પણ તે જ છે. ક્રોધ વિના, રાગ વિના, દ્વેષ વિના હિંસા સંભવતી જ નથી. અને ગીતા તો ક્રોધાદિને ઓળંગી ગુણાતીતની સ્થિતિએ આપણને પહોંચાડવા મથે છે. ગુણાતીતમાં ક્રોધનો સર્વથા અભાવ હોય. અર્જુને જ્યારે જ્યારે ધનુષ્ય પોતાના કાન સુધી

એચ્યું ત્યારે ત્યારે તેની લાલ થયેલી આંખો હું હમણાં પણ જોઈ શકું છું.

પણ અર્જુને ક્યાં અહિંસાને અર્થે યુદ્ધના ત્યાગની હઠ લીધી હતી? એણે તો બહુયે યુદ્ધ કર્યાં હતાં. તેને તો એકાએક મોહ થયો હતો, તેને તો સગાંને મારવાની અનિચ્છા થઈ હતી. બીજા કોઈ જેને તે પાપી માને તેને ન મારવાની વાત અર્જુને નહોતી કરી. શ્રીકૃષ્ણ તો અંતર્યામી છે. તે અર્જુનનો ક્ષણિક મોહ જાણી જાય છે. તેથી તેને કહે છે, 'તું હિંસા તો કરી ચૂક્યો છું. એમ એકાએક ડાહ્યો થઈ અહિંસા શીખી શકવાનો નથી. તેં પલાળ્યું છે એટલે હવે પૂરું કર્યે છૂટકો!' કલાકના ચાલીસ માઈલના વેગે ચાલનારી ટ્રેનમાં બેઠેલાને મુસાફરી પ્રત્યે એકાએક વૈરાગ્ય થતાં તે ટ્રેનમાંથી ભૂસકો મારે તો તેણે આત્મહત્યા કરી. તે કંઈ મુસાફરીનું કે ટ્રેનમાં બેસવાનું મિથ્યાત્વ નથી શીખ્યો. એમ જ અર્જુનનું હતું. અહિંસક કૃષ્ણ અર્જુનને બીજી સલાહ ન જ આપી શકે. પણ તેમાંથી એવો અર્થ કાઢવો કે ગીતાજી હિંસા શીખવે છે અથવા યુદ્ધનું સમર્થન કરે છે એ એટલું જ અયોગ્ય છે જેટલું આમ કહેવું અયોગ્ય ગણાશે કે શરીરવ્યાપારને અર્થે કંઈક હિંસા તો અનિવાર્ય છે, તેથી હિંસા જ ધર્મ છે. સૂક્ષ્મદર્શી આ હિંસામય શરીરમાંથી અશરીરી થવાનો એટલે કે મોક્ષનો ધર્મ શીખવે છે.

પણ ધૃતરાષ્ટ્ર કોણ, દુર્યોધન કોણ, યુધિષ્ઠિર કોણ ને અર્જુન કોણ? કૃષ્ણ કોણ? આ બધા ઐતિહાસિક પુરુષો? અને તેમના સ્થૂળ વ્યવહારનું ગીતાજી વર્ણન કરે છે? અર્જુન એકાએક યુદ્ધમાં સવાલ પૂછે છે અને કૃષ્ણ આખી ગીતા પઢી જાય છે? વળી એ જ ગીતા અર્જુન પોતાનો મોહ નષ્ટ થયો એમ કહેવા છતાં ભૂલી જાય છે ને

કૃષ્ણમુખે ફરી અનુગીતા કહેવડાવે છે?

હું તો દુર્યોધનાદિને આસુરી વૃત્તિઓ ગણું છું, અને અર્જુનાદિને દૈવી વૃત્તિઓ ગણું છું. ધર્મક્ષેત્ર એ આપણું શરીર છે. તેમાં દ્વંદ્વ ચાલ્યું જ જાય છે તેનું આબેહૂબ વર્ણન અનુભવી ઋષિકવિએ આપ્યું છે. કૃષ્ણ એ અંતર્યામી છે, ને શુદ્ધ ચિત્તમાં તે હમેશાં ઘડિયાળની જેમ ટકટક્યા કરે છે. જો ચિત્તને ચિત્તશુદ્ધિરૂપી ચાવી ન આપી હોય તો અંતર્યામી ત્યાં છે તો ખરા જ, પણ ટકટક તો બંધ થઈ જાય છે.

આમાં સ્થૂળ યુદ્ધને તો અવકાશ જ નથી એમ કહેવાનો આશય નથી. જેને અહિંસા સૂઝી જ નથી તેણે કાયર થવું એવો ધર્મ નથી શીખવ્યો. જે બીએ છે, જે સંઘરે છે, જે વિષય રમે છે તે હિંસાયુદ્ધ કરશે જ; પણ તે તેનો ધર્મ નથી. ધર્મ તો એક જ છે. અહિંસા એટલે મોક્ષ. મોક્ષ એટલે સત્યનારાયણનો સાક્ષાત્કાર. પણ પાછી પાનીને આમાં ક્યાંયે અવકાશ નથી. આ વિચિત્ર જગતમાં હિંસા તો ચાલ્યાં જ કરવાની. તેમાંથી નીકળી જવાનો માર્ગ ગીતા બતાવે છે, પણ સાથે ગીતા એમ પણ બતાવે છે કે કાયર થઈ ભાગ્યે હિંસામાંથી નહિ નીકળાય. જે ભાગવાનું કરે તે તો મારે ને મરે.

જે શ્લોક પ્રશ્નકારે ટાંક્યા છે તેનો અર્થ હજુ ન સમજાય તો હું સમજાવવા અસમર્થ છું. સર્વશક્તિમાન ઇશ્વર કર્તા, ભર્તા, સંહર્તા છે, ને હોવો જ જોઈએ એ વિષે તો શંકા નહિ જ હોય ને? જે ઉત્પન્ન કરે છે તે તો તેનો નાશ કરવાનો અધિકાર રાખે જ છે. છતાં તે નથી મારતો કેમ કે તે ઉત્પન્ન કરતો પણ નથી. જે જન્મ્યું તે મરવાને જ ખાતર એવો નિયમ છે, તેને ઇશ્વર પણ નથી તોડી શકતો એ તેની દયા છે. જો ઇશ્વર સ્વચ્છંદી ને સ્વેચ્છાચારી થઈ જાય તો આપણે ક્યાં જઈએ?

વા. ૧૧-૧૦-’૨૫

## ૩. લોકમાન્ય તિલકનો પત્ર

ગઈ તા. ૨૮મીના 'યંગ ઇંડિયા'માં લો. મા. તિલકનો રા. ગાંધી પરનો પત્ર પ્રગટ થયો છે તેનો અનુવાદ અમે નીચે આપીએ છીએ :

અધિપતિ,

'યંગ ઇંડિયા'

સાહેબ,

ગયા અંકમાં 'સુધારાના ઠરાવો'ના આપના લેખમાં આપે મને 'રાજ્યપ્રકરણમાં બધુંય ચાલે' 'Everything fair in politics' એમ માનતો જણાવ્યો છે એ જોઈને હું દિલગીર થયો છું. આ પત્રથી હું આપને જણાવવા ઇચ્છું છું કે આપના એ લેખમાં મારો વિચાર ખરી રીતે રજૂ કરવામાં આવ્યો નથી. રાજ્યપ્રકરણ એ સાધુઓની નહિ પરંતુ સંસારીઓની બાજી છે અને 'अक्रोधेन जिने क्रोधं' એ બુદ્ધના ઉપદેશ કરતાં 'ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम्' એ શ્રીકૃષ્ણનું સૂત્ર માનવાનું હું વધારે પસંદ કરું છું. આ વિષે મારો સઘળો મતભેદ અને સરકાર જેટલે સુધી આપણી સાથે મળીને વર્તે તેટલે સુધી તેની સાથે મળીને સુધારાનો અમલ કરવા વિષે મારા 'Responsive Co-operation'નો અર્થ પણ આ સૂત્રથી સમજાઈ જાય છે. બંને માર્ગ એટલા જ ન્યાયી અને પવિત્ર છે. પરંતુ પહેલા માર્ગના કરતાં બીજો હાલની દુનિયાને વધારે અનુકૂળ છે. આ ભેદ વિષે વધારે માહિતી મારા 'ગીતારહસ્ય' માંથી મળી શકશે.

પુના શહેર,<br>૧૮–૧–'૨૦

આપનો<br>બા. ગં. તિલક

[ ધર્મગ્રંથોના અર્થના વિષયમાં લોકમાન્યની સાથે વાદમાં ઊતરતાં હું સ્વાભાવિક રીતે અચકાઉં છું. પરંતુ

કેટલીક બાબતો એવી હોય છે કે તેમાં અંતઃકરણનો અવાજ કોઈ પણ ગ્રંથના અર્થ કરતાં ચડી જાય છે. લોકમાન્યે જણાવેલાં બંને સૂત્રોમાં મને તો કંઈ વિરોધ લાગતો નથી. બુદ્ધનું સૂત્ર સનાતન સિદ્ધાંત રજૂ કરે છે અને ભગવદ્દગીતાનું સૂત્ર તો તિરસ્કારને પ્રેમથી અને અસત્યને સત્યથી જીતવાના સિદ્ધાંતનો પ્રયોગ બતાવે છે. બીજા સાથે આપણે જેવું વર્તન રાખીએ તેવું જ વર્તન પ્રભુ આપણી સાથે રાખે છે એ ખરું હોય તો ગીતાવાક્યનો તો એ અર્થ થાય કે સખત શિક્ષામાંથી છૂટવું હોય તો આપણે ક્રોધનો બદલો ક્રોધથી નહિ પણ મૃદુતાથી જ વાળવો જોઈએ. આ નિયમ વૈરાગીઓ માટે નહિ પરંતુ ખસૂસ કરીને સંસારીઓ માટે જ છે. લોકમાન્યને માટે મને માન છે, છતાં હું કહેવાની હિંમત ધરું છું કે સંસાર સાધુઓ માટે નથી એમ કહેવામાં માનસિક મંદતા જણાઈ આવે છે. પુરુષાર્થ કરવો એ સર્વ ધર્મનો ઉપદેશ છે. અને પુરુષાર્થ એ સાધુ—ખરેખરા ગૃહસ્થ—થવાના વિષમ પ્રયાસ સિવાય બીજું કંઈ જ નથી.

છેવટે, જ્યારે મેં લોકમાન્યના મત પ્રમાણે 'રાજ્ય-પ્રકરણમાં બધુંય ચાલે' એ વાક્ય લખ્યું ત્યારે તેમણે ઘણી વાર ઉચ્ચારેલું 'शठं प्रति शाठ्यम्' એ વાક્ય મારા મનમાં રમી રહેલું હતું. મારી નજરે તો તેમાં ખોટી નીતિ સમાયેલી છે. લોકમાન્ય પોતે જ આ સૂત્રનું ખંડન કરવાને પોતાની તીવ્ર બુદ્ધિ વાપરીને એકાદ તત્ત્વજ્ઞાનનું ભાષ્ય લખી હિંદને એક દિવસે તાજુબ કરે એવી આશા હું છોડી શકતો નથી. ગમે તેમ હો, પણ 'शठं प्रति शाठ्यम्'માં સમાયેલા વ્યવહારસૂત્રની સામે હું મારો એક જમાનાનો અનુભવ ખડો કરું છું. ખરી નીતિ તો 'शठं प्रत्यपि सत्यम्' એ જ છે.]

તા. ૧-૨-'૨૦

# ૪. નિત્યવ્યવહારમાં ગીતા

[ નાશિકમાં ગાંધીજીએ આપેલું ભાષણ ]

કેટલાક યુવકોએ મને અહીં આવતાં જ કેટલાક પ્રશ્નો આપ્યા તેના ઉત્તર એ જ મારું ભાષણ થશે.

પ્રશ્નો આ છે:

હિંદુસ્તાનની આજની પરિસ્થિતિની દૃષ્ટિએ હિંદુ તરીકે આપને એમ નથી લાગતું કે શ્રદ્ધાનંદ સ્મારકફંડ ઉપર આપે વધારે ભાર મૂકવો જોઈએ? જો આપને એમ લાગતું હોય તો શા સારુ એ ફંડ ભેગું કરવામાં આપ હિસ્સો નથી આપતા?

ઉ૦—હું તો અપૂર્ણ મનુષ્ય છું, સંપૂર્ણ સર્વશક્તિમાન તો એક ઈશ્વર છે. હું અર્થશાસ્ત્ર જાણું છું. મારી પાસે જે સમય અને જે શક્તિ છે તે બધી મેં દેશને અર્પણ કરેલી છે. મને એ અભિમાન નથી કે હું જ બધું કાર્ય કરું. જે કામમાં પંડિત માલવીજી અને લાલાજી સરખા અનુભવી નેતાઓ પડેલા છે તે કામમાં હું વધારે શું કરવાનો હતો?

જ્યારે કલકત્તામાં ૫૦ હજાર રૂપિયા શ્રદ્ધાનંદજી સ્મારક માટે એકઠા કરવામાં આવ્યા ત્યારે માલવીજીની આજ્ઞાથી હું ત્યાં હાજર રહ્યો હતો. એ ઉપરાંત કાંઈ વધારેની માલવીજીએ મારી પાસેથી આશા રાખી નથી. મારા કાર્યક્ષેત્રની મર્યાદા બંધાયેલી છે. ભગવાન શ્રીકૃષ્ણના ગીતાના ઉપદેશ પ્રમાણે વર્તવાનો પ્રયત્ન કરનારો હું એક અલ્પ મનુષ્ય છું, અને હું મારો પોતાનો ધર્મ અલ્પમાં અલ્પ પણ કયો છે તે સમજું છું:

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात्।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥

બીજા ધર્મ ચાહે તેટલા રૂડા લાગતા હોય પણ મારે માટે મારો મર્યાદિત ધર્મ સારો, બીજા ભયાવહ છે.

**આજે જે ફંડ આપ ભેગું કરો છો તે કેવળ ખાદી માટે જ છે? જો એમ હોય તો તે કેવી રીતે વાપરશો?**

હા, આ ફંડ કેવળ ખાદી માટે જ છે કારણ એ અખિલ ભારત દેશબંધુ સ્મારકફંડ માટે ઉઘરાવાય છે. એ ફંડની સાથે દેશબંધુનું નામ એટલા જ માટે જોડયું છે કે ખાદીકાર્ય દ્વારા ગ્રામસંગઠનની યોજના તેમણે દેહાંત પહેલાં થોડા જ દિવસ અગાઉ યોજી હતી, ખાદીકાર્ય તેમને પ્રિય હતું. ખાદી માટે નાણાં એકઠાં કરી તેની વ્યવસ્થા કરવા માટે જ અખિલ ભારત ચર્ખાસંઘની ઉત્પત્તિ થયેલી છે. એ ફંડની પાઈએ પાઈનો હિસાબ રાખવામાં આવે છે, અને એ હિસાબ ગમે તે માણસને જોવાનો અધિકાર છે. આ સંઘનું એક કાર્યવાહક મંડળ છે, હિસાબ તપાસનાર છે, નિરીક્ષકો છે. આ સંઘે હમણાં ખાદી કર્મચારી મંડળની યોજના દેશની સમક્ષ રજૂ કરી છે. તમે કહેશો કે જાણ્યું તમારું મંડળ! ત્રીસ રૂપરડી આપશો તેમાં શું? હા; અમારું મંડળ તો ભિખારી મંડળ છે, કારણ પુષ્કળ ગરીબ ભિખારીઓ પાસેથી પૈસા લઈને એ સ્થાપવામાં આવ્યું છે. એ ઇંડિયન સિવિલ સર્વિસ નથી કે હજારો રૂપિયાના પગારો અમને આપવા પાલવે. ઇંડિયન સિવિલ સર્વિસ તો લોકોના કર ઉપર નભે છે, તે તો લોકો ઉપર રાજ્ય ચલાવવા માટે છે; અમારું ગરીબડું મંડળ તો લોકોની સેવા માટે છે.

**આપ મુસલમાનો માટે કેમ પક્ષપાત રાખો છો? ઘણા મુસલમાન નેતા આપના ઉપર અંગત આક્ષેપ કરે છે તેના પણ આપ જવાબ નથી આપતા તે શું?**

પરધર્મનો શુદ્ધ પક્ષ લેવામાં હું મારા ધર્મની રક્ષા જ કરું છું, હિંદુધર્મનો નાશ હું નથી ઇચ્છતો. હું નાશ કરી ન શકું, કારણ હું હિંદુમહાસાગરનું બિન્દુમાત્ર છું. મુસલમાન

મને કાફર કહે તેથી શું? તેનો જવાબ શો દેવાનો હોય? મારો ભાણેજ મારી સાથે જ રહેતો. તેનો પક્ષપાત કરું છું એમ જ્યારે બીજાઓને લાગ્યું ત્યારે હું તેને ન્યાય દેતો હતો એમ તે સમજ્યો ને હું પણ સમજ્યો. મુસલમાનો મારી ઉપર આક્ષેપ મૂકે છે તે સ્થિતિ કદાચ એમ સૂચવે છે કે હજી હું તેમને ન્યાય ન આપતો હોઉં. મારે જવાબ દેવાની આવશ્યકતા શાને હોય? મારા તો ચોવીસે કલાક શ્રીકૃષ્ણ ભગવાનને સમર્પિત છે, તે જ મારી રક્ષા કરે છે, અને દાસાનુદાસ કૃષ્ણ ભગવાનને હું હમેશાં પ્રાર્થું જ છું કે 'હે કૃષ્ણ! મારા તરફથી જે ઉત્તર આપવાના હોય તે ઉત્તર, જા, તું જ આપી આવ.'

તમે ખિલાફતની લડત અંતઃકરણપૂર્વક લડ્યા. તે જ પ્રમાણે આજે હિંદુસંગઠનને માટે કેમ નથી મંડી પડતા?

ખિલાફત માટે પ્રાણ અર્પણ કરવાની મારી પ્રતિજ્ઞા હતી. પરધર્મી માટે જેટલું થઈ શકે તેટલું મેં કર્યું. એ મારી સેવાથી મારું ગોરક્ષાનું કાર્ય થઈ રહેશે એવી મારી માન્યતા હતી, અને હજુ છે. તમે પૂછશો, ગોરક્ષણ થયું? ગોરક્ષણ નથી થયું. પણ તેનું મારે શું? હું તો પ્રયત્નનો અધિકારી રહ્યો. ફળનો અધિકારી તો કૃષ્ણ ભગવાન છે. ભગવાને મને કહ્યું, મહમદઅલીને મળ, શૌકતઅલીને મળ. તેની સાથે કામ કર, મેં તેમ કર્યું. તેમને જેટલી મદદ આપી શકાય તેટલી આપી. એ કાર્યને માટે મને જરાય પશ્ચાત્તાપ નથી. ફરી એવો પ્રસંગ આવે તો પણ હું એ જ કરું. ગીતાભાગવતાદિ ધર્મગ્રંથ મને એ જ શીખવે છે. લોક મારી નિંદા કરે, મારું અપમાન કરે, તેથી હું સામો તેમનાં નિંદાઅપમાન કરવાનો નથી. હું તો તુલસીદાસે જે કરવાનું ઉપદેશ્યું તે જ કરું — તપશ્ચર્યા. મારી પ્રકૃતિ જ એવી ઘડાયેલી છે. મારાથી બીજું શું થાય? ગીતાજી

કહે છે ને, કે પ્રકૃતિ પ્રમાણે જ ભૂતમાત્ર વર્તે છે, નિગ્રહ શું કરશે? એટલે મારે તપશ્ચર્યા કર્યા કરવી રહી. જ્યારે મુસલમાનોના હૃદયમાં ખુદા વસશે અને જ્યારે એક દિવસ એવો આવશે કે હિંદુઓ પ્રમાણે તેઓ પણ ગાયની રક્ષા કરશે ત્યારે હું ભવિષ્ય ભાખું છું કે તમે કહેશો કે આ ગોરક્ષા ઘણે ભાગે અગાઉ થયેલા ગાંધી નામના પાગલને આભારી છે.

આજના જેવી તબલીઘ, કે શુદ્ધિ કે ધર્માન્તર કરાવવાની આજ્ઞા ઇસ્લામ કે હિંદુધર્મ કે ખ્રિસ્તીધર્મમાં છે એમ હું માનતો નથી. તો હું શુદ્ધિમાં શી રીતે ભાગ લઈ શકું? તુલસીદાસ અને ગીતા તો મને શીખવે છે કે જ્યારે તારા ઉપર કે તારા ધર્મ ઉપર હુમલો થાય ત્યારે તું આત્મશુદ્ધિ કરી લેજે. અને જે પિંડે તે બ્રહ્માંડે. આત્મશુદ્ધિ — તપશ્ચર્યા કરવાનો મારો પ્રયત્ન ચોવીસે કલાક ચાલી રહ્યો છે. પાર્વતીને નસીબે અશુભ ચિહ્નવાળો પતિ હતો. એવાં ચિહ્ન ધારણ કરનાર હોવા છતાં શુભંકર એવા તો શિવજી જ હતા. તેને તે તપને બળે પામ્યાં. એમ સંકટ સમયે હિંદુધર્મ તપશ્ચર્યા શીખવે છે. એ ધર્માજ્ઞાનો હિમાલય સાક્ષી છે — જે હિમાલય ઉપર હિંદુધર્મની રક્ષા માટે લાખો ઋષિમુનિઓએ પોતાનાં શરીર ગાળી નાખ્યાં છે. વેદ કાગળ ઉપર લખેલા અક્ષર નથી, વેદ તો અંતર્યામી છે. અને અંતર્યામી મને કહે છે કે યમનિયમાદિનું પાલન કર અને કૃષ્ણનું નામ લે. હું વિનયથી પણ સત્યતાપૂર્વક કહું છું કે હિંદુધર્મની સેવા, હિંદુધર્મની રક્ષા સિવાય બીજી મારી પ્રવૃત્તિ નથી. હા; તે કરવાની મારી રીત ભલે નિરાળી હો.

આજે જે પૈસા તમને આપવામાં આવશે તે આપનારા ઘણાખરા પરદેશી કાપડના વેપારી છે, અને તેઓ આપને પૈસા આપે છે તે આપના પ્રેમને લીધે, નહિ કે ખાદીના પ્રેમને લીધે, એ આપ જાણો છો?

પ્રેમથી મારે એક પૈસો જોઈતો નથી, મારું કાર્ય સમજીને લોકો પૈસા આપે એમ હું ઇચ્છું છું. પ્રેમથી તમે મને બીજી વસ્તુ આપી દઈ શકો છો, પ્રેમથી તમે મને તમારાં પરદેશી કપડાં આપી દઈ શકો, પણ પૈસા નહિ જોઈએ. સાચી વાત તો એ છે કે વેપારી લોકો મને પૈસા આપે છે તે એમ સમજીને કે મારો વેપાર સ્થપાય તેમાં તેમને કે દેશને નુકસાન નથી. છેવટે, ખાદીનો વેપાર જ તેમને કરવો પડશે એમ તેઓ જાણે છે. તેઓ એ બરાબર સમજે છે, પણ તેમનામાં આજે નિશ્ચયબળ નથી. તેઓ તો એ બળ તેમને મળે એ માટે મને ઈશ્વરની પ્રાર્થના કરવાનું કહે છે. દરમ્યાન તેઓ દ્રવ્ય આપીને આ પ્રવૃત્તિ પોષે છે. તેઓ મને છેતરવા ધન નથી આપતા.

ખાદીનું જ કામ કરી, આપ બીજાં એટલાં જ મહત્ત્વનાં બલ્કે વધારે મહત્ત્વનાં રાજકાર્યો તરફ કેમ દુર્લક્ષ રાખો છો ?

મારું કાર્યક્ષેત્ર મર્યાદિત છે એમ હું કહી ગયો. દુર્યોધને પણ પોતાના યોદ્ધાઓની મર્યાદા વર્ણવેલી હતી. 'યથાभागमवस्थिताः' સૌને પોતપોતાને સ્થાને રહેવાનું કહ્યું હતું અને તેમ કરીને સૌ ભીષ્મનું રક્ષણ કરજો એમ કહ્યું હતું. ગીતાનો વર્ણાશ્રમધર્મ એ જ કહે છે. સૌને પોતપોતાની મર્યાદા સમજવાનું કહે છે. જો હિંદુસ્તાનને મારી પાસે કામ લેવું હોય તો તેણે મારી મર્યાદા સમજવી રહી. બીજાં કામ હું ભલે સારી રીતે કરું એવો સંભવ હોય, તો પણ તે બીજાઓ કરે છે. ખાદીનું કામ જેને હું પરમ કર્તવ્ય માનું છું તે મારા જેવું કોઈન જ કરે એવો મને વિશ્વાસ હોવાને લીધે હું એ જ કરી રહ્યો છું. મને સત્યાગ્રહ પસંદ છે, મારે તે કરવો છે, પણ તેને માટે અનુકૂળ વાતાવરણ ક્યાં ? ખાદીથી મારે તે પેદા કરવું છે. સત્યાગ્રહ તો મારે પ્રાણવાયુ સમાન છે, પણ તે ખાદી વિના અશક્ય સમજું છું.

આ પ્રવાસમાં આપને મુસલમાનો તરફથી પ્રત્યક્ષ મદદ કેટલી મળી તે જરા જણાવશો ?

મુસલમાન ખાદીકામમાં મને આજે નહિ જ જેવી મદદ કરે છે એ વાત સાચી. પણ તેથી શું ? હું કાંઈ મારી સ્ત્રી કે મારા ભાઈ સાથે વેપાર નથી કરતો. ઘરમાં તું અમુક કર તો હું અમુક કરીશ એવો સોદો હું તેમની સાથે કરતો નથી. તેજ પ્રમાણે મુસલમાન ભાઈઓ સાથે હું અદલાબદલીનો સોદો કરવા નથી ઇચ્છતો, કે નથી ઇચ્છતો પંડિતજી કે કેળકરની સાથે. મુસલમાનથી આપણે શા સારુ ડરીએ ? પરમેશ્વરથી જ ન ડરીએ ? મનુષ્યથી ડરવાનું નથી, મનુષ્યથી છેતરાશો એવો ભય રાખવાનો નથી. ઈશ્વર ઉપર વિશ્વાસ રાખી, લોક છેતરશે તોયે ઈશ્વર જોઈ લેશે એવો વિશ્વાસ રાખી, સ્વધર્મ કર્યે જઈએ.

તા. ૨૭–૨–'૨૭

## ૫. ભગવદ્‌ગીતા અથવા અનાસક્તિયોગ

ગીતા વાંચતાં વિચારતાં ને અનુસરતાં મને ચાળીસ વર્ષ ઉપરાંત હવે થયાં. એ હું કઈ રીતે સમજ્યો છું એ ગુજરાતીઓની પાસે મારે મૂકવું એવી ઇચ્છા મિત્રોએ બતાવી ને મેં તેનો અનુવાદ આદર્યો. અનુવાદ કરવાની મારી યોગ્યતા વિદ્વાનની દૃષ્ટિએ જોવા બેસું તો કંઈ જ નહિ એમ કહેવાય; આચરનારની દૃષ્ટિએ ઠીક ઠીક ગણાય......

મારો લોભ તો એવો છે કે દરેક ગુજરાતી એ ગીતા વાંચે, વિચારે ને તે પ્રમાણે આચરે. એ વિચારવાનો સહેલો ઉપાય એ છે કે સંસ્કૃતનું ધ્યાન કર્યા વિના જ તેમાંથી અર્થ કાઢવાનો પ્રયત્ન કરવો, અને પછી તેનો

અમલ કરવો. જેમ કે જે એવો અર્થ કરે છે કે ગીતા એ તો સ્વજનપરજનનો ભેદ રાખ્યા વિના દુષ્ટોનો સંહાર કરવાનું શીખવે છે તેણે પોતાનાં દુષ્ટ માબાપ કે બીજાં વહાલાંનો સંહાર કરવા મંડી જવું. તે એમ કરી તો નહિ શકે, એટલે સંહાર કરવાની વાત આવે છે ત્યાં કોઈ બીજા પ્રકારનો સંહાર હોવાનો સંભવ છે એમ સહેજે વાંચનારને વિચાર આવશે. સ્વજનપરજન વચ્ચે ભેદ ન રાખવાની વાત તો ગીતામાં પાનેપાને આવે છે. એ કઈ રીતે થાય? આમ કરતાં કરતાં આપણે એવો અર્થ કાઢીએ કે ગીતાનો ધ્વનિ અનાસક્તિપૂર્વક બધાં કામ કરવાં એ છે. કેમ કે પહેલા જ અધ્યાયમાં અર્જુનની પાસે સ્વજનપરજનનો ઝઘડો ખડો થાય છે. એવો ભેદ મિથ્યા છે ને હાનિકારક છે, એમ ગીતાએ પ્રત્યેક અધ્યાયમાં નિરૂપણ કર્યું છે. ગીતાને મેં અનાસક્તિયોગનું નામ આપ્યું છે. એ શું, એ કેવી રીતે કેળવાય, અનાસક્તિનાં લક્ષણ શાં, એ બધું મજકૂર પુસ્તકમાંથી જાણવા ઇચ્છનાર જાણી શકશે.

તા. ૧૬–૩–'૩૦

## ૬. બાઇબલ વાંચવાનું પાપ

ગુજરાત મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓને બાઇબલ શીખવવા માટે ઘણા સજ્જનોએ મારા ઉપર સખત ટીકાથી ભરેલા કાગળો લખ્યા છે. તેમાંના એક લખે છે:

"ગુજરાત મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓને બાઇબલ શા સારુ શીખવવું શરૂ કર્યું છે તેનો જરા ખુલાસો કરશો? આપણા સાહિત્યમાં કશું ઉપયોગી ન મળ્યું? બાઇબલના કરતાં ગીતા આપને ઊતરતી લાગે છે? સનાતની હિંદુ હોવાનો દાવો કરતાં તો તમે કદી થાકતા નથી. હવે તમે છૂપા છૂપા ખ્રિસ્તી છો એમ

સિદ્ધ નથી થતું ? બાઇબલ વાંચવાથી ખ્રિસ્તી નથી થઈ જવાતું' એમ તમે કહેશો. પણ બાળકો આગળ બાઇબલ વાંચવું એ તેમને ખ્રિસ્તીધર્મના બનાવવાનું સાધન નથી કે ? તેઓ બાઇબલ વાંચીને ખ્રિસ્તી થઈ જવાનો સંભવ નથી ? બાઇબલમાં એવું ખાસ શું ભર્યું છે કે જે આપણા ધર્મગ્રંથોમાં નથી મળતું ? આનો યોગ્ય જવાબ આપશો અને બાઇબલ શીખવવાનું છોડીને વેદ શીખવવાનું શરૂ કરશો એવી આશા છે."

આ છેલ્લી માગણી તો હું નહિ જ સ્વીકારી શકું એમ મને લાગે છે. મને કે બીજાને જે ગમે તેના કરતાં વિદ્યાર્થીઓને જે માગવાનો હક છે તેને જ મારે કબૂલ કર્યે છૂટકો. અઠવાડિયે એક કલાક આપવાને તેઓએ મને નોતર્યો ત્યારે મેં તેમને ભગવદ્ગીતા, તુલસીરામાયણ અને પ્રશ્નોત્તર એ ત્રણમાંથી ગમે તે એક પસંદ કરવાનું કહેલું, પણ બહુમતીથી તેમણે તો બાઇબલ શીખવાનો અને પ્રશ્નોત્તરનો નિર્ણય કર્યો. મારા અભિપ્રાય પ્રમાણે તેમને એ પસંદગી કરવાનો હક હતો. તેમને બાઇબલ વાંચવાનો અને શીખવાનો અધિકાર છે. મેં તો ગીતા અને રામાયણ વાંચી સંભળાવવાની સૂચના કરી હતી કારણ આશ્રમમાં આજકાલ હું એ બંને ગ્રંથો વાંચી સંભળાવું છું અને મહાવિદ્યાલયમાં એ જ વાંચવાના હોય તો મને ઓછો શ્રમ પડે અને ઓછી તૈયારી કરવી પડે. પણ વિદ્યાર્થીઓએ કદાચ એમ ધાર્યું હશે કે બીજા ગ્રંથો તો બીજા પાસે પણ શીખી લેવાય પણ (બાઇબલ) નવા કરારનો મારો અર્થ તો તેમણે મારી પાસે જ જાણી લેવો એ સારું છે, કારણ એનો મેં ઠીક ઠીક અભ્યાસ કરેલો છે એ તેઓ જાણતા હતા.

મારું માનવું છે કે દરેક સંસ્કારી સ્ત્રીપુરુષનો જગતનાં ધર્મશાસ્ત્રો સમભાવથી વાંચવાનો ધર્મ છે. જો બીજા આપણા ધર્મનો આદર કરે એમ ઇચ્છીએ તો આપણે તેમના ધર્મનો

પણ તેવો જ આદર કરવો રહ્યો, અને આદર કરવા માટે જગતનાં ધર્મશાસ્ત્રોનો સમભાવભર્યો અભ્યાસ કરવો એ પવિત્ર કર્તવ્ય થઈ પડે છે. આપણાં શાસ્ત્રો સિવાયનાં બીજાં શાસ્ત્રો વાંચ્યાથી આપણા મોટા થયેલા બાળકોનાં મન ઉપર માઠી અસર થશે એવો ભય રાખવાની જરૂર નથી. સઘળું સ્વચ્છ સાહિત્ય વાંચવામાં તેમને ઉત્તેજન આપીને આપણે જીવન પ્રતિ તેમની દૃષ્ટિને ઉદાર કરીશું. હા; ભયનું કારણ હોય — ત્યારે કે નાદાન છોકરાં આગળ કોઈ પોતાનો ધર્મગ્રંથ તેમને વટાળવાના ગુપ્ત અથવા પ્રગટ ઇરાદાથી વાંચતો હોય. એવા માણસને પોતાના ધર્મગ્રંથ માટે અયોગ્ય પક્ષપાત કહેવાય. હું તો બાઇબલ, કુરાન અને બીજા ધર્મગ્રંથોના મારા અભ્યાસ અને તેના પ્રતિના મારા આદરને મારા પાકા સનાતની હોવાના દાવાની સાથે સુસંગત સમજું છું. સંકુચિત અને ધર્માંધ માણસ, અને અસત્‌ને પ્રાચીનતાની છાપ મળી હોય અને કોઈ સંસ્કૃત ગ્રંથનો આધાર મળતો હોય તો તેને સત્ માનનારો માણસ સનાતની હિંદુ નથી. હું તો સનાતની હિંદુ હોવાનો દાવો કરું છું કારણ નીતિને આઘાત પહોંચાડે એવી બધી વસ્તુનો ત્યાગ કરતા છતાં મને હિંદુધર્મશાસ્ત્રમાંથી મારા આત્માની ભૂખ ભાંગનારો ખોરાક મળી રહે છે. બીજા ધર્મોના આદરયુક્ત અભ્યાસથી હિંદુધર્મશાસ્ત્ર માટેની મારી ભક્તિ અને મારી શ્રદ્ધા ઓછી થઈ નથી. હા, તે ધર્મપુસ્તકોના વાચનથી હિંદુધર્મશાસ્ત્રની મારી સમજના ઉપર ચિરસ્થાયી અસર થઈ છે ખરી. જીવન પ્રતિ મારી દૃષ્ટિ તે વાચનને લીધે વિશાળ થઈ છે, એ વાચનથી હિંદુધર્મશાસ્ત્રો-માંના ઘણા અગમ્ય ભાગો વધારે સ્પષ્ટ રીતે હું સમજી શક્યો છું.

મારા ઉપર ગુપ્ત રીતે ખ્રિસ્તી હોવાનો આરોપ આજે નવો નથી થતો. એ આરોપ કરનાર મારી બદનક્ષી અને મારાં વખાણ બંને કરે છે. બદનક્ષી એટલા માટે કે ગુપ્ત રીતે હું કાંઈ પણ હોઈ શકું એટલે કે જાહેર રીતે તેવો ન થઈ શકવાના ભયથી ગુપ્ત રીતે હોઈ શકું, એવું માનનારા પડ્યા છે. એવું માનનારા મને ઓળખતા નથી. ખ્રિસ્તી-ધર્મ તો શું, પણ બીજો કોઈ પણ ધર્મ, જે ઘડીએ મને સત્ય લાગે અને સ્વીકારવાની જરૂર લાગે તે ઘડીએ તે સ્વીકારતાં મને અટકાવી શકે એવી દુનિયામાં એકે વસ્તુ નથી. જ્યાં ભય હોય ત્યાં ધર્મ સંભવતો નથી. ઉપરના આરોપમાં પ્રશંસા એ રીતે રહેલી છે કે ખ્રિસ્તીધર્મની ખૂબીની કદર કરવાની શક્તિ મારામાં છે એવો અનિચ્છાએ પણ એ આરોપમાં સ્વીકાર આવી જાય છે. જો બાઇબલનો મારો અર્થ કરીને હું મને 'ખ્રિસ્તી' કહેવડાવી શકું, અથવા કુરાનનો મારો અર્થ કરીને મને 'મુસલમાન' કહેવડાવી શકું તો હું તેમ કરવાને જરાય સંકોચ ન ખાઉં. કારણ તેમ થઈ શકે તો તો 'હિંદુ,' 'ખ્રિસ્તી,' અને 'મુસલમાન' એ બધી સમાનાર્થ સંજ્ઞા થઈ પડે. હું અવશ્ય માનું છું કે ઇશ્વરના દરબારમાં નથી કોઈ હિંદુ કે નથી ખ્રિસ્તી, કે નથી મુસલમાન. ત્યાં ઇશ્વર કોઈને નથી પૂછવાનો કે તારો ધર્મ શો હતો, તું તને મુસલમાન કહેવડાવતો હતો કે હિંદુ; ત્યાં તો ઇશ્વર એ જ પૂછશે કે તેં કેવાં કર્મ કર્યાં છે. આ લોકમાં છીએ ત્યાં લગી આપણે પોતપોતાના ધર્મથી જ ઓળખાવાનું છે એ વાત સાચી, એટલે મારે તો જ્યાં સુધી મારી ઉન્નતિને વાંધો ન આવે કે કોઈ પણ બીજા ધર્મનું સારું તેટલું લેવામાં અડચણ ન આવે ત્યાં સુધી મારા બાપદાદાનો જ ધર્મ ચાલુ રાખવો જોઈએ.

મારા ઉપર કાગળ લખનારાઓએ લાગણીની મર્યાદા મૂકીને જે કાગળો લખ્યા છે તે તો આજે આપણા દુઃખિયારા દેશમાં જે અસહિષ્ણુતાનું મોજું ફરી વળ્યું છે તે કેટલું જબરદસ્ત છે તે બતાવે છે. જેઓ એથી અસ્પૃષ્ટ રહી શકતા હોય તે રહે.

ના. ૫-૯-'૨૬

## ૭. સત્યનો અનર્થ

એક ભાઈ એક શાળાના આચાર્યની મદદથી વિદ્યાર્થીઓમાં ગીતાનો અભ્યાસ દાખલ કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે. પણ ગીતાનો વર્ગ ગોઠવવાને થોડા વખત પર મળેલી સભામાં એક બૅંકના વ્યવસ્થાપક ઊભા થયા, અને સભાના કામમાં દખલ નાંખીને બોલ્યા: 'વિદ્યાર્થીઓને ગીતા ભણવાનો અધિકાર નથી, ગીતા કંઈ વિદ્યાર્થીઓના હાથમાં મૂકવાનું રમકડું નથી.' હવે પેલા ભાઈએ મને આ બનાવ વિષે લાંબો અને દલીલોથી ભરેલો કાગળ લખ્યો છે. અને પોતાની દલીલના ટેકામાં રામકૃષ્ણ પરમહંસનાં કેટલાંક વચનો ટાંકયાં છે, તેમાંથી નીચેનાં અહીં ઉતારું છું:

"છોકરાઓને તેમ જ જુવાનોને ઈશ્વરપ્રાપ્તિની સાધના કરવાનું ઉત્તેજન આપવું જોઈએ. તેઓ વગર બગાડેલાં ફળ જેવા હોય છે. અને સંસારની વાસનાઓનો દૂષિત સ્પર્શ તેમને જરાયે લાગ્યો હોતો નથી. એવી વાસનાઓ એમનાં મનમાં એક વાર પેઠી એટલે પછી એમને મોક્ષને માર્ગે વાળવા બહુ મુશ્કેલ છે.

"હું જુવાનોને આટલા બધા શા માટે ચાહું છું? કારણ તેઓ પોતાના મનના સોળેસોળ આની માલિક છે. તેઓ મોટા થતા જાય તેમ એમાં નાના નાના ભાગ પડી જવાના. વિવાહિત માણસનું અડધું મન સ્ત્રીમાં પરોવાય છે. બાળક જન્મે ત્યારે

ચાર આની મન ખેંચી લે છે, અને બાકીની ચાર આની માબાપ, દુનિયાનાં માનપાન, કપડાંલત્તાંની મોજમજા વગેરેમાં વેરાઈ જાય છે. તેથી બાળકનું મન ઈશ્વરને સહેલાઈથી ઓળખી શકે છે. ઘરડા માણસને સારુ એ બહુ કઠણ વાત છે.

"પોપટનો કંઠ મોટી ઉંમરે પાકટ થયા પછી એને ગાતાં ન શીખવી શકાય. એ બચ્ચું હોય ત્યારે જ શીખવવું જોઈએ. તે જ પ્રમાણે ઘડપણમાં મન ઈશ્વર ઉપર પરોવાવવું કઠણ છે. બચપણમાં એ સહેલાઈથી પરોવી શકાય છે.

"એક શેર ભેગવાળા દૂધમાં નવટાંક પાણી હોય તો પાણી બાળવાને બહુ થોડો શ્રમ અને થોડું બળતણ જોઈએ. પણ શેર દૂધમાં પોણો શેર પાણી હોય તો તે બાળવાને સારુ કેટલી મહેનત પડે ને કેટલું બળતણ જોઈએ! બાળકના મનને વાસનાઓનો પાસ થોડો જ લાગ્યો હોય, તેથી તે ઈશ્વર તરફ વળી શકે. વાસનાઓથી પૂરેપૂરા રંગાયેલા ઘરડા લોકોનાં મનને શી રીતે વાળી શકાય?

"'લઘુ વૃક્ષ વાળ્યું વળે જેમ વાળો' પણ પાકા વાંસને વાળવા જઈએ તો એ તૂટી જવાનો. બાળકના હૃદયને ઈશ્વર તરફ વાળવું સહેલું, પણ ઘરડા માણસનું હૃદય ખેંચવા જઈએ તો તે છટકી જાય છે.

"મનુષ્યનું મન રાઈના પડીકા જેવું છે. પડીકું ફાટી જતાં વેરાઈ ગયેલા દાણા વીણી ભેગા કરવા જેમ કઠણ છે, તેમ જ્યારે મનુષ્યનું મન અનેક દિશાઓમાં દોડે અને સંસારની જાળમાં ગૂંથાઈ ગયું હોય ત્યારે એને વાળીને એકાગ્ર કરવું મહા કઠણ છે. બાળકનું મન અનેક દિશાઓમાં નથી દોડતું. તેથી તે કોઈ પણ વસ્તુ પર સહેલાઈથી એકાગ્ર કરી શકાય છે. પણ ઘરડા માણસનું મન સંસારમાં જ રમી રહેલું હોવાથી તેને એમાંથી ખેંચીને ઈશ્વર પ્રત્યે વાળવું અતિ કઠણ છે."

વેદાધ્યયનના અધિકાર વિષે મેં સાંભળ્યું હતું, પણ પેલા બેંકના વ્યવસ્થાપકે કલ્પેલા અધિકારની જરૂર ગીતાના અભ્યાસને સારુ હશે એવો ખ્યાલ મને કદી નહોતો. એ અધિકારને સારુ કયા ગુણ જોઈએ એમ તેમણે કહ્યું હોત

તો સારું થાત. ગીતા નિંદક સિવાયના સૌને માટે છે એ ગીતાએ પોતે જ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે. ખરું જોતાં હિંદુધર્મની મૂળ કલ્પના જ એ છે કે વિદ્યાર્થીનું જીવન બ્રહ્મચારીનું છે, અને તેણે એ જીવનની શરૂઆત ધર્મના જ્ઞાનથી તેમ જ તેના આચરણથી કરવી જોઈએ, જેથી પોતે જે શીખે છે તેને પચાવી શકે અને પોતાના જીવનમાં ધર્માચરણને ઓતપ્રોત કરી મૂકે. પ્રાચીન કાળનો વિદ્યાર્થી પોતાનો ધર્મ શું છે એ જાણ્યા પહેલાં જ એનું આચરણ કરવા માંડતો. અને આ આચરણ પછી તેને જે જ્ઞાન મળતું તેનાથી પોતાને માટે નિયત કરેલા આચારનું રહસ્ય તે સમજી શકતો.

એટલે અધિકાર તો તે વખતે પણ હતો. પણ એ અધિકાર પાંચ યમ — અહિંસા, સત્ય, અસ્તેય, અપરિગ્રહ અને બ્રહ્મચર્ય — રૂપી સદાચારનો હતો. ધર્મનું અધ્યયન કરવા ઇચ્છનાર દરેક જણને આ નિયમોનું પાલન કરવું પડતું, ધર્મના પાયારૂપ આ તત્ત્વોની આવશ્યકતા સિદ્ધ કરવાને ધર્મગ્રંથો વાંચવાની જરૂર રહેતી નહિ.

પણ આજે આ જાતના ઘણા અર્થવાહી શબ્દોની જેમ 'અધિકાર' શબ્દની પણ વિકૃતિ થઈ છે. એક ધર્મભ્રષ્ટ માણસને, તે બ્રાહ્મણ કહેવાય છે એટલા જ કારણે શાસ્ત્રો વાંચવાનો અને આપણને સમજાવવાનો અધિકાર ગણાય છે. જ્યારે બીજો એક માણસ જે અમુક સ્થિતિમાં જન્મ્યાથી 'અસ્પૃશ્ય' પદને પામ્યો તે પછી ગમે તેટલો ધર્મનિષ્ઠ હોય તોપણ તેને શાસ્ત્રો વાંચવાનો નિષેધ છે!

પણ જે મહાભારતનો ગીતા એ એક ભાગ છે તેના લેખકે આ ગાંડા નિષેધનો વિરોધ કરવાને સારુ જ એ મહાકાવ્ય લખ્યું, અને વર્ણ કે જાતિનો જરા પણ ભેદ રાખ્યા વિના સૌને એ વાંચવાની છૂટ મૂકી દીધી. માત્ર હું

ધારું છું કે એમાં મેં ગણાવ્યા એ યમના પાલનની શરત રાખી હશે. 'હું ધારું છું' એ શબ્દો મેં એટલા માટે ઉમેર્યા છે કે મહાભારતના અભ્યાસને માટે યમના પાલનની શરત મૂકેલી હોય એવું આ લખતી વખતે મને યાદ નથી આવતું. પણ અનુભવ કહે છે કે હૃદયની શુદ્ધિ અને ભક્તિભાવ એ બે વસ્તુઓ શાસ્ત્રગ્રંથો બરાબર સમજવાને સારુ આવશ્યક છે.

આજના છાપખાનાના જમાનાએ તમામ બંધનો તોડી નાંખ્યાં છે. આજે ધર્મનિષ્ઠ લોકો જેટલી છૂટથી શાસ્ત્રો વાંચે છે તેટલી જ છૂટથી નાસ્તિકો પણ વાંચે છે. પણ આપણે આ જગાએ તો વિદ્યાર્થીઓ ધર્મશિક્ષણના અને ઉપાસનના એક અંગ તરીકે ગીતા વાંચે એ યોગ્ય છે કે નહિ એની ચર્ચા કરીએ છીએ. એમાં હું એટલું કહું કે યમનિયમના પાલનની શક્તિ અને તેથી ગીતાઅભ્યાસની લાયકાત જેનામાં વિદ્યાર્થીઓ કરતાં વધુ હોય એવો એકે વર્ગ મારી કલ્પનામાં આવતો નથી. દુર્ભાગ્યે એટલું કબૂલ કરવું પડે છે કે મોટે ભાગે વિદ્યાર્થીઓ તેમ જ શિક્ષકો પાંચ યમના ખરા અધિકાર વિષે જરાયે વિચાર કરતા નથી.

તા. ૧૧–૧૨–'૨૭

## ૮. ધાર્મિક કેળવણી

વિદ્યાપીઠમાં થયેલા પ્રશ્નોમાંના રહી ગયેલા પ્રશ્નોમાંના એકની ચર્ચા હું ગયે અઠવાડિયે કરી ગયો. બીજો પ્રશ્ન આ છે:

"વિદ્યાપીઠમાં ધાર્મિક કેળવણીનું સ્થૂલ રૂપ કેવું હોય?"

મારે મન ધર્મ એટલે સત્ય અને અહિંસા, અથવા કેવળ સત્ય કહો તોયે બસ થાય. અહિંસા સત્યના પેટમાં

જ સમાયેલી છે. તે વિના સત્યની ઝાંખી સરખીયે ન થાય. આવાં સત્ય અને અહિંસાનું જે રીતે પાલન થાય તે રીતે જે કેળવણી અપાય તે ધાર્મિક કેળવણી થઈ. અને આવી કેળવણી આપવાનો સારામાં સારો રસ્તો તો એ છે કે શિક્ષકોમાત્ર સત્ય અને અહિંસાનું પાલન કરનારા હોય. વિદ્યાર્થીઓને તેમનો સત્સંગ એ વિદ્યાર્થીઓને ધાર્મિક કેળવણી; પછી ભલે તેઓ ગુજરાતીવર્ગમાં, સંસ્કૃતમાં, ગણિતવર્ગમાં, અંગ્રેજીવર્ગમાં, કે ગમે તે બીજા વર્ગમાં બેઠા હોય.

પણ આ કદાચ ધાર્મિક કેળવણીમાં સૂક્ષ્મ રૂપ ગણાય. ધાર્મિક કેળવણીને કંઈક નોખું અને તેજ નામનું સ્થાન હોઈ શકે. તેથી દરેક વિદ્યાર્થીને જે સંપ્રદાય પોતે માનતો હોય તે સંપ્રદાયનું બીજા સંપ્રદાયોનું અવિરોધી એવું જ્ઞાન મેળવવાનું ઉત્તેજન આપવું જોઈએ. અને એવો એક સમય દરેક વર્ગમાં રાખ્યો હોય કે જેમાં બધા સંપ્રદાયોનું ઉદાર અને નિષ્પક્ષપાત તેમજ આદરભાવથી સામાન્ય જ્ઞાન અપાય. વિદ્યાપીઠમાં બધા વિદ્યાર્થીઓ અને અધ્યાપકો મળીને પ્રથમ ઇશ્વરનું ધ્યાન ધરે છે, અને પછી પોતપોતાના વર્ગમાં જાય છે. એથી વધારે આજે કદાચ કંઈ શક્ય નથી. એ ઇશ્વરના ધ્યાનને વખતે થોડો સમય પ્રત્યેક ધર્મને વિષે કંઈક જ્ઞાન અપાતું હોય તો હું તેને ધાર્મિક કેળવણીનું સ્થૂલ રૂપ ગણું. જેઓ દુનિયાના અંકાયેલા ધર્મો પ્રત્યે આદર કેળવવા માગતા હોય તેમણે તે તે ધર્મોનું સામાન્ય જ્ઞાન મેળવવું આવશ્યક છે. અને આવા ધર્મગ્રંથો આદરપૂર્વક વાંચ્યા હોય તો તેમાંથી વાંચનાર નીતિજ્ઞાન અને આધ્યાત્મિક આશ્વાસન મેળવી લે છે. આમ જુદા જુદા ધર્મગ્રંથોનો અભ્યાસ કરતાં કરાવતાં એક વસ્તુ ધ્યાનમાં રાખવી જોઈએ; એટલે કે તે તે ધર્મના પ્રસિદ્ધ માણસોએ લખેલા ગ્રંથો

વાંચવાવિચારવા જોઈએ. મારે ભાગવત વાંચવું હોય તો હું ખ્રિસ્તી મિશનરીએ ટીકાની દૃષ્ટિથી કરેલો તરજુમો ન વાંચું, પણ ભાગવતના ભક્તે કરેલો તરજુમો વાંચું. મારે તરજુમાનો ઉલ્લેખ કરવો પડે છે, કેમ કે આપણે ઘણા ગ્રંથો તરજુમા મારફતે જ વાંચીએ છીએ. તેમ જ બાઇબલ વાંચવું હોય તો તેની હિંદુએ લખેલી ટીકા નહિ વાંચું; સંસ્કારી ખ્રિસ્તીએ તેને વિષે શું લખ્યું છે તે વાંચું. આમ વાંચવાથી આપણને બધા ધર્મોનો દૃઢભાજક મળી આવે છે, ને તેમાંથી સંપ્રદાયોની પેલી પાર રહેલો જે શુદ્ધ ધર્મ છે તેની ઝાંખી કરીએ છીએ.

આવો અભ્યાસ કરતાં પોતાના ધર્મને વિષે ઉદાસીનતા આવવાનો ભય કોઈ ન રાખે. આપણી વિચારશ્રેણીમાં બધા ધર્મોને સાચા કલ્પ્યા છે, બધાને વિષે આદર કલ્પ્યો છે. આવી સ્થિતિ છે ત્યાં પોતાના ધર્મનો પ્રેમ તો હોય જ; બીજા પ્રત્યે તે કેળવવો રહ્યો. જ્યાં ઉદારવૃત્તિ છે ત્યાં બીજા ધર્મોમાં જેટલી વિશેષતા જોવામાં આવે તે પોતાના ધર્મમાં લેવાની પૂરી છૂટ હોય છે.

ધર્મને સભ્યતાની સાથે સરખાવી શકાય. જેમ આપણે પોતાની સભ્યતાને સાચવતા છતાં બીજી સભ્યતામાં જે સારું હોય તેનો અનાદર ન કરતાં તેમાંથી તે લઈએ છીએ, તેમ પરધર્મને વિષે પણ કરાય. અત્યારે જે ભય રહ્યો છે તે આસપાસના વાયુમંડળને આભારી છે. એકબીજા પ્રત્યે દ્વેષ છે, એકબીજાનો વિશ્વાસ નથી, આપણને કે આપણાંને પરધર્મી 'વટલાવશે તો?' એવો ભય રહે છે, ને તેથી પરધર્મોના ગ્રંથોને દોષવત્ સમજી તેમનાથી આપણે દૂર ભાગીએ છીએ. જ્યારે ધર્મો અને ધર્મીઓ પ્રત્યે આદરપૂર્વક વર્તન હશે ત્યારે અસ્વાભાવિક ભય દૂર થશે.

તા. ૯-૯-'૨૮

## ૯. હું હાર્યો

કોઈ વાર સજ્જનો આવી મારી સાથે શાસ્ત્રસંવાદ કરવા માગે. 'અસ્પૃશ્યતા વિષે બીજા ભલે ગમે તેમ કહે કે કરે પણ તમારે તો એનો ઉચ્ચાર સરખોયે ન કરવો જોઈએ, કેમ કે તમે ધર્મને નામે વાતો કરો છો. તેથી લોકો તમારાથી છેતરાય છે. જો અસ્પૃશ્યતાને શાસ્ત્રે પાપ માન્યું હોય તો તે શાસ્ત્ર બતાવી પુરવાર કરો. નહિ તો હું વેદમાંથી બતાવી શકું છું કે અસ્પૃશ્યતાને તેમાં સંપૂર્ણ સ્થાન છે. જો અસ્પૃશ્યતા જાય તો સનાતન ધર્મનો લોપ થાય.' આવાં વેણ એક સ્વામીએ આવીને મારી પાસે કાઢ્યાં.

હું ગભરાયો. મેં તો આટલો જ જવાબ વાળ્યાં કર્યો: 'હું તો વાદવિવાદ કરવામાં હમેશાં મને હારેલો જ સમજું છું. હું તમારી સાથે શાસ્ત્રાર્થ નહિ કરી શકું ને પ્રથમથી જ કબૂલ કરું છું કે હું તમારાથી વાદ કરવામાં હારી જાઉં. છતાં એમ કહ્યાં જ કરીશ કે અસ્પૃશ્યતા એ હિંદુધર્મમાં મહાપાપ છે.' આથી કંઈ હું સ્વામીજીને સંતોષ ન આપી શક્યો. મારા મનની સાથે મેં પૂરો સંતોષ માન્યો. આવો ટૂંકો જવાબ આપી હું તો ઊગરી ગયો એમ મને લાગ્યું. સ્વામીજી આવ્યા ત્યારે હું મારા 'યંગ ઇન્ડિયા' ને 'નવજીવન'ના વાંચનારને રીઝવવાના નિત્યકર્મમાં રોકાયેલો હતો. એક ક્ષણ પણ વાતમાં ગાળવા તૈયાર ન હતો. તેથી 'નન્નો' તો મને રામબાણ જેવી દવા લાગી. આપણા વડવાઓએ કેટલુંક અનુભવશાસ્ત્ર શીખવ્યું છે તે મારે સારુ બસ હતું. 'એક નન્નો છત્રીસ રોગને હરે' એ કહેવતનો અમલ મેં ઘણી વાર કર્યો છે ને મને

તો એમ લાગ્યું છે કે એક નન્નો છત્રીસ જ નહિ પણ છત્રીસે રોગને હરનારો છે.

શાસ્ત્રાર્થનો ધંધો વકીલના ધંધા જેવો છે. શાસ્ત્રાર્થવાદી કાળાનું ધોળું કરી બતાવે છે એ કોણે નથી અનુભવ્યું? ઘણા વેદવાદરત પ્રાણી વેદમાંથી અનેક વસ્તુ સાબિત કરે છે બીજા પણ એ જ નામે ઓળખાતી તેથી વિરુદ્ધ વસ્તુ એટલા જ આગ્રહથી સિદ્ધ કરે છે.

મારા જેવા પ્રાકૃત મનુષ્યોને એક સહેલો રસ્તો જે મેં અનુભવ્યો છે તે બતાવવા ઇચ્છું છું. ધર્મનો વિચાર કરીને મેં દૃઢભાજક કાઢ્યો છે. કેટલાક સિદ્ધાંત અચલિત જેવા માલૂમ પડે છે, અનુભવ તેનો અનાદર નથી કરી શક્યો. ભક્ત તુલસીદાસે અર્ધ દોહામાં કહી દીધું કે, 'દયા ધર્મકા મૂલ હૈ.' 'સત્ય સિવાય બીજો ધર્મ જ નથી' એ સનાતન વાક્ય છે. કોઈ પણ ધર્મે આ સૂત્રોનો ઇનકાર નથી કર્યો. દરેક સૂત્ર જેને વિષે શાસ્ત્રવાક્યનો દાવો કરવામાં આવે તેને સત્યરૂપી એરણ ઉપર દયારૂપી હથોડા વતી ટીપી જોવું. જો તે નક્કર લાગે ને તૂટી ન જાય તો યોગ્ય માનવું, તેમ ન લાગે તો હજારો શાસ્ત્રવાદીઓની સામે 'નેતિ' 'નેતિ' કહ્યાં કરવું. અખાની અનુભવવાણીમાં શાસ્ત્રાર્થ એ 'અંધારો કૂવો' છે. તેમાં પડે તે ગોથાં ખાધા જ કરે. આત્મા એક છે, શરીરમાત્રમાં તે જ રહેલો છે. ત્યાં અસ્પૃશ્ય કોણ હોઈ શકે?

અસ્પૃશ્યતાનો અર્થ પણ સમજી લઈએ. રજસ્વળા સ્ત્રી અસ્પૃશ્ય છે, સ્મશાનેથી આવેલો મનુષ્ય અસ્પૃશ્ય છે, મેલું ઉપાડ્યા પછી સ્વચ્છ ન થયો હોય તે અસ્પૃશ્ય છે. એ અસ્પૃશ્યતા તો આપણે માબાપ પ્રત્યે પણ પાળીએ છીએ. પણ રજસ્વળા માતા માંદી હોય ત્યારે દીકરો તેની સેવા ન કરે તો નરકવાસી બને પછી ભલે તે પણ અસ્પૃશ્ય બને.

મેલું ઉપાડનાર બધા અંત્યજ છે. તેઓ મેલું ઉપાડીને ન નહાય ને આપણે તેમને અડીને નાહવું હોય તો નાહીએ. પણ એવા સાદા ને વહેવારુ વિચારમાંથી અંત્યજ જાતિ પેદા કરવી; તેને નોખા વાડામાં પૂરવી, તેને જાનવર કરતાં પણ વધારે ત્યાજ્ય ગણવી, તે મરો કે જીવો તેનો ખ્યાલ પણ ન કરવો, તેના ખોળામાં એઠું કે કોહેલું ખાવાનું ફેંકવું, તેનાં છોકરાંને ભણાવવા ના પાડવી, તેને વ્યાધિ થાય તો તે દૂર કરવામાં મદદ ન આપવી, તેને મંદિરમાં ન પેસવા દેવી, તેને કૂવે પાણી ન ભરવા દેવું — એ ધર્મ ન હોય પણ એ અધર્મ જ હોય. એને હિંદુ-ધર્મનું અંગ માનીને આપણે હિંદુધર્મની જડ ઉખેડવા બેઠા છીએ.

આવી અસ્પૃશ્યતા આત્મઘાતક છે. એ અસહિષ્ણુતાની પરિસીમા છે. એ દૂર કરવાને સારુ પ્રયત્ન કરવો ને તેમ કરતાં મરવું એ દરેક હિંદુનો પરમધર્મ છે એ વિષે મને લવલેશ પણ શંકા નથી.

તા. ૨૯–૬–'૨૪

## ૧૦. એક અટપટો પ્રશ્ન

એક શિક્ષક નીચે પ્રમાણે પ્રશ્ન કરે છે:

"આપણી ધાર્મિક—પૌરાણિક વાર્તાઓમાં દેવદેવીઓનાં વિવિધ રૂપ વર્ણવ્યાં છે. અને જાતજાતની ચિત્રવિચિત્ર કથાઓ આપેલી છે. આ દેવદેવીઓ એ ભાવનાનાં અથવા કુદરતી શક્તિઓનાં પ્રતીક અથવા રૂપક છે એમ આપણે માનીએ છીએ, એની પાછળ રહેલા રહસ્યને કે આત્માને પૂજીએ છીએ, પણ એવાં સ્વરૂપવાળાં દેવદેવી સ્વર્ગમાં, કૈલાસમાં, કે વૈકુંઠમાં અસ્તિત્વ ધરાવે છે એવું માનતા નથી. છતાં પૌરાણિક કથાઓમાં ધાર્મિક બોધ કે

કાવ્ય છે એમ માનીને એ વાર્તાઓનો સ્વીકાર અને ઉપયોગ કરીએ છીએ. હવે સવાલ એ છે કે બાળકો આગળ એ વાર્તાઓ કેવા સ્વરૂપમાં મૂકવી ? એનો આત્મા કાયમ રાખી ખોખું બદલીએ તો આજની ઘણીખરી વાર્તાઓ રદ કરી નવી વાર્તાઓ ઘડવી પડે. કેટલીક વાર્તાઓ એવી છે જે કલ્પિત છે એમ બાળકોને કહેવું જ પડે (દાખલા તરીકે રાહુ ચંદ્રસૂરજને ગળી જાય છે એ.) બીજી વાર્તાઓમાં (ઉદા૦ શંકરપાર્વતી, સમુદ્રમંથન ઇત્યાદિ) દેવોનાં સ્વરૂપનાં વર્ણન કર્યાં વિના વાર્તાનો રસ શો રહે ? ત્યારે શું એ વાર્તાઓ પણ ખોટી એટલે કલ્પિત છે એમ પદે પદે કબૂલ કરવું ? અથવા એ વાર્તાઓને એકસામટી રદ કરી દેવી ? આમ કરીએ તો રૂપકો (જે બાલમાનસ પર બહુ જ અસર કરી શકે છે ને જેમાં કાવ્ય પણ હોય છે તેના) જેવા એક વિષયને જ કેળવણીમાંથી રજા ન આપવી પડે ? કહે છે કે ‘આપણી ધાર્મિક વાર્તાઓ કહેતાં ધાર્મિક વાતાવરણ બરાબર જાળવવું જોઈએ. એમાં ટીકાકારનું કામ નથી.’ અથવા મૂર્તિપૂજા અથવા દેવદેવીની પૂજા એ ભૂલ નથી પણ હળવું સત્ય છે ને તીવ્ર સત્ય બાળકો મોટાં થયે સમજી લેશે એમ માનીને કંઈ પણ ફેરફાર કર્યા વિના એ વાર્તાઓ કહેવી ? એમ કરીએ તો, એમાં સત્યનો ભંગ થાય છે કે કેમ ? આ સવાલ વાર્તાના વર્ગમાં નડે છે, એટલે વ્યવહારુ છે. ટૂંકામાં, આપણુ પૌરાણિક વાર્તાઓ પ્રત્યે હિંદુ તરીકે અને શિક્ષક તરીકે શું વલણ હોવું જોઈએ ?”

હું પણ એક પ્રકારનો શિક્ષક છું અને અનેક અખતરાઓ કર્યા છે અને કરી રહ્યો છું તેથી આ પ્રશ્નનો ઉત્તર આપવાની હિંમત ધરાવું છું. એ પ્રશ્ન એક સાથીએ કરેલો છે. ઘણા વખત થયાં આ અને એવા બીજા પ્રશ્નોને મેં સાચવી રાખ્યા છે. સાથીની માગણી ‘નવજીવન’ની મારફતે જ ખુલાસો કરવાની નથી, પણ ઘણા શિક્ષકોના પ્રસંગમાં હું આવું છું અને તેમાંના કેટલાકને મારા વિચાર મદદરૂપ થઈ પડે એવી આશાએ ઉત્તર ‘નવજીવન’માં આપવાનું ધાર્યું છે.

હું પોતે પુરાણોને ધર્મગ્રંથરૂપે માનું છું. દેવદેવીઓને માનું છું; પણ જે રીતે પુરાણીઓએ તેમને માન્યાં છે અથવા આપણને મનાવ્યાં છે તે પ્રમાણે હું તેઓને નહિ માનતો હોઉં. સમાજ હાલ જે રીતે તેને માને છે તે રીતે હું નથી માનતો એમ જાણું છું. ઇંદ્ર, વરુણ ઇત્યાદિ દેવો આકાશની અંદર રહેલા છે અને તે નોખી નોખી વ્યક્તિઓ છે અથવા સરસ્વતી આદિ દેવીઓ એ પણ નોખી નોખી વ્યક્તિઓ છે એવું હું માનતો નથી. પણ દેવદેવીઓ અનેક શક્તિનાં વાચક છે એમ હું અવશ્ય માનું છું. તેમનાં વર્ણન એ કાવ્યો છે. ધર્મમાં કાવ્યને સ્થાન છે. જે વસ્તુને આપણે ગમે તેવી રીતે પણ માનીએ છીએ તે વસ્તુનું હિંદુધર્મે શાસ્ત્ર કરી બતાવ્યું છે. બાકી તો જેઓ ઈશ્વરની અનંત શક્તિને માનનારા છે તે દેવદેવીઓને માને જ છે. ઈશ્વરની અનેક શક્તિઓ છે તે જ પ્રમાણે તેનાં અનંત રૂપ પણ છે. જેને જેમ ફાવે તેમ તે તે વિશેષણથી અને તે તે રૂપમાં ઈશ્વરને પૂજે. તેમાં મને તો જરાયે દોષ નથી લાગતો. રૂપકોને છોડીને બાળકોને જ્યાં જ્યાં તેનું રહસ્ય બતાવવાની આવશ્યકતા હોય ત્યાં ત્યાં તેમને બતાવતાં હું પોતે નથી સંકોચાતો. એથી કાંઈ ખરાબ પરિણામ આવ્યાં છે એવું પણ મેં જોયું નથી. બાળકોને અવશ્ય હું આડી રીતે તો ન જ દોરવું. હિમાલયને શિવજી માનવા, તેની જટામાંથી પાર્વતીરૂપે ગંગા નીકળે છે એમ માનવું, એમાં મને મુદ્દલ અડચણ નથી આવતી, એટલું જ નહિ પણ એથી મારી ઈશ્વર પ્રત્યેની ભાવના વધે છે, અને બધું ઈશ્વરમય છે એ હું વધારે સારી રીતે સમજી શકું છું. સમુદ્રમંથન ઇત્યાદિને સારુ જેમ જેને યોગ્ય લાગે તેમ નીતિમાં વૃદ્ધિ થાય એવા અર્થ બેસાડી લે. પંડિતોએ પોતાની મતિ પ્રમાણે એવા અર્થ બેસાડ્યા છે. એટલા જ શકય છે એવું કંઈ નથી.

શબ્દો, વાક્યો ઇત્યાદિના અર્થમાં મનુષ્યમાં થાય છે તેવા જ વિકાસ થયા કરે છે. જેમ જેમ આપણી બુદ્ધિ અને આપણા હૃદયનો વિકાસ વધે તેમ તેમ શબ્દો વાક્યો વગેરેના અર્થનો વિકાસ પણ થવો જોઈએ અને થયા કરે છે. જ્યાં લોકો અર્થને મર્યાદિત કરી મૂકે છે, તેની આસપાસ દીવાલ ચણી લે છે, ત્યાં લોકોનું પતન થયા વગર રહેતું જ નથી. અર્થકાર અને અર્થ એ બંનેનો વિકાસ સાથે સાથે થાય છે. અને સહુ પોતપોતાની ભાવના પ્રમાણે અર્થો ખેંચ્યા જ કરશે. વ્યભિચારી ભાગવતમાં વ્યભિચાર જોશે. એકનાથે તેમાંથી જ આત્મદર્શન કર્યું. ભાગવતકારે વ્યભિચારવૃદ્ધિને સારુ ભાગવત નથી લખ્યું એવો મારો દૃઢ વિશ્વાસ છે. વળી કલિયુગી વ્યક્તિઓ ન સહન કરી શકે એવું આવાં પુસ્તકોમાં જોવામાં આવે તેનો તેઓ અવશ્ય ત્યાગ કરે. અને છપાયેલું બધું, વળી તેયે સંસ્કૃતમાં હોય ત્યારે, ધર્મ જ છે એમ માની બેસવું એ તો ધર્માંધતા અથવા જડતા જ છે.

તેથી આ પ્રશ્નનો ઉકેલ કરતાં એક જ સુવર્ણનિયમ હું તો જાણું છું અને તે બધા શિક્ષકોની પાસે મૂકવા ઇચ્છું છું. જે કાંઈ આપણે વાંચીએ, પછી તે ભલે વેદમાં હોય કે પુરાણમાં હોય, કે ગમે તે ધર્મપુસ્તકમાં હોય, પણ જે સત્યનો ભંગ કરે અથવા આપણી દૃષ્ટિએ સત્યનો ભંગ કરતું હોય અથવા દુર્ગુણોનું પોષક હોય તેનો ત્યાગ કરવાનો આપણો ધર્મ છે. જેલમાં મારી ઉપર વીતી તે વાત હું અહીં લખી જાઉં. જયદેવના ગીતગોવિંદની સ્તુતિ ઘણાઓની પાસે ઘણી વેળા સાંભળેલી. કોઈક દહાડો વાંચી જવાની મનમાં મારી ઇચ્છા હતી. એ કાવ્યથી ઘણાનો ઉપકાર ભલે થયો હોય પણ મારે સારુ તો એનું વાચન શિક્ષારૂપે જ થઈ પડ્યું. વાંચી તો ગયો પણ તેમાંનાં વર્ણન મને દુઃખરૂપ થઈ પડ્યાં. તેમાં કેવળ મારો દોષ જ

હોય એમ માનવામાં મને જરાયે સંકોચ નહિ આવે, પણ મેં તો મારી પોતાની સ્થિતિ વાંચનારના સંતોષ ખાતર મૂકી. ગીતગોવિંદની અસર મારી ઉપર સારી ન થઈ તેથી તે મારે સારુ ત્યાજ્ય થઈ પડ્યું, અને હું તેનો ત્યાગ કરી શક્યો, કેમ કે મારી પાસે સ્વતંત્ર માપ હતું. જે વસ્તુ મને નિર્વિકાર કરી શકે, મારા રાગદ્વેષને મોળા કરી શકે, જે વસ્તુનું સેવન મને શૂળીએ ચડતાં પણ સત્ય ઉપર દૃઢ રાખે તે જ વસ્તુ ધાર્મિક શિક્ષણ ગણાવું જોઈએ. એ માપમાં ગીતગોવિંદ ન ઊતર્યું એટલે મારે સારુ તો ત્યાજ્ય પુસ્તક થઈ પડ્યું.

આજકાલ આપણામાં એવા ઘણા યુવકો છે અને વયોવૃદ્ધ પણ છે કે જેઓ અમુક વસ્તુ શાસ્ત્રમાં છે તેથી કરવા યોગ્ય છે એમ માને છે. આમ કરતાં આપણી અધોગતિ સહેજે થઈ જાય. શાસ્ત્ર કોને કહીએ તેની મર્યાદાની તો આપણને ખબર પણ ન હોય. શાસ્ત્રને નામે જે કાંઈ ધતિંગ ચાલતું હોય તે ધર્મ છે એમ ગણીને આપણે આપણો વ્યવહાર ચલાવીએ તેમાંથી માઠાં પરિણામ જ નીપજે. મનુસ્મૃતિ જ લઈએ. મનુસ્મૃતિમાં શું ક્ષેપક છે અને શું અસલ છે એ હું જાણતો નથી પણ એમાં તો કેટલાયે શ્લોકો છે કે જે શ્લોકોનો ધર્મ તરીકે બચાવ ન જ થઈ શકે. આવા શ્લોકોનો આપણે ત્યાગ કરવો જ જોઈએ. હું તુલસીદાસનો પૂજારી છું, રામાયણને ઉત્તમોત્તમ ગ્રંથ ગણું છું, પણ 'ઢોલ ગમાર શૂદ્ર પશુ નારી એ સબ તાડન કે અધિકારી'માં રહેલા વિચારને હું માન આપી શકતો નથી. પોતાના સમયમાં ચાલતી આવેલી રૂઢિને વશ થઈને તુલસીદાસજીએ એ વિચારો દર્શાવ્યા, તેથી મારે જેઓ શૂદ્રને નામે ઓળખાતા હોય તેઓને અથવા મારી ધર્મપત્નીને અથવા પશુને જ્યારે જ્યારે તેઓ મારે વશ ન વર્તે ત્યારે મારવા મંડી જવું એવો કાંઈ ન્યાય નથી.

હવે મને લાગે છે કે ઉપરના પ્રશ્નનો જવાબ સ્પષ્ટ થઈ જાય છે. દેવદેવીઓની વાત જેટલે અંશે તે નીતિપોષક હોય તેટલે અંશે કરવામાં જરાયે અડચણ હું જોતો નથી. રૂપકો બાળકોની પાસે છોડી બતાવવામાં રસનો નાશ થાય છે એમ મારું માનવું નથી; પણ કદાચ થતોયે હોય તો સત્યનો નાશ કરીને રસને પોષવાની રૂઢિને હું માનનાર નથી. સત્યમાં જ જે રસ રહ્યો છે તે રસ આપણે બાળકોની આગળ પ્રગટાવવો જ જોઈએ. એ પ્રગટી શકે છે એવો મારો અનુભવ છે. દસ માથાળો રાક્ષસ આજ લગી જગતમાં થયો નથી અને થવાનો નથી એમ બાળકોની પાસે સ્પષ્ટ કર્યા પછી એવો રાવણ થઈ ગયો હોય એમ ધારી લઈને રાવણની વાત કર્યે જવી તેમાં હું સત્ય કે રસની હાનિ જોતો નથી. બાળકો સમજે જ છે કે દસ માથાળો રાવણ તે આપણા હૃદયમાં રહેલી દસ નહિ પણ હજાર માથાવાળી દુષ્ટ વાસનાઓ છે. ઈસપની વાર્તાઓમાં પશુપક્ષીઓ બોલે છે. બાળકો જાણે છે કે પશુપક્ષીઓ બોલી નથી શકતાં તે છતાં ઈસપની વાર્તા વાંચતાં જે આનંદ ઊપજે છે તેનો મુદ્દલ ક્ષય થતો નથી.

તા. ૧૮–૭–'૨૬

## ૧૧. કાશીની 'પંડિતસભા'

હું કાશીજીમાં હતો ત્યારે કાશીની 'પંડિતસભા' તરફથી ત્રણ પ્રશ્નો ઉત્તરને સારુ મને મોકલવામાં આવ્યા હતા. તે પ્રશ્નોનો ઉત્તર આપવો તે વખતે જ મને મારો ધર્મ લાગ્યો હતો. પણ મુસાફરીને લીધે અવકાશ ન હોવાથી હું તેમને વહેલો પહોંચી શક્યો નહિ, અને પ્રશ્નો મારા દફતરમાં જ પડયા રહ્યા. હવે દફતરમાં એકઠા થયેલા કાગળોનો નિકાલ

કરતાં તે પ્રશ્નો મારી નજરે પડ્યા છે. તે નીચે પ્રમાણે છે:

"૧. શ્રુતિઓ અને શ્રુતિસંમત સ્મૃતિઓને સંપૂર્ણ માનનારા સનાતનધર્મી ધર્મશાસ્ત્રીઓથી હરહાલતમાં અસ્પૃશ્યોને અડવાનું સમર્થન શાસ્ત્ર પ્રમાણે કેવી રીતે કરી શકાય? કારણ આપણાં શાસ્ત્રોમાં તો 'देवयात्राविवाहेषु संकटे राजविप्लवे । उत्सवेषु च सर्वेषु स्पर्शास्पर्शौ न दुष्यतः ॥' જેવા અપવાદોને બાદ કરીને તેના સમર્થનમાં કોઈ પ્રમાણ નથી. વળી આવા ધર્મશાસ્ત્રીઓથી કેમ કહેવાય કે હિન્દુધર્મમાં અસ્પૃશ્યતાનું સમર્થન જ નથી?

૨. આપણા દેશમાં સનાતનધર્મી હિન્દુઓની મોટી સંખ્યા તો 'तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।' આ ગીતાવાક્યને અવિચલ શ્રદ્ધાભક્તિથી માનનારી જ હોય છે. અને તે લોકોમાં જ તમારે કામ કરવાનું રહ્યું; ત્યારે જ્યાં લગી તમે તમારી અસ્પૃશ્યતાનિવારણની પ્રવૃત્તિને શાસ્ત્ર પ્રમાણે સિદ્ધ નહિ કરી શકો ત્યાં લગી તેનો પ્રચાર કેમ થઈ શકશે?

૩. મુસલમાન ઉલેમાના હૃદયમાં તો એવી ભાવના ઠાંસી ઠાંસીને ભરેલી છે કે ઇસ્લામધર્મ સિવાય બીજા ધર્મના અનુયાયીઓની કતલ કરવામાં પુણ્ય છે, અને તે 'કાફર' છે એટલે તેઓ સાથે ત્યારે જ હળીમળી શકાય જ્યારે તેઓ ઇસ્લામ-ધર્મ સ્વીકારે. અને ઉલેમાનો હુકમ તો રહ્યો બધા મુસલમાનોને સારુ દિવ્યવાણી જેવો. જ્યાં સુધી આવી સ્થિતિ છે ત્યાં સુધી હિન્દુમુસલમાનો વચ્ચે મેળ કેમ થઈ શકે?"

પંડિત મહાશયો મારા ઉત્તરમાં પાંડિત્યની આશા તો નહિ જ રાખે. હું મારા અનુભવથી જેવી રીતે ધર્મનું સ્વરૂપ સમજ્યો છું, અનુભવદ્વારા શાસ્ત્રોનો અર્થ જે સમજ્યો છું તે પ્રમાણે જ ઉત્તર આપવાનો નમ્ર પ્રયત્ન કરીશ.

નામમાત્રથી શ્રુતિસ્મૃતિઓ કહેવાતાં બધાં પુસ્તકો ધર્મવાક્ય થઈ જતાં નથી. કોઈ પણ વાત જે સત્યાદિના અટલ સિદ્ધાંતોની વિરુદ્ધ છે તે ધર્મપ્રમાણ તરીકે સ્વીકારી શકાતી નથી. મનુસ્મૃતિ આદિ ગ્રંથો હાલ જે સ્વરૂપમાં

આપણી આગળ મૂકવામાં આવે છે તે જ તેમનું મૂળ સ્વરૂપ હતું એમ નથી લાગતું. કારણ કે તેમાં આજે તો અનેક પરસ્પરવિરોધી વચનો છે. વળી કેટલાંક વચનો તો સનાતન નીતિ, સિદ્ધાંત અને બુદ્ધિને પણ પ્રતિકૂળ છે. શ્રુતિગ્રંથોનાં રહસ્ય જોતાં તો અસ્પૃશ્યતાની પ્રથા સાવ પાપ જ લાગે છે. અસ્પૃશ્યતાની બાબત મેં જે કહ્યું હતું તે તો આ પ્રમાણે હતું; 'આજે આપણે જેને અસ્પૃશ્યતા સમજીએ છીએ તેને સારુ શાસ્ત્રમાં કોઈ પ્રમાણ નથી.' આ વાક્યમાં અને જે વાક્ય પંડિતોએ મારે વિષે આરોપ્યું છે તે વચ્ચે મોટું અંતર છે.

આજકાલની વ્યાખ્યા પ્રમાણે અસ્પૃશ્યતાનું સમર્થન પ્રચલિત ધર્મગ્રંથોને આધારે થઈ શકતું નથી એ મારી માન્યતા છે. જે સ્મૃતિવાક્ય કાશીના પંડિતોએ આપ્યું છે તે તો ઊલટું મારા પક્ષનું સમર્થન કરે છે. 'દેવયાત્રા, વિવાહ, સંકટ, રાજવિપ્લવ અને ઉત્સવ' એ તો આજે પણ આપણી સામે મોજૂદ છે. આવે સમયે સ્મૃતિઓમાં અસ્પૃશ્યતાનું સમર્થન ન હોય તોપણ પંડિતોથી જનતાની સામે અસ્પૃશ્યતાને ટેકો કેમ આપી શકાય ?

આ પછી બીજા પ્રશ્નનો ઉત્તર આપવાની વધારે જરૂર નથી રહેતી. હું સ્પષ્ટ રીતે સિદ્ધ કરી ચૂક્યો છું કે પંડિતોએ પોતે જે વાક્યનું પ્રમાણ આપ્યું છે તે મારા કામને સારુ બસ છે. પણ શાસ્ત્ર એટલે શું એ પ્રશ્ન ઉપર થોડો વિચાર કરીએ. હું ઉપર જણાવી ચૂક્યો છું કે સંસ્કૃત ભાષામાં છપાયેલ દરેક ગ્રંથને શાસ્ત્ર માની લઈએ તો પુણ્ય પાપ સિદ્ધ થઈ શકે અને પાપ પુણ્ય બની જાય; માટે ગીતાની ભાષામાં કહીએ તો ગીતાના 'स्थितप्रज्ञ'નું વચન એ જ શાસ્ત્રનો બુદ્ધિગ્રાહ્ય અર્થ થઈ શકે. માટે જો પંડિતો સમાજને સીધા માર્ગ ઉપર લઈ જવા ઇચ્છતા હોય તો

તેમણે પાંડિત્યની સાથે ‘પ્રજ્ઞા’ને સ્થિર કરી રાગદ્વેષાદિને જીતવા રહ્યા. જ્યાં સુધી પંડિતો તપશ્ચર્યા કરીને ગીતાની ભાષાના ‘બ્રહ્મભૂત’ નહિ બને ત્યાં સુધી મારા જેવા પ્રાકૃત મનુષ્યો પાસે અનુભવની ઓથે રહી સેવા કરવા સિવાય બીજો ઇલાજ નથી.

હવે ત્રીજો પ્રશ્ન: મારો નમ્ર અભિપ્રાય છે કે ત્રીજો પ્રશ્ન પૂછીને પંડિત મહાશયોએ પોતાનું અજ્ઞાન પ્રગટ કર્યું છે. અન્ય ધર્માવલંબીઓની હત્યા કરવી એમ ઇસ્લામ નથી શીખવતો કે નથી હિન્દી ઉલેમામાત્રના હૃદયમાં એવી ઇચ્છા; નથી બધા મુસલમાનો એવા ઉલેમાના પ્રભાવમાં. ઉલેમા ગમે તેવા હોય, હિન્દુધર્મની રક્ષા તો હિન્દુઓની પવિત્રતાથી જ થઈ શકે, બીજા કોઈથી નહિ. આત્મા જ આત્માની રક્ષા કરી શકે, ‘આપ ભલા તો જગ ભલા’ એ લૌકિક કથનને ન્યાયે સહુ સાથે હળીમળીને રહેવું એ આપણું કર્તવ્ય છે. મારો અનુભવ પણ મને એ જ કહે છે.

તા. ૨૧-૭’૨૯

# સૂચિ

---

